# જ્ઞાન. ગમતનાં. ગૌહરો.

મહેન્દ્રલાલ ઈન્દ્રશંકર ગાંધી.

# Casket of Gems

## Instructive & Amusive.

# જ્ઞાન ગમતનાં ગૌહરો.

સમજણ, સરેહ, દ્રષ્ટાંત, અને ગદ્ય-પદ્ય સર્ખામણી સહિત રચનાર

**માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.**

એક ગુમાઈ ગયલું ગઠ્ઠર; બઝમવાળો ઇનામી નિબંધ.
દારૂણ દુસ્મન દારૂ; અને રૉયલ ઑપેરા હાઉસવાળો
ઇનામી રેસાલો, પારસી કુંવારાપણુંના લખનાર.

**ભાગ પહેલો. આવૃતિ પહેલી.**

ઇ. સ. ૧૯૧૮.

**કિમત રૂ. ૧॥.**

If to the Tongue of Tongues thou hast a mind,
If to the Best of Books thou art inclined,
Make this thy way, which pleasant is and plain,
Affects the Eye and Heart, instructs the Brain.

# અર્પણ.

ભલાઇ કરો ભલું થશે—ખુદા તમોપર ખુશ રહેશે!

એ અતોલ ઉપદેશ અનુસાર

પોતાની મધ્યમ મવસર છતાં એક શ્રીમંત

શેઠયાને છાજતો ગરીબ હમદીનોનાં

ભલાંમાં ગહા ભાગ લેનાર

મ્હારા માનવંત મિત્ર

## શેઠ ડોસાભાઈ રૂસતમજી ઉમરીગર

ને મ્હારાં આ મિસ્કીન ગૌહરો તરફના એમના ચાહની

કદરશનાશીમાં તેમજ મુજ પ્રત્યેના એમના

પ્રેમની અઝિઝ યાદમાં મોહબતભરી

મરવત સાથ આ કેતાબ

અર્પણ કરૂં છું.

રચનાર.

I expect to pass through this world but once. Therefore, if there be any kindness I can show, or any good thing I can do to any fellow human-being, let me do it *now*: for, *I shall not pass this way again.*

*Omar Khayam.*

# બે બોલ.

---

મી૦ માણેકશાહ દીનશાહ મીસ્ત્રીએ અંગ્રેજી, ફારસી, અને ઉર્દૂ સાહિત્યનો અભ્યાસ સારો કર્યો છે, અને એ અભ્યાસનાં ફળ સ્વાર્થી થઇ પોતે એકલાએ ન ચાખતાં ગુજરાતી જાણનાર, પરંતુ ઉપલી ભાષાઓથી અજાણ એવાં પોતાનાં ભાઇ બહેનને પણ ચખાડવાં એવી શુભ મતલબથી તેમાંથી તારવી કાઢેલાં "જ્ઞાન ગમતનાં ગૌહરો"નો સંગ્રહ કરી પુસ્તકરૂપે બહાર પાડયો છે. જે સારી મકસદથી એમણે એ કાર્ય કર્યું છે તે મકસદજ ધ્યાનમાં રાખી આપણે એ ઝવાહેરો (ગૌહરો)ની કીંમત કરવી જોઇએ, અને તેવી રીતે કીમત આંકતાં દરેક વાચકની જરૂર એવી ખાત્રી થશે કે એ ઝવેરાતની રતીએ રતી મૂલ્યવાન છે. જ્ઞાન અને ગમત બંને એકી વખતે સાધવાં એ મુશ્કેલ કામ છે: જેનું વાંચન બલકે જેનો અભ્યાસ, વિસ્તીર્ણ હોય અને ઉંડો હોય તેનાથીજ એ કામ પાર પડે, અને આ પુસ્તકમાં આપેલા ઉતારા તથા તેની સમજણ વાંચતાં મી૦ મીસ્ત્રીનાં વાંચન અને અભ્યાસ માટે આપણને બહુ સારો ખ્યાલ બેસવો જોઇએ. નિર્દોષ ગમત અને તેની સાથે જ્ઞાન, બંને બાબત બહુ સાદી ભાષામાં આપવાનો મી૦ મીસ્ત્રીનો પ્રયત્ન સફળ થયો છે. એ પુસ્તકમાંના કેટલાએક ફકરાઓ તો એવી ઉંચી

કિસમની સમજ આપે છે કે જે શું ઘરડાં કે શું જવાન, શું સ્ત્રી કે શું પુરૂષ, શું આધેડ વયનાં કે શું બચ્ચાં, દરેકને ઉપયોગી થઈ પડે. આ સિવાય મી૦ મીસ્ત્રીએ પોતાનું લખાણ એવી સાદી ઈબારતમાં કર્યું છે કે તે સમજતાં હિંદુ, પારસી કે મુસલમાન, જેને થોડું ઘણું પણ ગુજરાતી ભાષાનું જ્ઞાન હોય તેને અડચણ પડે નહિ. એક હિંદુની નજરે જોતાં જોકે તેમાં કોઈ કોઈ જગાએ ભાષા દોષ માલમ પડી આવે છે, (જેમકે, "ઉમર **ગોટી** કહાડવાની રીત," પૃ. ૧૧૨: "વાવો તેવું વિણો," પૃ. ૨૧૦)* તોપણ એકંદર રીતે બહુ બારીકાઈની નજરથી ન જોનારને ભાષા સંબંધે ઘણું કહેવાનું મળશે નહિ.

છેવટે, આપણે ઈચ્છીશું કે જે મુદ્દાને લક્ષમાં રાખી મી૦ મીસ્ત્રીએ આ સંગ્રહ જાહેરમાં મૂકયો છે, તે મુદ્દો પૂરેપૂરી રીતે બર આવે.

મુંબઈ,<br>તા૦ ૩ જી ફેબ્રુઆરી,<br>સન ૧૯૧૮.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

---

* ખરો શબ્દ "**ગોતી**" છે, અને તે પણ કાઠીઆવાડી હોવાથી ગુજરાતમાં ઓછો પ્રચલીત છે. "વાવો તેવું **વિણો**"ને બદલે હિંદુઓ "વાવો તેવું **લણો**" એ પ્રયોગ વાપરે છે, અને તે શુધ્ધ છે.

# તમારો સેવક રચનાર

પણ, આ જવાહેરોની કૃપાની રાહે કસોટી કરનાર કુશળ ઝવેરી અત્રેની સ્મૉલ કૉઝિઝ કૉર્ટના વિદ્વાન વડા જડજ અને સુવિખ્યાત સાક્ષર શેઠ કૃષ્ણલાલ મોહનલાલને પગલે ચાલી, જરૂરી શબ્દો સિવાય જ્યાદા પ્રસ્તાવના પિંજનમાં તમો વાંચકને ઉતારવા હરગેજ લાજમ લેખતો નથી.

શેહેરે મુંબઈનાં પ્રત્યેક પારસી પત્રો સંગાથ સુપ્રસિદ્ધ માસિકોમાં એકથી અનેકવાર અનેક મથાળાં હેઠળ "જ્ઞાન ગમતનાં ગૌહરો" દેખાવ દઈ ચુકાં છે. હિંદુ માહુવરીઓની કટાર વટિક તેથી તન્હા રહી નહોતી. પચરંગી પ્રજામાં સદરહુ સુખામૃત હારમાળા હોંશ ઉલટથી વંચાતી હોવાની વાત સાંભળી, સાહિત્ય શૉકિન સજ્જનોની સેવામાં પુશ્કળ સુધારા વધારા સહિત તે પેશ કરવાની શુભેચ્છકે હામ ભિડી છે–જાલમ જંગી યુરોપી યુદ્ધ આભારી કોરાં કાગળ અને બીજા અનિવાર્ય અસબાબના આજના દારૂણ દુકાળિયા કાળ કિંવા ઐયામમાં, આ કિફાયત કેતાબદ્વારા!

વધારાનાં પાંચ પુસ્તક પ્રગટ કરી શકાય એટલાં મન મગજની મૉજનાં ઑરં ઉંચ મિષ્ટાન મુજ પાસ મોજુદ છે. હાલના અમાપ વાર્તા વાતાવરણ વચ્ચે આ કિસમની

કમતરીનની કેતાબ કેવી કૃતજ્ઞ કુમક મેળવે છે તે ઉપર બીજા બરતર મનહુર ભાગોને છાપાના ઉંબર ઓળંગતા કરવાનો અખંડ આધાર રહે છે. બસ, બહુ થયું !

મ્હારાં આ કામના દસ્તગીર મ્હારા મયાળુ પિતાતૂલ્ય મિત્ર શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એડનવાળા એમ. વી. ઓ. નો તથા મિત્ર શેઠ દીનશાહ મેહેરવાન ઈરાનીનો, પોતાનાં પુસ્તક મ્હારાં શિક્ષણાર્થે ભેટ મોકલનાર મેહેરબાનોનો, અને મુજને મદદરૂપ થઈ પડેલાં પુસ્તકનાં પ્રવર્તાવનારાઓનો, આ ટકે મોટો આભાર માનું છું.

ઑલબ્લેસ બાગ લેન, ગીરગામ.
મુંબઈ, તા૦ ૭-૨-૧૯૧૮.

**માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.**

# Casket of Gems

## Instructive & Amusive.

# જ્ઞાન ગમતનાં ગોહરો.

(સમજણ, સરૈહ, દ્રષ્ટાંત, અને ગદ્ય-પદ્ય સરખામણી સહિત.)

### સૃષ્ટિ નાટક સમાજ:—

All the world's a stage,
And all the men and women merely players.
They have their exits and their entrances;
And one man in his time plays many parts;
His acts being seven ages. At first, the infant,
Mewling and puking in the nurse's arms;
And then, the whining school-boy, with his satchel,
And shining morning face, creeping like snail,
Unwilling to school; and then, the lover,
Sighing like furnace, with a woeful ballad
Made to his mistress' eye-brow. Then, the soldier,

Full of strange oaths, and bearded like the pard,
Jealous in honor, sudden and quick in quarrel,
Seeking the bubble reputation even in the cannon's mouth.
And then, the justice, in fair round belly, with good capon lined,
With eyes severe, and beard of formal cut,
Flul of wise saws and modern instances:
And so he plays his part. The sixth age shifts
Into the lean and slippered pantaloon,
With spectacles on nose, and pouch on side;
His youthful hose well-saved, a world too wide
For his shrunk shank; and his big manly voice
Turning again towards childish treble, pipes,
And whistles in his sound. Last scene of all,
That ends this strange eventful history,
Is second childishness, nad mere oblivion;
Sans teeth, sans eyes, sans taste, sans everything.

( *Shakspeare.* )

સમજણ:—આ આખા દુનિયાના તખ્તા ઉપર મરદ તથા ઑરત પોતાના ખેલ ખલાસ કરી જાય છે. તેટલો વખ્ત એક મરદ સાત ભાગ ભજવી લે છે. પહેલાં, તે જન્મ પામે છે તેવો તેની માતાના હાથમાં દુ:ખ દર્દોને લીધે, અથવા સમજ નહિ પડે એવાં કારણને લીધે, ઉવાં ઉવાં કરીને રડે છે, અને ઓકયા કરે છે. ત્યાર પછી વધીને, તે એક ન્હાનો છોકરો બને છે, જે ઘણીજ નારાજીથી પોતાનું જોસ્તાન ખલે મારી નિશાળે જાય છે, અને પછી જેમ મોટો થતો જાય છે તેમ ઑરતના પ્યારમાં પડે છે. તેનું જીગર બહુની

માફક જલ્યા કરે છે, અને તે દિવાના જેવો બનીને તણીનાં આંખનાં ભવાં જેવી નિર્જીવ ચિજપર પણ ગરબા અને લાવણી જોડવા મંડી જાય છે. ત્યાર પછી તે એક શુરો સેપાહ બને છે. જરા જરામાં સમ સોગન ખાય છે, અને ખડીઆ વાઘ જેવો દાઢીવાળો થઈ, તકલીદી દુનિયાઈ માનને માટે અદેખો અથવા તો વ્હેમી બને છે, કજીઆ કંકાશ કરવામાં તત્પર આકળો ભુત રહે છે, અને પોતાનાં પરપોટા સમાન નામ, આબરૂ તથા હોરમતને માટે ટોપનાં મોઢ-ડામાં જઇને પણ તેનો બચાવ કરવા માંગે છે. બાદ તે પોતાને ઇન્સાફદાર સમજે છે, અને પેટની મોટી દુમ કહાડી, આંખના ડોળા કડક કરી, દાઢી મુછને તેના વિચાર પ્રમાણે અને ફેશનનાં ચલણ પ્રમાણે વિચિત્ર રીતે કાપકુપ કરાવીને તથા ચાલુ જમાનાને બરની સુબોધ શિખામણ આપીને તે તરેહવાર ખેનકોટક કરતો રહે છે. ત્યાર પછી તેના છઠ્ઠા દેખાવમાં તે બુઢાખખ બને છે, અને એ વખ્તે તેનું શરિર કુદરતી રીતે હાલ- હવાલ બની જવાથી તે પોતાના પોશાક માટે પણ તેવોજ બેદરકાર રહે છે, ને તંગને બદલે જેવું તેવું ધ્રિલું પહેરવાને વધારે મુનાસેબ સમજે છે. નાક ઉપર ચશમો ચહડાવીને, બચ્ચાં જેવો પાછો બનીને, અને જુવાનીના તોરનો અવાજ ગુમ કરીને, ફરી એક બાળક જેવો બને છે. સાતમો દેખાવ, એટલે માણસનો ખતમ થતો દેખાવ, તે કાંઇજ નહિ પણ એક બીજી બાળ અવસ્થા કહેવાઈ શકાય, અને માયા અથવા પરપોટો અથવા ખોટો દેખાવ એ બોલથી તેને ઓલખીએ તો તે ઘટતું કહેવાય. જીંદગીના આ છેલ્લા ભાગનો અંત ખચિત એવોજ છે, જે વખ્તે દાંતનું, આંખનું, સવાદનું, સોરમનું કે કોઇબી ચિજનું ઠેકાણું હોતું નથી. બધું નદારદ!

## દોહરા.

નાટકરૂપી વિશ્વ આ, કરે નર નારી ખેલ;
કો આવે કો જાય છે, કો બીજે કો પેલ.
ઘણા તમાસા સૌ કરે, લિયે સાત ભવરૂપ;
નહિ એમાંથી છુટકો, કાં રૈયત કાં ભુપ.
પહેલું રૂપ લઇ બાળનું, ઉવાં ઉવાં કરી રોય;
પીલું લીલું ઓકતો, માત બિચારી ધોય.
બીજે રૂપ નિશાળિયો, પોથી લઇને હાથ;
ડમકે ક્રૂર નિશાળભણી. કડવાં મોઢાં સાથ.
ત્રીજે રૂપે આશક બને, ભઠ્ઠી પેરે હાય;
પ્રિયાતણાં નેત્રો વિશે, દુઃખદાયક ગીત ગાય.
યોદ્ધો ચોથાં રૂપમાં, ભળતા સોગન ખાય;
કીર્તિ પરપોટા થકી, ટોપ મુખે ચઢી જાય.
ચિતરા જેવી દાઢીએ, શુરો સિપાઇ જણાય;
ચપ ચપ હઠ હઠ બોલતો, માન દિવાનો થાય.
રૂપ પાંચમે તે બને, ગોળ ઉદર પાટેલ;
કરડી આંખે ગામમાં, ન્યાયરૂપી કરે ખેલ.
વિધિયુક્ત દાઢી ઉપર, આછા આછા વાળ;
કહેવત બોલે સહુભણી, બન્યા દાખલા હાલ.
મરદાની અવાજ તે, બચપણ સમ કચવાય;
સીટી પેરે વાગતાં, પોકળ થાતો જાય.
પહેરે ધોતર ખટરૂપે, જેમાં સમાય ઘણાક;
જોબનમાં ઘડપણ ફરે, ઘાલી ચશમા નાક.

વિગુણ આ ઇતિહાસમાં, અદ્દભુત છેલ્લો ખેલ,
વિસ્મૃતિ આવી પુગી, લાવે બગી ફેલ.
બીજું બચપણ આવ્યું, એવો ઘડપણ ચંપ;
દાંત આંખ કે સ્વાદ શું, સર્વ ઇંદ્રિયો ગંપ

(મલબારી.)

દુનિયાઈ નાટક રચનાનો દરિયો શાંત નથી. તેમાં હરઘડીએ મોજા ધસી આવે છે, અને તેમાં કોઇ બારકસ હંકારનારને ડુબાવે છે, ભુલાવે છે, તો કોઇને તરીપાર ઉતારે છે. નાટક મંડળીનો માલેક નક્ષેત્રનો પાર્ટ લે ત્યારે પોતાનોજ નોકર જે હાલ તુરત હરિશ્ચંદ્ર રાજા બનેલો હોય તેની આગળ તે કુરનસ બજાવે છે, તાબેદારી બતાવે છે, અને હરિશ્ચંદ્રનો હુકમ માથે ઉઠાવે છે. એજ માલેક ચાંડાળ અગર ઘેડનો વેશ લે છે ત્યારે ભંગીઆનો પોશાક પેહરે છે, અને તે માલેકનો સાડી સુતાલિસ રૂપરડીનો નોકર નાટક ચાલે ત્યારે પુર બપકામાં પ્રધાન બનીને પોતાના શેઠનીજ ઉપર હકુમત ચલાવે છે. જે ચાકરને માલેક પોતાની બે ચાર કલાકની પ્રિય બાએડી બનાવે છે, તેણેજ પાર્ટ બજવામાં કાંઈ ખામી દેખાડી તો પરડાની બાહેર લઇ જઇને તેને પેટપુરતી મેથી જમાડે છે. જે નોકરને પોતેજ રાજા બનાવેલો, તેજ રાજાને તેના કાંઈ કસુરને માટે અંદર બોલાવી બેલગામ બદામ દરાખના આશિર્વાદથી તેને નવાજે છે. જે નોકર છોકરાને રોહિત બનાવેલો, તેણે પોતાનાં રાજવંશી માબાપ આગળથી વિખુટા પડતી વેળાએ ઝારબેઝાર રડવાના બરાબર ઘોંગધતુરા કિધા નહિ તો તેને સોટીએ માર મારી, તમાચા ને લપડાક લગાવી, ખરેખર પોકેપોક રડાવે છે. માલેક નક્ષેત્રને ખરીડવાની પાક બેહાઈ કરવા આવેલો પેલો કાલસેન ઘરડો અંદર જઇને કોણ જાણે કેવી

ગરમાગરમ "બિસ્કોટ" ઝિલતો હશે? નાટક ચાલતો હોય તેટલો વાર જે નોકરોને રાજા, વજીર, પ્રધાન, ફરેસ્તા, ઇંદ્ર, શિવ, શયનાપતિ રાણી, રાજકુમાર, કે ભગવાન વગેરે બનાવ્યા હોય તેઓની આગળ તે માલેક ધ્રુજે છે, રડે છે, કકલે છે, ઝુડી ઉઠાવે છે, માફ માગે છે, પ્યાર બતાવે છે, ને બીજું બધુંએ કરવાને ચુકતો નથી. પણ તે સર્વે ખોટું, બનાવતી, અને અમુક વખત સુધીનુંજ! તેજ પ્રમાણે માબાપ, ભાઈબહેન, છોકરા છોકરી, કાકા મામા, શેઠ નોકર, એ સર્વે આ દુનયાના નાટક તખ્તા ઉપર ખોટું, તદન ખોટું, ઉભું કરેલું છે. કોટના બિખા બેહેરામના કુવા ઉપર એક વખ્તે રાત્રે શાહનામાનું વાંચણ સાંભળવા કેટલાક પારસીઓ ભેગા મલ્યા હતા, તેમાં કેટલાકો કુવાની આસપાસ અને કેટલાકો કુવાની પાળ ઉપર બેઠા હતા. ઇરાન અને તુરાન વચ્ચેની લડાઇમાં ઇરાનીઓની હાર થવાનું જુસ્સાદાર બયાન ત્યાં વંચાવા લાગ્યું. લેકન વાંચણમાં સમાયલી વિગત પુરી થાય તે આગમચ કુવાની પાળ ઉપર બેઠેલાંઓમાંથી એક (દીનચકાશીદાર) હમદીને તુરાનીઓ ઉપર બિજવાઇ જઇને ઇરાનીઓ તરફથી બુમ પાડી કે, "માર એને!" આ "માર" શબ્દ પોકારનાર પારસી એટલો તો ઝનુનમાં આવી ગયો હતો કે તે પોતે ક્યાં બિરાજ્યો છે તેનું પણ તેને ચક રહયું નહિ, અને મારની બાંગ મારતાં તેણે પોતાનું સમતોલપણું ગુમાવી દીધું, અને તેજ વખ્તે કુવાનાં પાણીમાં જઇ પડયો; પણ તુરતજ તેને બચાવી લેવામાં આવ્યો હતો. આ રમુજી બનાવ બનેલો મર્હુમ મી૰ કેખુશરો કાબ્રાજીએ એક પ્રસંગે કહી સંભળાવ્યો હતો. રુસ્તમ–સોહરાબનો નાટક ચાલતાં એક ઇરાની નાટકતખ્તા ઉપર ધસી ગયો હતો, અને આંખમાં ધરધર આંસુ લાવીને રુસ્તમને પોતાના બેટા સોહરાબનો પ્રાણ લેતાં મના કરવા

સાર લાકડી સાથ દોડી જઇ મારવા કરતો હતો. મજકુર બનાવ પણ મુંબઇમાં બન્યો હતો. જ્યારે તે ભોળો હરીની બધુંજ ખરૂં માની ગુસ્સે થઇ દિલગીરીમાં ગરકાવ થતો, ત્યારે તુફાની તમાશગીરો તેના તરફ હસતા અને તેને ખિજવતા હતા. ઇંગ્રેજી તખ્તા ઉપર પણ હેમલેટના નાટકમાં એક અજ્ઞાન સોલ્જરે એવોજ રકાસ કર્યો હતો. હરિશ્ચંદ્રનો નાટક પહેલીવાર જોતાં કોણની આંખમાંથી "બહેરામશાહ" નથી આવ્યાં? ખવિસ વિશ્વામિત્રને ખોખરો કરવા માટે કોણ તલ્પી રહયું નહોતું? એજ પ્રમાણે આ દુનિયાઇ નાટકને જેઓ ખરેખરો માને છે તેઓજ તેનાથી દુઃખ કે હર્ષ પામે છે. દેશ ખાઇને દરવાજા ખાંચે મારી બેઠેલાઓ તે વિષે બેદરકાર રહે છે. એક બીજો કવિરાજ નિચલાં પાત્રો મનુષ્ય નાટકતખ્તા ઉપર રજુ કરે છે.

વીસે તો કુમળો છોડવો રે, એને વેલ્ડી સાથે જોડવો રે!
ત્રીસે તો તુંદી ભારી રે, જાણે આવ્યા બાંવા બ્રહ્મચારી રે!
જ્યાર દાહેકો એક હોકાશે રે, ત્યાર બેટો ચાલીસ ગામ જાશે રે!
અર્ધ તુંદી ને અર્ધ નર્માશ રે, એનાં મગજમાં કરશે વાસ રે!
જ્યાર પિસ્તાલીસ થાય પુરાં રે, ત્યાર નેત્રો ખિલે એનાં નુરાં રે!
જ્યાર ઘરમાં મ્યાંઉ-મ્યાંઉ આવે રે, ત્યાર શુધ્ધિ મગજમાં લાવે રે!
થાય જ્યાર પચાસની ભરતી રે, ત્યારે ભાઇને ચિંતા થાય ફરતી રે!
જ્યાર થાય પુરેપુરી સાઠી રે, કે અક્કલ એની નાઠી રે!
જ્યાર પાંસઠ થાય છે પુરાં રે, ત્યારે ઘરનાં ઘોંકે છે છોરાં રે!
એક વાનર ચિચવાય કેવો રે, બસ હાલ સમજવો એવો રે!
જ્યાર સી-તેરપર જાય પુરો રે. જાય બન્ને રત્નનાં નુરો રે!
જોય દિવસ ને મહા માઠો રે. વળો કમ્મર કેરો કાંઠો રે!

એટલામાં ધપે તોજ સારૂં રે, ન તો ટોંકે તેને વહુવારૂં રે!
થાય અહેંસી, નહિ કોઇ બેશી રે, ખાય ઘરમાં બગાસાં બેસી રે!
થઈ ઉમ્મર અગર પંચ્યાસી રે, હાથ પગ દંત લેવા તપાસી રે!
બાપુ, કર માચડો તુર્તં ખાલી રે, જીંદગી છે હજી કેમ વ્હાલી રે!

ગરીબ બાપડાં બાનુઓ! ભપકાદાર કપડાં ભરવાના ભંડારરૂપ દુનિયા ઠરી તો, પોલ્કા ને ઘાઘરા, સાડી ને બ્લાઉઝ, બોસ્ટોક બુટસ ને ટેનિસ શુઝ, બ્રેસ્લેટ ને નૅકલેસ, બુટ્ટી ને વીટિ, કાં નહિ હૈડે રહે આખો ભવ? આ અવનિના નાટકતખ્તા ઉપર મરદો પોતાનાં સાત પાત્ર કેવી રીતે ભજવે છે તેનો શેકસપિઅરે આપેલો ચિતાર આપણે જોયો. (અ)બળાઓનાં સાત પાત્ર હવે તપાસીશું.

All the world's a wardrobe,
And all the girls and women merely wearers.
They have their fashions and their fantasies.
And one she in her time wears many garments
Throughout her seven stages. First the baby,
Befrilled and broidered, in her nurse's arms;
And then, the trim hosed school-girl with her flounces.
And small-boy scorning face, tripping, skirt-waggling,
Coquettishly to school. And then, the flirt,
Ogling like Circe, with a business aeillade
Kept on her low-cut corset. Then, a bride,
Full of strange finery, vestured like an angle,
Veiled vaporously, yet vigilant of glance,
Seeking the woman's heaven, admiration,
Even at the altar's steps. And then, the matron,

In fair, rich velvet, with suave satin lined.
With eyes severe and skirts of youthful cut,
Full of dress saws and modish instances,
To teach her girls their part. The sixth age shifts,
Into the grey, yet gorgeous grandmamma,
With gold pince-nez on nose and fan at side,
Her youthful tastes still strong, and worldly wise
In sumptuary law, her quavering voice
Prosing of fashion and Le Follet pipes
Of robes and bargains rare. Last scene of all,
That ends the sex's Mode-swayed history,
Is second childishness and sheer oblivion
Of youth, taste, passion—all save love of dress.

* * *

## ઉર્દૂ નઝમ ઉલ્લાસ:—

હાલમાં બોલાતી ભાષાઓમાં ઉર્દુ ભાષાની ઉમ્મર સહુથી નહાની છે, પણ એ ભાષાએ પોતાની બાળવયમાં જે લોકપ્રિયતા મેળવી છે તે તારીફલાયક છે. ઉર્દુમાં, ફાર્સિ મિઠાશ અને અરબી ગંભિરતા જોવામાં આવે છે. આ પ્રસંગે ઉર્દુ નઝમની થોડી નાદર લીટિઓ નાઝિમના અર્થ સહિત રજુ કરવામાં આવે છે.

જો જીંદગી હય તો યક દીન યે હાલ હોના હય:
ન ચશમે કમસે ઝઇફોકો નવજવાં દેખો.

(સબા.)

જુવાનોએ ઘરડાંઓને તોચ્છકારથી જોવું નહિ; કાંકે અગર જીવતા રહ્યા તો તેઓનોબી એજ હાલ થવાનો છે.

મુસાને યકી અર્ઝ કે, એ બારે ખુદા!
મકબુલ તેરા કઔન હય બંદોમે સીવા?
ઇર્શાદ હુવા, બંદા હમારા વોહ હય,
જો લે શકે ઔર ન લે બદીકા બદલા.

(હાલી.)

મુસા પેગમ્બરે પુછ્યું, ઓ ખુદા, ત્હારો સઉથી વ્હાલો બંદો કોણ છે? ઇશ્વરે ફર્માવ્યું કે, મ્હારો વ્હાલો બંદો તે છે કે જે બુરાઇનો બદલો લઇ શકવાની સ્થિતિમાં હોય તોએ ન લે-દરગુજર કરે!

ચમને દહરમે ખાલી નહિ આફતસે કોઇ;
તુટતે ફુલ હય, પડતે હય સમરપર પત્થર.

(જલીલ.)

આ દુનિયાના બાગમાં આફતથી કોઇ નિરાળું નથી; ફુલો ઝાડ ઉપરથી તોડી લેવામાં આવે છે, અને ફળ ઉપર પત્થરા પડે છે.

ખાનેકો રઝક, રહેનેકો ઘર, અઔર લહદકો જા;
દુનિયામે યક જાનકો કયા કયા ન ચાહિયે?

(અનીસ.)

ખાવાને રજક રોટી, રહેવાને માટે મકાન, અને વળી ઘોરને માટે જગ્યા; આ અવનિમાં એક ઇસમને નથી શું જોઇતું?

સાલેહભી તેરા, ઝીસ્તભી તેરા હય;
કઅબાભી તેરા, કકુનીસ્તભી તેરા હય.
હાઝીર ગુનેહગાર, જીધર ભેજ દે તું;
દોઝખભી તેરા, બહીશ્તભી તેરા હય.

ઓ ખુદા, સત્કર્મીઓ ત્હારો બંદો છે, અને કુકર્મીઓ ત્હારોજ છે; તુંજ મક્કાનો માલેક, અને તુંજ દહેરાંનો ધણી. આ ત્હારો પાપી બંદો હાજર છે, જ્યાં ત્હારી મરજીમાં આવે ત્યાં ધકેલી દે; કારણ કે દોજખબી ત્હારૂં છે, અને બેહેસ્તનો ધણી પણ તુંજ છે.

ગઝબ હય ઇનસાં હમે મુસિબત, કરે ગર ઇનસાંસે બેવફાઈ;
દેખો ચક્કીકે પાટ દોનો, બહમ હય ગરદીશમે સંગ હોકર.

(અમીર.)

એક ઇસમ બીજા ધણી સાથે તેના બુરા વખ્તમાં બેવફાઈ કરે તો, તે ખરેખર ઘણી અફસોસકારક બિના છે; જુઓ કે મુશ્કેલીના ઐયામમાં ઘંટીના બન્ને પાટા પત્થર થઇને સાથે ફરે છે.

તુફાંમે હય જબ જહાઝ ચક્કર ખાતા,
જબ કાફેલા બાદીમે હય સર ટકરાતા,
અસબાબકા આસરા હય જબ ઊઠ જાતા,
વાં તેરે સિવા કો નાહિ યાદ આતા.

( હાલી.)

જ્યારે વહાણ તુફાનમાં સપડાય છે, જ્યારે મુસાફરોનો કાફલો વાદી એટલે ખિણમાં રસ્તો ભુલી જઈ ભટકે છે, અને જ્યારે બચવાની કોઈપણ બારી રહેતી નથી, ત્યારે ત્હારા વગર કોઇએ યાદ આવતું નથી, ઓ ઇશ્વર!

* * *

## પારસી બાઇબલ–બાબા ને બાઇબલ–બાલાઃ–

What was not very comprehensible and by no means admirable was the unwisdom, to use

no stronger word, of the English parent who, either from mere indifference, or more probably in reliance on the promise given, and doubtless kept, that his daughter would in the school receive no direct religious instruction from those good sisters, placed a little girl at the most susceptible age under influences and amid surroundings which must, a few years later bear the fruit which was to be expected from what she had unconsciously imbibed from companions as well as teachers in school-days spent under those conditions.

*(His Grace the Archbishop of Canterbury.)*

સમજણ:—એક ચિજ ઘણી સમજી શકાય તેવી નથી અને તે પસંદ કરવા જોગ તો જરાએ છેજ નહિ તે, સઉથી નરમ શબ્દોમાં બોલતાં, પોતાની દીકરીઓને જોગણોની સ્કુલમાં મોકલવાની ઇંગ્રેજ માબાપની કમઅક્કલ છે. કદાચ સાવ બેદરકારીથી, અથવા ધારવા મુજબ જોગણોની કબુલાત ઉપર એતબાર રાખીને, માબાપ એ પગલું ભરે છે કે તેમની દીકરીઓને કાંઇબી પાધરી ધાર્મિક કેળવણી આપવામાં આવશે નહિ. એ કબુલાત પાળવામાં આવે છે ખરી ; છતાં જોગણોની સ્કુલના જેવા આસપાસના સંજોગ અને વસિલા વચ્ચેના રહેવાસ દરમ્યાન પોતાના શિક્ષકોના સંબંધથી તેમજ સ્કુલ મધેની પોતાની મિત્રણો સાથના સમાગમથી નિર્દોષ-પણામાં જે આચાર વિચારો તેઓની દીકરીઓ કુમળી વયથી ગ્રહણ

કરવા માંડે તેનું થોડાં વર્ષ પછી જરૂરજ ધાસ્તી રાખેલું પરિણામ આવવું જોઇએ.

ખ્રિસ્તીઓ પોતાનાં ન્હાનાં બાળકોને પરધર્મનું સાહિત્ય વાંચવા નથી દેતા એટલુંજ નહિ પણ, ખુદ પોતાના ધર્મના વિરોધી પંથનાં સાહિત્ય કે શિક્ષણની અડાસે જવાનીબી સાફ ના પાડે છે. વાંચનારને ખબર હશે કે ફ્રાન્સ, પોર્ટુગલ, આદિ મુલકોના ધર્મગુરૂઓએ અને જોગણોએ હાંદેસાના મારેલા ઇંગ્લંડની પનાહ લીધી છે. ત્યાં જોગણોએ કેળવણીખાતાં ઉઘાડયાં છે, અને પ્રોટૅસ્ટંટ પંથનાં બાળકોની એક સારી સંખ્યા તેનો લાભ લે છે, ને કૅથલિક બોર્ડિંગ સ્કુલોમાં રહે છે. તેમની સંખ્યા વધતી જતી જોઇને પ્રોટૅસ્ટંટોના વડા ધર્મગુરૂ કૅન્ટરબરીના આર્ચબિશપે ચેતવણીનું રણશિંગડું ફુકયું છે. બાળકોને કેથલિક ધર્મ સંબંધી શિક્ષણ નહિ આપવાની આ જોગણો જામિનગીરી આપે છે. પણ તે છતાં નામદાર આર્ચબિશપ જાહેર કરે છે કે, પ્રોટૅસ્ટંટ બાળકો કેથલિક પંથના શિક્ષકો અને શિશ્યોના ચાલુ ઘાડા સમાગમમાં આવે તેથી તેમનાં આચરણ ઉપર જબરી અસર થવાની ચિંતા રહે છે. આર્ચબિશપનાં આ વજનદાર વચનો અને સવખ્તની સલાહ ( Weighty words and timely warning )નો હિંદી—ખાસ કરી પારસી—માબાપે પુખ્ત ઉંડો અભ્યાસ કરવો અવશ્ય છે. હવે જુઓ કે એકજ ધર્મના બે પંથો પોતાનાં ઉછરતાં બાળકોને ફક્ત પોતાનાંજ પંથનું ધર્મ-શિક્ષણ અપાયલું જોવાને ઇંતેજાર છે, અને તે સાથે સામા પંથના ધર્મોપદેશકોના સમાગમથી તેમને દૂરજ રાખવાની પોતાની ગંભીર પવિત્ર ફર્જ સમજે છે, ત્યારે પારસી માબાપ પોતાનાં બાળકોને

મીશનરી શાળાઓમાં શિક્ષણ લેવાને મોકલે છે. તેઓની આંખ આગળ તેમનાં બાળકો બાઇબલનો અભ્યાસ કરે છે, ના—તેમાં પ્રવિણતા દેખાડવા સારૂ બાળકોને ઇનામોની ખાસ લાલચનું ઉત્તેજણ અપાય છે તે વિષે પણ એ માબાપો વાકેફ છે; તોએ નહિ માફ થઈ શકે એવી બેપરવાહી બતાવીને બધું લઈ ચલાવે છે. એટલાંથીજ વાત આવી ન અટકતાં, નાદાન બાળકોને મીશનરી બોર્ડિંગ સ્કુલોમાં આખો વખ્ત રહેવા મોકલવાનો એક નવો હલકો અભખરો પારસીઓના એક મિથ્યાભિમાની વર્ગના દર્દી દેમાગમાં ઉછાળો મારી રહ્યો છે. કહે છે કે મીશનરી સ્કુલોમાં સંગિન ઇંગ્રેજી કેળવણી (Thorough English Education) મળે છે. ધુળ ને ઢેફરૂં! યુનિવર્સિટીની ઉંચ સનદો ધરાવનાર બાહોશ પારસી નર–નારીઓ હસતક ચાલતી નિશાળોમાંથી બાહેર પડતાં છોકરાંઓને ઇંગ્રેજી લખતાં વાંચતાં કે બોલતાં શું નથી આવડતું? શું મીશન કે કૉનવૅંટ સ્કુલોનાં પારસી બાળકોજ ઇંગ્રેજીમાં પાલવરડાં હોય છે? મહરૂમ ડૉકટર દાદાભાઈ નવરોજજી, ઑનરેબલ સર ફીરોઝશાહ મેહેતા, મી૦ હોરમસજી વહાડીઆ, મી૦ જેહાંગીર વીમાદલાલ, ઑનરેબલ સર દીનશાહ વાચ્છા, લેડી ધનબાઈ રેડીમની, મીસ ભીખાઇજી ઍનજીનિયર, લેડી દોરાબ તાતા, મીસ શીરીન માણેકજી ખરશેદજી, એ સર્વે ઝળકનદાર ઇંગ્રેજી વકતાઓ અને કલમકશો કયાં મીશનરી સૅટલમૅંટમાં કેળવણી લેવા ગયાં હતાં? કૉનવૅંટ સ્કુલોમાંથી બાહેર પડીને કેટલાં પારસી છોકરાંઓએ એવાં ઉત્તમ ઇંગ્રેજી શિક્ષણનો જનસમાજને ભાસ આપ્યો છે? કેટલાં જણાંએ વિદ્યાદાન આપીને પુણ્ય હાંસલ કર્યું છે? પોતાનાં જ્ઞાનનો બીજાઓને લાભ આપવાની કાળજી કેટલાંએ બતાવી છે? ઇંગ્રેજીથી બેનસિબ રહેલા હમદીનો

માટે કેટલાં જણાંએ ઇંગ્રેજીમાંથી ગુજરાતીમાં ગ્રંથો લખીને પશ્ચિમ તુરફનાં સાહિત્યનું ખેતર ખેડયું છે? પોતાનાં બાળકોને કેળવવાની, તેઓ ઉપર દેખરેખ રાખવાની, તેઓની જતન લેવાની, અને તેઓની અંગત માવજત કરવાની સઘળી જવાબદારી કિંવા જોખમદારીમાંથી છટકી જઇ પોતે એકલપેટી મોજીલી જીંદગી ગુજારવામાં કેટલાંક પારસી માબાપ એટલાં મશગુલ થાય છે કે તેમને પોતાનાં બાળકોનાં હવે પછીનાં સુખનો ખ્યાલ આવતો નથી, તેઓ ધર્માભિમાન જેવું કાંઇ ધરાવતાં નથી, અને પોતાનાં બાળકો જાણે પાંજરાપોળનાં જાનવરો હોય તેમ તેઓની ખાધખોરાકી માટે દર મહિને અમુક રકમ મીશનરીઓને આપીને નફરવસ થઇ બેસે છે. મીશનરીઓ જ્યારે પોતા ઉપર મેળાયલા વિશ્વાસનો ભંગ કરી નબળી મનશકિતનાં બાળકોને તેઓના પ્યારા ધર્મથી તિલાંજલી અપાવી બધું રાંધી મેલે છે ત્યારે માબાપ છેક બારમે કલાકે કપાળ કુટે છે કે, હાય રે આ કેવી જબુન જીગરતોડ ખાનદાની બેઇજ્જતી! મીશનરીઓને ઇન્સાફ આપવા જણાવી શકાશે કે તેઓ પોતાની મકસદ છુપાવતા નથી. પોતાનો ધર્મ ફેલાવવાનો એકલો હેતુ જાહેર કરીનેજ તેના તરફ પરકોમને ખેંચવા માટે તેઓ કેળવણીખાતાં, વૈદકખાતાં, સદાવર્તખાતાં વિગેરે સ્થાપે છે. એ બધું બતીની જોત જેવું ખુલ્લું હોવા છતાં જાણી જોઇને ઉઘાડી આંખોએ પારસી માબાપ પોતાનાં ભુલકાંઓને મીશનરીઓનાં છટકાંમાં સપડાવા મોકલે છે જ્યાં તેઓને સ્વધર્મના જ્ઞાનની સર્યામ બેખબરી વચ્ચે ખ્રિસ્તી ધર્મપોથી (Scripture.)નો ફર્જયાત અભ્યાસ કરાવવામાં આવે છે; એટલે તેની સીધી તેમજ આડકતરી અસર જે થવીજ જોઇએ તે ચોકસ મુદતે પુર બ્હારમાં પ્રગટી નિકળે તેમાં નવાઇ નહિ. તાપ

આગળ ઘી મુકયું તે તપવાનુંજ! જંગલના વયોવૃદ્ધ જોગીઓ ઉપર પણ નારી દર્શણની ન્યારી અસર થાય છેજ!! જે પારસી માબાપને પોતાની કુટુંબી આબરૂ પ્યારી હોય, જેઓને પોતાનાં ભુલકાંઓનું ભવિષ્ય વ્હાલું હોય, જેઓને દાદાર અહુરમઝદનો જરાએ ડર હોય, જેઓને પાકજાદ જરથોસ્ત પૅયગમ્બર સાહેબ તરફ સ્હેજ પણ માન હોય, જેઓને જે કોમમાં જન્મ લીધો છે તેની કીર્તિ જાળવવાની કિંચિત કાળજી હોય, તેઓએ ધર્મપર ધાંકણું વાળનારા આગળ બનેલા દુઃખદાયક દાખલા ધ્યાનમાં ધરીને ઘણું મોડું થાય તે આગમચ પોતાનાં કાચ્ચાં કુમળાં બચ્ચાંઓને મીશનરી સ્કુલ, કૉનવૅંટ, તથા સૅટલમૅંટમાંથી વગર વિલંબે ઉઠાડી લેવાં ઘટે છે—નહિ તો ખુદા ન ખાસ્તે તેઓ ખુબ ખતા ખાશે, ને તે સિવાય પોતાનાં નિર્દોષ પક્ષુ બાળકો તરફની પવિત્ર ફર્જને સાચ્ચાં ન નિવડવાના અને તેમના નાજુક પગમાં કોડાળી મારવાના અજીમ અપરાધ માટે તેઓ પોતાના પરવરદેગારને રોજે રસ્તાખેજ સૂધી જવાબદાર રહેશે. ગુનાહમાં તરનારને ગમમાં ડુબવાનું નકકીજ નિર્માણ! પારસી માતપિતાઓ, તમારી ઘાટકી બેદરકારી, બેવકુફાઇ અને આંધળી હુજ્જત ચાલુજ રહી તો તમારી પોચ્ચાં મગજની હિસ્ટેરિકલ બેટીઓ કોમી રાહરસમ, રહેણીકરણી, રીતભાત, નીતિરીતી અને ખાનદાની ખમીરને ખુંટીએ ઓળવવા સમેત બુલંદ જરથોસ્તી મજહબની કેવી મજાક મસ્કેરી ઉકમાઇથી કરતી રહીને તમોને સદાની સલામ ફર્માવી જશે તેના આદિલના કાને પડતા બણુકારા જરા સાંભળો!

અર્થ વિનાની છોડી અવસ્તા, મીશન સ્કુલમાં જાઉં રે;
ગાથા છોડી બાઇબલ લઇને, મડમ હું કહેવાઉં રે—ટેક.
બાઇબલ કાપે જગનું પાપ, બાઇબલ કાપે સઉ સંતાપ;
બાઇબલ મારાં માય ને બાપ, બાઇબલપર ઓવરાઉં રે.
બાઇબલ વાંચી બનું મેંડમ, લઉં દેવલમાં 'બેપટીઝમ';
'પેરેડાઇઝ'માં જાઉં એકદમ, મુકિત લઈ હરખાઉં રે.
ગાથા ભણવું છે આઝાબ, બાઇબલમાં છે બહુ સવાબ;
જીસસ મારો દે જવાબ, ક્રીશચ્યન થઈ મળકાઉં રે.
ખુદાનો તેજ દીકરો સાચ્ચો, યકિન ધરી બાઇબિલ વાંચો;
જરથોસ્ત 'કૉમન-સેન્સ' કાચ્ચો, તેની દીન ડુબાઉં રે.
જીસસ જગનો પૅગમ્બર, ધર્મ તેનો સઉથી બેહેતર;
જરથોસ્ત તો 'ઑર્ડિનરી' નર, માટે જીસસ ચાહું રે.
ગાથાવાણી પોલમ પોલી, કુત્રાં ને કોહલાંની બોલી;
મારૂં તેને હું તો ગોળી, લેડી લાડકી થાઉં રે.
અગ્યારી આતશબેહેરામ, ત્યાં તો છે પાગળનું કામ;
ચર્ચજ મારૂં સુખનું ધામ, ત્યાં જઈ તારણ કરાઉં રે.
પોલકો સાડી માથાબાનું, મડમ થઈ રાખું શાનું;
ટોપસ ગવન એજ મગ્નનું, પેહેરીને છળકાઉં રે.
સદરો કસ્તી ઢોંગ ધતુરા, મેં તો છોડયા પુરેપુરા;
કીધા તેના ચુરેચુરા, જાંગલી થઈ ઈતરાઉં રે.

બધુંજ ઈંગ્રેજી ને બધુંજ અપ-ટુ-ડેટ! જે પળ પસાર થઈ તેમાં પુંરાણો પારસી ભરથાર પણ પોઇસ! પોતાની કાચ્ચી કુમારી પ્યારી પુત્રીઓને પોતાનાં પાસાં ને પાંખમાં રાખવાને બદલે એક

પરજાતનાં મકાનમાં અને પરધર્મની વાતાવર્ણમાં વિખુટી મુકનાર માબાપને રાત્રે નચિંત નિદ્રા કેમ આવતી હશે એજ આપણી અજાયબી છે. બાપ કે સાપ! મા કે મુડ્ઢી!! "ધન ધિર્યે પણ દીકરી ન ધિર્યે" બાએની આગળા દીર્ઘદ્રષ્ટિ જમાનાની કહેવતની ખરી ખુબી સમજવાની રૂડી બુધ્ધિ ને દુરઅંદેશી આ બેકદર બેબાખરાં વગર વિચારી વાલીઓને ઇશ્વર જલદી બક્ષે!!

* * *

## કંચન ને કથીરઃ—

નાલાયક, બેવકુફ અને અભણ શખ્સો તથા લાયકીવાળા, જ્ઞાની અને ઇલ્મ શિખેલા શખ્સો વચ્ચે જાણવાજોગ તફાવત એ છે કે, પહેલા શખ્સો પોતાનાં વતનમાં તેમ પરદેશ ખાતે પણ અંધારી ને બેઇજજતીભરી જીંદગી ભોગવી અપોતો કાળ કહાડે છે. તથા તેઓની સંગત ને મિત્રાચારી નુકશાની ને નામોશી લાવે છે. જ્યારે કાબેલ, હુન્નરમંદ અને વિદ્વાન શખ્સો જ્યાં જાય છે અને જ્યાં બેસે ઉઠે છે, ત્યાં એક જાતનું નુર ગોયા પ્રકાશનું થાય છે કે જેની અસરથી આસપાસનાઓને ગમત ને ખુશી હાંસલ થાય છે. ગુલાબનાં ફુલ કાડવની કોડમાં મુકો કે સોનેરી જગ (Vase)માં તેની જગ્યા કરો, તોએ તે પોતાના જાતી ખવાસ મુજબ સર્વેનાં દેમાગ તરોતાજગી ભરેલાંજ કરશે. એક ખરા ખાનદાની આદમીને સુગંધી ગુલાબ તરીકે લેખીને, અને ખરા મુર્ખ શખ્સને બુરી ગંદકીના રોગ તરીકે ગણીને, દરેક ઇન્સાને પોતાની હુસ્યારીમાં રહેવું જોઇએ છે. એક વેળા શેખ સાઆદીને મટોડીનું ખુશબોદાર ઢેફું હાથ લાગતાં તેણે તે મટોડીને કહ્યું, "અય મટોડી, તું એટલી

બધી શા માટે પમરે છે? શું તું કસ્તુરી છે, યા તો કૅરબો (અબીર) છે!" ત્યારે મટોડીએ નર્માશથી ઉત્તર વાળ્યો—

ક્માલે હમ નશીની દર મન અસર કર્દ;
વગરને મન હમાન ખાકમ કે હસતમ.

"ફૂલોની સાથે બેસવાથીજ મેં તેઓની ખુશબો મારામાં મેળવી છે; હું તો ફક્ત છું એક સાધારણ સાદી મટોડી. તે સિવાય બીજું કાંઈ નહિ."

**દોહરો.**

ભલાથી ભલાઇ, બુરાથી બુરાઈ;
ગુલાબ આપશે ખુશબો, કાંટાથી ઘેરાઇ.

* * *

## નિદ્રાદેવીના નખરાંઃ—

Sleep is no servant of the will;
It has caprices of its own;
When courted most it lingers still,
When most pursued 'tis swiftly gone.
(*Mrs. Browning.*)

સમજણ:—નિદ્રાદેવી કોઇની ઇચ્છાશકિતની ગુલામડી નથી; તેના ફાંટા ઑરજ છે; જેમ વધુ વ્હાલ દેખાડવામાં આવે છે, તેમ તેણી બજીદ બની વધુ ટવળાવે છે, જેમ વધુ ખંતથી તેણીની પુઠ પકડવામાં આવે છે, તેમ તેણી તેટલીજ સિતાબીથી પાછળ પગલાં ભરે છે.

ખચિત, નિદ્રાદેવી એવી નખરાંબાજ છે કે એક વખ્ત કમનસિબે કોપાયમાન થઈ તો શું રાજા કે પ્રજા, સદગુણી કે દુર્ગુણી, રંક કે રાય, સુખી કે દુઃખી, સુમ કે સખી, અમિર કે ફકિર, પાક કે પાપી, કોઇને પણ મચક આપતી નથી. આપણાં મર્હુમ માતૃશ્રી **મહારાણી વિક્ટોરિઆ** માટે કહે છે કે તેઓને રાત્રે ઉંઘ આવતી ન હતી ત્યારે ચૉગાણમાં મ્હેલની ચોકી કરતા સંત્રીનું સંગિત સાંભળવા બારી આગળ આવી બેસતાં, અને જેવી ઉંઘ આવવાની વકી જણાતી કે તેને ચુપ રહેવાનું કહેવાડી સુઈ જતાં. **લૉર્ડ રોઝબરીને** ઘણી મોડી રાત્રે ઉંઘ આવતી હોવાને લીધે તેટલો વખ્ત ચોપડીઓ વાંચવામાં યા તો ગાડીમાં બેસી બાહેર લટાર મારી આવવામાં તેઓ પસાર કરતા હતા. **રોમન શાહેનશાહ ઑગસ્ટસ** પણ ઉંઘના દર્દ (Insomnia) થી પિડાતા હતા. એ સલ્તનતના એક આગેવાન અમલદારને પોતાના જોખમભર્યા ઓહ્દાની ફિકર ચિંતા કુદરતી રીતે ઘણી હતી તોએ, તકિઆ ઉપર જેવો તે જઇ સુતો કે તુરત ઉંઘ ખેંચતો. તે અમલદારનાં મરણ બાદ આરામ લેવાના ઇરાદાથી એ સબકતો તકિઓ **ઑગસ્ટસે** હાથ કર્યો, પણ પરિણામમાં તેને પાછાં બારવટિયાં ગણવા પડયાં. કોણ નથી જાણતું જે, Uneasy lies the head that wears a Crown! રાત્રે લંડન શેહેરમાં શું થાય છે તે જોવાને **રાજા વિલ્યમ પહેલો** એક હિંગામે પોતાના વજીર સાથે છુપા વેશે ફરવા નિકળ્યો. ફરતાં ફરતાં એક મુફલેસ મોહલામાં તે આવી ચહડયો જે મોહલાના એક મકાનનાં ખુણામાં ફાટાંટુટાં કપડાંવાળો કોઈ કંગાળ પુરૂષ ખુશાલ ઉંઘ ખેંચતો હતો. ત્યાં તુરત થોભી જઇને **વિલ્યમ** કાંઈ ઉંડો વિચાર કરવા લાગ્યો. આવી સ્થિતિમાં એકાએક સ્થંભ થવાનો વજીરે

સબબ પુછતાં તે બોલ્યો, "આહા! મારી સોડે પૈસાટકાનો સુમાર નથી, માનચાંદની ખુટ નથી, મોજમજાનાં સાધનોની કોટાઇ નથી, બાહોશ તબીબોની ખોટ નથી, છતાં આ તંગદસ્ત ભિક્ષુકની માફક હું નચિંત સુઇ શકતો નથી. વજીર, તું જો કે શાંત નિદ્રાનો કેવો સુખી છાપ તેના મોહડાં ઉપર છવાઇ રહ્યો છે? મને ઉંઘનું સુખ હોય તો તેના જેવી હાલતમાં જીવવાને હું હજાર હિસ્સે પસંદ કરૂં!" આપબળે આગળ વધેલા, મુશ્કેલ માર્ગો કુદાવી મોટા થયલા, તથા જાતી મહેનત અને અક્કલ હુશિયારીના પ્રતાપે પ્રકાશી નિકળેલા, ગેલા નામચિન દેશભક્ત, સંસાર સુધારક, દુઃખી વિધવાઓના માયાળુ મદદગાર, તેજી કલમકશ, ઝમકદાર કવી, સ્ત્રી કેળવણીના સ્થંભ, સેવાસદન તેમજ ક્ષયના અતી આશિષદાયક આશ્રમોના સ્થાપક-ટુંકમાં હિંદુસ્તાનના સાચ્ચા સેવક શેઠ **બેહેરામજી મેહેરવાનજી મલબારી** (૧૮૫૩-૧૯૧૨) વગર ઉંઘના દુઃખથી કાંઇ કમી અહેરાન થયા નહોતા! તેવણે ઘણા ઉપાય અજમાવી જોયા હતા, ઘણી તદબીર કામે લગાડી હતી, ઉત્તમ આબોહવાવાળાં મથકો ઉપર લાંબો વખ્ત વસવાટ કર્યો હતો, તોએ નિદ્રાદેવી રૂઠેલી રહી! એજ કાકબીએ આપડાની નિચલી માગણીનો સર્યામ અસ્વીકાર કરીને સિમલાની શિતળ ટેકરી ઉપર તેનો અકાળ અંત આણ્યો હતો.

## દોહરા.

નિદ્રાદેવી આવરે, આવ માત સુખકાર;
જેની તું વેરણ થઇ, તેને સુખ ન લગાર.

વેરણ તું પાપી તણી, કરે બહુ બેચેન;
દેવી કોમળ ભાવની, યમરાજાની બેહેન.

સદ્ગુણથી સુખચેન જ્યાં, ત્યાં તારો નિવાસ;
તું માતાના બળ વડે, ઉડી આવું આકાશ.
દુખિયારાં ડોકયાં કરે, મેલી ખુલ્લાં દ્વાર;
ભેટે તું માતા કદી, ટળે દુઃખ નિરધાર.
વિવિધ જાતનાં દુઃખથી, વૈદ્યો હારી જાય;
પણ જો તું પ્રસન્ન થઈ, દુખિયાં સુખિયાં થાય.
એક ઘડીની ભેટમાં, લાખો ગાઉ લઇ જાય;
વિજળી કાપે વેગ શું? નહિ તું જને પોં'ચાય.
સંતોષીને માત તું, વ્યસનીને ડાકેણ;
લોભી કામી ક્રોધીને, વગડાની વાઘેણ.
જગની સૌ જંજાળને, વિકારનાં પરિણામ;
એ સઘળાં વિસરાવવાં, છે નિદ્રાનું કામ.
પલક વિશ્વ વિસરાવશે, પલક સ્વર્ગનો મ્હેલ;
દરશાવે નિદ્રા રૂડી, અદ્ભુત એવા ખેલ.
આરોગ્યતાના આશિષને, ખરૂં પ્રમાણિક કામ;
તે પાછળ નિદ્રા શિતળ, માગે મન એ'રામ.

*　　　*　　　*

## ધનવંતનો ધર્મ:—

### કવિત.

દિયાહે ખુદાને ખુબ, ખુશી કર ગ્વાલ કવિ,
ખાના પીના લેના દેના, યહીં રહ જાના હૈ.

કેતેક અમિર ઉમરાવ પાદશાહ ભયે,
કર ગયે કુચ, તાકા ન લગા ઠીકાના હૈ.
હિલો મિલો પ્યારે જાન, અંદગીકી રાહ ચલો,
જીંદગી જરાસી તામે, દીલ બહેલાના હૈ.
આવે પરવાના બને, એકહુ ન બાના ચાતે,
નેકી કર જાના, ફિર આના હૈ ન જાના હૈ.

ગ્વાલ કવિ જેણે કૃષ્ણલીલા ઉપર ઘણાં રસિક કાવ્ય રચ્યાં છે તે કહે છે કે, ઓ ભાઈ! પુર્વની સતકમાઇથી આ મુસાફરી પ્રસંગે માલેકે તને ઘણું આપ્યું છે, તો તું ખાઈ પીને મનગમતો વૈભવ ભોગવ, અને બીજાને પણ આપીને ખુશી કર, કે તારી યાદ આ અવનિમાં રહી જાય. કેટલાકો અમિર ઉમરાવ અને પાદશાહ થઇને અંતે ચાલ્યા ગયા છે, કે જેમનું ઠેકાણું પણ નથી જણાતું. સંપીને ચાલો, ભગવાનની ભકિતનો માર્ગ પકડો, ટુંક જીંદગીમાં જીવને આનંદ આપવાનું કામ કરો. મોતનો કાસદ તેડું લઈ આવશે, ત્યારે એકુએ બ્હાનું ચાલવાનું નથી, માટે દ્રવ્યમદમાં નકામા મરડાઈ ન રહેતાં અવરને મદદગાર બની ભલાઇનું ભાતું ભેગું કરી જવું, જેથી દુન્યામાં ફરી ધર્મધકેલા ખાવા પડે નહિ.

માણસજાતનું શરિર એક અમુલ્ય ફાનસ છે. તેમાં કેળવણી અને સખાવતરૂપી તેલનું સિંચન કરવાથી તેની શોભામાં વધારો થાય છે. દાન કરવાથી જેવું હૈયું હરખાય છે તેવું દાગીનાં પહેરવાથી હરખાતું નથી. માનથી જેવી મજા મળે છે તેવી મજા મિઠાં મિષ્ટાનથી મળતી નથી. અંગોળ કરવાથી બદન સ્વચ્છ થાય તેવું અત્તર છાંટવાથી થતું નથી. તેમ એક પૈસાપાત્ર માણસ કરોડપતી પણ કહેવાતો હોય, લેકિન તે ઉદાર જીગર દેખાડતો નથી

ત્યાં તુલિક લોકો તેને કશી કિમ્મતનો લેખતા નથી. પોતાનો માલ-ખજાનો પોતાની હૈયાતીમાંજ પોતાનાં તથા પારકાનાં કલ્યાણ અર્થે હાથે જાતે જે ઇસમ વાપરી ગયો હોય તેજ આકેબત તેને કામ લાગે છે; કેમકે, મરી ગયા પછી તે તો આડી વાટની ધુળ (Excrement) જેવોજ થઇ પડે છે. આખી દુનિયાને ધ્રુજાવનાર કમબખ્ત **બાદશાહ સિકંદરને** મરતી વખ્ત કહેવુ પડયું હતું કે, "મારા મૃત્યુ બાદ મારા બન્ને હાથ ખુલ્લા રાખીને મારી લાશ ગલીઓમાં ફેરવવી, જેથી લોકોને ભાન થાય કે, આમ ખાલી હાથેજ જવું છે, અને જીવતાંજીવત કીધેલુંજ સાથે આવે છે."

### મુસદ્દસ.

સાથ તેરાભી ન આયગા માલ ઔર જર, દેખના!
ધુપ હય, ઢલ જાયગી દમ ભરમેં યકેસર, દેખના!
ક્યા લિયા બઅદે ફના, દુનિયાસે કીસને સાથમેં ?
થી ન ક્યા કૌડીભી સેકંદરકે ખાલી હાથમેં !

*　　　　*　　　　*

## મુવા પછીની મોટાઇ:—

As a solemn reminder of the equality of all men before the laws of nature, and an efficient preventive to the vanities of funeral pomp and posthumous distinctions, the (Parsee sepulture) custom is also entitled to respect.

(*Zenaide A. Ragozin.*)

સમજણઃ-કુદરતના કાયદાઓ આગળ સર્વે આદમીઓ એકસરખાં છે એવી ગંભીર યાદ આપવાને માટે, અને મરણ પછીની ક્રિયાની તકલીફી મોટાઇનો તેમજ દફન કરતી વખતના ખાલી દમામદાર અભખરાઓનો શુભકારક અટકાવ કરવાને માટે પણ, આ (પારસી સૂર્યદાહની) રસમ માનને પાત્ર છે.

માલેતોજાર કે મોહતાજ, ભલો કે ભુંડો, સબળ કે દુર્બળ પારસી, મરણ પછી સમાન પંક્તિ પ્રાપ્ત કરે છે. તફાવતની તરફદારીથી તેની કોમ નિરાળી હોવાના પ્રતાપે તેને એકજ પત્થરની પથારી ઉપર સુવું પડે છે. પાદશાહ-પહેલવાન, સર-સુબા, દસ્તુર-દાવર, ઑલબ્લેસ, દાદીશેઠ, કામા, રેડિમની, વીકાજી, વહાડીઆ, પિટિટ, પટેલ, બાટલીવાળા, બનાજી, જેવા ધનેતરોની લાશ જે પાવી (Receptacles) ઉપર પડે છે તેજ પાવીપર અસંખ્ય ગરીબ કે ગબ્બરો વારાફરતી વિસામો લે છે. સર્વેનાં હાડકાંની રાખ એકજ ભંડાર (Well) માં જઇ મળે છે. દુનિયામાં આ એકજ ટોળો છે કે જે મુફલેસ યા માલબરને આમ સમાનતાની સપાટી ઉપર છેવટે મૂકે છે. કોઇ કબ્ર નામ નિશાન વિનાની બિસમાર હાલતમાં હોય છે તો, શ્રીમંત શેઠિયાની કોઇ બીજી કબ્ર પાછળ સેંકડો રૂપ્યાની ધૂળધાણી થયલી નજરે પડે છે. જ્યાં જુઓ ત્યાં જરના જોરે આંખ આંજી નાખનારા શબ્દો સોનેરી હર્ફે લખાયલા વંચાશે. કોઇની લાશ મોટા ઠાઠમાઠ, સરઘસ, અને વાજીંત્રોના સરોદો સાથે કિમતી કફન (Costly Coffin) માં મુકાયલી ઘરમાંથી બાહેર કહાડવામાં આવે છે તો, કોઇને દફનાવવાની ક્રિયા માટેની ઘટિત સામગ્રીના પણ વાખા પડે છે. કોઇને કાજે જાથુકની જગ્યા ખરીદી લેવામાં આવે છે તો, એક દટાયલા ઇસમના ખાડામાંજ

બીજાને થોડા સમયમાં ભૂમિદાહ કરવામાં આવે છે. લાશને બાળનાર જરદારો સુખડ, ઘી અને અગરનો ઉપયોગ કરે છે ત્યારે, તંગદસ્તોને લાકડાં, તેલ અને છાણાંથી મન મનાવવું પડે છે. પારસી કોમ લાશને ફુલપાનથી શણગારતી નથી. ભૂમિદાહની કે અગ્નિદાહની ઉપર જણાવવા જેવી કશી રાખરખાવત તે રાખતી નથી અવસરની શોકાતુર અસર ઢોળતામાંથી તે તોડી નાખતી નથી. ગયરમજહબી મુફલેસોની લાશનો સરકારી ખર્ચે નિકાળ થાય છે, પણ ગમે તેવો નિર્ધન પારસી **સરકારને કદી બોજારૂપ થઇ પડનાર નથી.** એક પારસી પોતાના દોરદમામ, દબદબા યા મોટાઇની કોઈ તખ્તી મુકી જતો નથી; તેમજ પોતાની એકવારની હસ્તીની બીજાને યાદ દેવાડવા કબ્રના લેખની જરૂર જોતો નથી. મરણમાં પણ તે નિર્દોષ છે. ગંદકી ફેલાવવામાં તેનું શરિર ભાગ લેશે નહિ. આ અવનિની હસ્તીમાં આવતાં જેટલા પળ તેણે લીધેલી, તેટલીજ પળ નિસ્તીનો પડદો પાડતી વેળાએ તે લે છે. ઉઘાડાં શરિરે સુર્ય સામું મોહ કરી ખાલી હાથે ને ખાલી વસ્ત્રે આવી તેવીજ સ્થિતિમાં વિદાય થવાનો આબેહુબ ભાસ આપતો તે ચટોપાટ પડે છે. આ સંસારરૂપી સાગરના મોજાઓ ઉપર પૈસા અને પદવીરૂપી પવનથી જેઓ ફુલાઇને કુદે છે તેઓને આખરે કાંઇએ (એક સાદું અને ફાટેલું કપડું વટિક) સાથે નહિ લઈ જવાનો ઉમદા અને ઉત્તમ ધડો લાઇલાજ દોખમામાં પડેલો આ પારસી શિખવે છે. આ મુજબ દોડે છે મનસુખી ગદ્યરૂઢિકા–

વેર અને કહેર, હસદ અને હુજત, લડાઇ અને દુશ્મનાઈ,
મોટાઇ અને ગડાઈ, તેહકરાઈ અને તાતવાતનો તમામ છેડો,

એ મોત! તું પોતે લાવે છે, અને આ ડુંગરનાં મથાળાં ઉપર ભરેલી સભામાંના શખ્સોમાં અનેક પ્રકારના ખવાશો, અનેક પ્રકારનાં રંગરૂપો, અને અનેક પ્રકારની પદવીઓ, અસલ હોવા છતાં, તહારી તદબીરના હાથે તેઓની એવી મેળવણી થઈ છે કે, બાપ બેટાને, નાર ભરથારને, ભાઈ બહેનને, ચેલો ઉસ્તાદને, કે આશક માશુકને, પીછાની શકવાથી તદ્દન અશક્ત છે! આ ભંડારમાં અનેક માતાઓ, અનેક દીકરીઓ, અનેક પુતો, અનેક પીતાઓ, અનેક બહેનો, અનેક ભાઇઓ, સગાં અનેક, મીત્રો અનેક, અનેક પરોશી, અનેક પરદેશી, નીરભયથી સાથે સુતાં છે-હાથ નથી પણ ગજે વળગ્યાં છે. તન નથી પણ હાડે અડયાં છે-પલંગ નથી પણ પથરે પડયાં છે. હા! એ કયામતની નિદ્રા છે-એ એક અજબ અખાડો છે. જ્યાં મોટા ને ગરીબ, જ્યાં ફકીર ને અમીર, જ્યાં મુફલેસ ને ગની, જ્યાં ચાકર ને શેઠ, જ્યા પંડીત ને મુર્ખ,—એકજ બીસતરાપર બેઠા છે, એકજ હાલતે પડયા છે,—એકજ ખવાશ ધરાવે છે. રે! એકજ અંત, એકજ આશા, ને એકજ ખુદાને શોધે છે, મંડાણ એક, આખર એક, એકજ અસલ, ને એકજ નકલ છે.

* * *

## મહિલા મહિમા:—

જુદા જુદા માસમાં પેડા પડતી પુત્રીઓ રંગરૂપ, સ્વભાવ, ગુણ, વિગેરેમાં એકેકથી કેવી રીતે જુદી પડે છે તે બાબે એક

બાહોશ ઇંગ્રેજ ભવિષ્ય ભાખનારે કરેલું વિવેચન લગ્નના બાઝારમાં લટાર મારતા જવાન જીવડાઓ માટે કદાચ જાણવાજોગ થઇ પડશે. તેની ગણત્રી પ્રમાણે-

**જૅન્યુઆરી** માસમાં જન્મતી બાળાઓ જોકે દુરઅંદેશ અને ડહાપણવાળી મોહરદાર નિવડે છે તોએ તેઓ ગંભિર રહે છે.

**ફેબ્રુઆરી** માસમાં ફેરા ખાતી છોડીઓ ઘણીજ માયાળુ હોવા સાથે પોતાના પતી પ્રત્યે ગાઢ ધરાવે છે. અને માતા તરીકે પણ બહુ કદરદાન રહે છે.

**માર્ચ** માસમાં મુહૂર્ત કરતી મુર્તિઓ ધચ્ચુપચ્ચુ મનની, તુફાની અને છિટાંખોર રહે છે.

**ઍપ્રિલ** માસમાં અવધી કરતી અબળાઓ દેખાવવાળી હોય છે; પણ તેઓ ઢંગધડા વિના કામ કરે છે, ને અભ્યાસ તરફ ધ્યાન આપતી નથી.

**મે** માસમાં મુખડો દેખાડતી દુકતીઓ રૂપાળી, સંતોષી ને સુખી રહે છે.

**જુન** માસમાં જન્મતી કન્યાઓ ખુશ પણ આકળા સ્વભાવની હોય છે, અને જલદી પરણી જાય છે.

**જુલાઇ** માસની જુવંતીઓ ખુબસુરત પણ ચિરડાઉ અને અદેખી રહે છે.

**ઑગસ્ટ** માસમાં અવતરતી અબળાઓ મળતાવડા અને વહેવારૂ સ્વભાવની હોય છે, ને મોટે ખાંચરે ગોઠવાઇ જાય છે.

**સપ્ટેમ્બર** માસમાં સર નમાવતી સ્ત્રીઓ પણ મળતાવડી હોય

છે અને સઘળાંઓની લાડકી થઈ પડે છે.

• અક્ટોબર માસમાં આકર્ષણ ખેંચતી ઓરતો રૂપાળી અને નખરાંબાજ હોય છે, અને કાંઇપણ કારણ વિના અસુખી રહે છે.

નવેમ્બર માસમાં નમન કરતી નાજનીનો દયાળુ, ઉદાર ને વિચારવંત રહે છે.

ડિસેમ્બર માસમાં દર્શણ દેતી દુકતીઓ ઘટમદાર, નવાઈની વસ્તુઓ તરફ શોખ ધરાવનારી, અને અને છુટા હાથની રહે છે.

* * *

•

## ગણિત ગમતઃ—

૧૨૩૪૫૬૭૮૯×૯+૧૦=૧૧૧૧૧૧૧૧૧૧
૧૨૩૪૫૬૭૮×૯+ ૯=૧૧૧૧૧૧૧૧૧
૧૨૩૪૫૬૭×૯+ ૮=૧૧૧૧૧૧૧૧
૧૨૩૪૫૬×૯+ ૭=૧૧૧૧૧૧૧
૧૨૩૪૫×૯+ ૬=૧૧૧૧૧૧
૧૨૩૪×૯+ ૫=૧૧૧૧૧
૧૨૩×૯+ ૪=૧૧૧૧
૧૨×૯+ ૩=૧૧૧
૧×૯+ ૨=૧૧
૦+ ૧=૧

હેઠળ આપેલા ખંડનો સળંગ ભાગનો સર્વાળો ૧૧૧ થાય છે. જેમકે ૧૭+૧૩+૨૨+૨૧+૨૪+૧૪=૧૧૧. અથવા ૧૦+૩૪+૨૧+૧૫+૩+૨૮=૧૧૧.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ૩૦ | ૨૭ | ૧૦ | ૨૫ | ૧૧ |
| ૩૫ | ૬ | ૩૩ | ૩૪ | ૧ | ૨ |
| ૧૭ | ૧૩ | ૨૨ | ૨૧ | ૨૪ | ૧૪ |
| ૨૦ | ૧૯ | ૧૬ | ૧૫ | ૧૮ | ૨૩ |
| ૫ | ૩૧ | ૪ | ૩ | ૩૬ | ૩૨ |
| ૨૬ | ૧૨ | ૯ | ૨૮ | ૭ | ૨૯ |

૪૫ માંથી ૪૫ બાદ કરવે બાકી રહ્યા ૪૫. માનવામાં આવતું ન હોય તો ગુસતાદ ધામતની નિચલી ગણત્રી તમારાં ભેજાંના એક સાબુત ખુણામાં ઠસાવી રાખો!

૯૮૭૬૫૪૩૨૧=૪૫
૧૨૩૪૫૬૭૮૯=૪૫

૮૬૪૧૯૭૫૩૨=૪૫

* * *

## જય સત્યનો સદા:—

As is the sky the moon's eternal home,
As is the sun the exhaustless source of light,

As is the *Bulbul's* song for ever sweet,
As is the *Koyal's* cry a pure delight,
As precious as the gems beneath the earth,
As pure as stars illuming darkest night,
So in the ocean of this worldly life,
Ever bright and precious than pearls, is truth!

*( D. M. Gorwalla. )*

## ઘનાક્ષરી છંદ.

જયસે હય આસમાન ચંદ્રકા અનંત ઠામ,
જયસે આકાશ ધામ સૂર્યકે કલાકિ હય,
જયસે સુર મધુર રહે બુલબુલકે કંઠ બીચ,
જયસે મન હરનહાર શબ્દ કોકલાકિ હય,
ધર્તિમે જયસે મણિ માનિક અનમોલ બસે,
જયસે આકાશ બેલ છાવની લતાકિ હય,
**તાલિબ** વયસેહી સંસારકે સમુદ્ર બીચ,
મોતીસી આબદાર રત્ન સત્યતાકિ હય!

જેટલા વહાલ અને પ્રિતથી એક ઑરત પોતાના ધણીને ભેટવાને આતુર રહે છે, તેટલાજ વહાલ અને પ્રિતથી એક સત્યનો શોધક સચ્ચાઇને ભેટવાને માટે સદા તલબગાર રહે છે. જ્યાંથી પણ તેને સચ્ચાઈ મળે છે ત્યાંથી તેને પોતાની કરી લેવાને તે જંજાળી ને ઝેહેમત, મુસિબત ને મુશ્કેલી ઉઠાવે છે. જેમ એક પનોતી દીકરી પોતાના પેદર તરફના પ્યારને લીધે તેની પાસેજ તેની પના-

હમાં હમેશ રહે છે, તેમ સચ્ચાઇને ચાહનાર પુરૂષ પોતે સચ્ચાઇનું એક સ્વરૂપ બની સચ્ચાઇના પિતા અહુરમઝદની નજદીકમાં સદા રહે છે. તે અહુરમઝદથી જુદો નથી, અહુરમઝદ તેનાથી વિખુટો નથી. હરિશ્ચંદ્રનો નાટક નિહાળનારે અનેક વખ્ત આંસુઓની રેલ સાથ પોતાનાં અંતઃકરણના અવાજને ગુપ્ટ રીતે જવાબ આપ્યો હશે કે, કિરતાર કરેને કયારે મારો એવો દિવસ આવશે કે હું પણ દુન્યવી મોહ માયા, લોભ લાલચ, લુચ્ચાઈ અને જુઠાઇ ત્યાગ કરીને તેજ સાચ્ચા નરની માફક કષ્ટો ખમી, છુપા વેશમાં આવેલા મહા રીશીઓની સખ્ત કસોટીમાંથી પસાર થઈ, સત્યને ખાતર સત્યતાને વળગી, બાએડી છોકરાં, ધન દોલત, માન મરતબો, તથા રાજપાટ તજી, ફરેસ્તા અને અમશાપંદોની સંફમાં આવી, પાક પરવરદેગાર સાથ હમશરિક થાઉં! નામવરે નામવરાન **અશો જરથોસ્ત સાહેબ** ઉપર તે જમાનાનાં લોકોએ જૂઠાં તોહમત અને તરકત મૂકયાં હતાં, દગાખોર અદેખાઓએ તેઓને દરેક આફતમાં લાવી મેલ્યા હતા; પણ એવી અનેક અહેરાનગતીની લેશભાર દરકાર ન કરતાં અહુર ઉપર એતબાર રાખી તેના હુકમને હિમ્મતથી આધિન થઈ તેઓ સચ્ચાઈ ઉપર મુસ્તકીમ રહ્યા, અને આયંદે પોતાની સચ્ચાઇનાજ પ્રતાપે તેઓએ દુશ્મનોનાં મોહડાં કાળાં કીધાં, ને પોતાનું પરોપકારી કાર્ય પાર પાડયું. એક સાચ્ચો આદમી પોતાના વિચારો ખરેખરા જણાવે છે, તે જે માનતો હોય તેજ બોલે છે, પોતાનાં સ્વતંત્ર સ્વભાવને લીધે તે અળખામણોબી થાય છે, પણ સેવટે તેજ ફાવે છે! દરેક આદમી પોતાંનાં આંગળાં ઉપરની વિંટી સચ્ચાઇનાં પરવાળાં અને પોખરાજથી મઢી લે તૉ, તે હાથ સાચ્ચા તરીકે શોભે; અને પેલાં જુઠાં પરવાળાં તથા પોખરાજને પગે કચડી

નાખી સ્વતંત્ર સાચ્ચા પુરૂષ દાખલ જાહેર જીંદગી ભોગવે તો, બેશક માનને લાયક નિવડે. બીજા હાથ ઉપર દરેક ઑરતે પોતાનાં ગળાં ઉપર સચ્ચાઇનાં મોતીની માળા પેહેરી, કાનનાં ઍરિંગ પણ સચ્ચાઇના હિરાથીજ મઢી લેવાં જોઇએ. જેટલું વજન પત્થરના હિરા મોતીને આપવામાં આવે છે તેથી જયાદા તે સચ્ચાઇના હિરા મોતીને ઑરતો આપે તો, તેઓ દુનિયામાં ફાવી અને શોભી નિકળે.

* * *

## ઉદ્યોગ અને આળસાઇ:—

### ફાર્સિ લેખ.

અબ્રો બાદો મેહો ખુરશીદો ફલક દર કારંદ,
તા તો નાની બે કફ આરી, આન બગફલત નખુરી.
હમે અઝ બેહેરે તો સર ગશતેઓ ફરમાન બરદાર,
શરતે ઇન્સાફ ન બાશદ કે તો ફરમાન નબરી.

(સાઅદી.)

સમજણ:—વાદળાં, પવન, ચંદ્ર, સૂર્ય, અને આસમાન, એવાં ઉદયોગમાં રોકાયલાં છે કે જેથી તુંને રોટી મળે, અને તે રોટી તું ગફલતીથી (વગર ઉદયોગે) નહિ ખાય. એ સર્વે તારી રોટીને માટે ફર્માનબરદારીથી ખુબ મહેનત કરે છે તો, તું જો ખુદાનું (ઉદયોગ રૂપી) ફર્માન નહિ બજા લાવે તો તે ઇન્સાફથી ઉલટું છે.

સદગુણનાં સારાં ફળ ખાવા કાજે ઉદયોગનાં બિજ રોપવાની અગત છે. જે શખ્સ આળસાઇનાં બિજ રોપી સદગુણના ફળની આશા રાખે, તે બાવળનાં ઝાડ ઉપરથી કેરી જેવું સ્વાદિષ્ટ ફળ

ખાવાની ઉમેદ ધરાવનાર જેવો મુર્ખો છે. ઉદયોગનો હાથ તંગીને હઠાવે છે. આબાદાની અને ફતેહ ઉદયોગી માણસના ખિદમતગાર છે.

**દોહરો.**

ભમે તે ભુખે ન મરે, રમે તે રળી ન ખાય;
ઉંઘેથી આયુષ ન વધે, આળસથી દેવાદાર થાય.

જેમ એક ઝાડની સારી સંભાળ લેવાથી તે પુર બ્હારમાં ખિલી પોતાના ધણીને નિહાલ કરે છે, તેમ ઉદયોગરૂપી ઝાડ પણ પોતાની સારી જતન લેનાર શખસને સંગિન ફાયદા કરી આપે છે. ઉદયોગી. નેક વિચારવાળો ને સુખી છે. પણ એક આળસુ પોતાનેજ બોજારૂપ થઇ પડે છે. આળસુ લોકોથી લક્ષ્મી પણ દુર ન્હાસે છે, અને તેઓ સદા કંગાળ સ્થિતિમાંજ સબડતા રહે છે. **કવિ કાઉપર** કહે છે કે—

Absence of occupation is no rest,
A mind quite vacant is a mind distressed.

કામ ધંધાની ગયરહાજરી કાંઇ આશાયશ આપતી નથી. રોકાણ વિનાનું મન દુર્દશાનું મુળ થઇ પડે છે.

**દોહરો.**

અયાસી જન આળસ થકી, નકકી કિનાશે કાય;
લોઢું નહિ વપરાસથી, પડયું રહેલ કિતાય.

**સર વૉલ્ટર સ્કૉટ** પોતાના બીજા બેટા **ચાર્લ્સ** ઉપર એક પત્ર લખતાં છેલ્લે નિચલી શિખામણ આપે છે.

Labour, therefore my dear boy, and improve

the time. On youth our steps are light, and our minds are ductile, and knowledge is easily laid up; but if we neglect our spring, our summer will be useless and contemptible, our harvest will be chaff, and the winter of our old age unrespected and desolate.

માટે, મારા વ્હાલા દીકરા મહેનત કર, અને વખત સુધાર. જુવાનીમાં આપણાં પગલાં હમેશાં હલકાં અર્થાત કોઈબી કામ કરવામાં ચાલાક રહે છે, અને આપણું મન કોઈપણ કામમાં વળાય એવું રહે છે, અને જ્ઞાન ઘણું સ્હેલાઇથી મેળવાય છે; પણ જો જુવાનીમાં તેમ કરવાને ચુકયા તો, આપણો બુઢાપો તદન નકામો અને ધિકકારવાજોગ થઇ પડશે, ખાલી છલાં સિવાય આપણો પાક બીજો કશો ઉતરશે નહિ, અને આપણી વૃધ્ધાવસ્થા એકાંત અને કોઇપણ કિસમની આબરૂ મેળવવા વિનાની પસાર થશે.

**મિનોઈ ખેરદ** નામની પહેલવી કેતાબમાં લખેલું છે કે, "માણસજાતમાં (ધંધા વગરનો) આળસુ આદમી ઘણો નાલાયક છે, કેમકે દિનમાં કહ્યું છે જે, દાદાર અહુરમઝદે આળસુ માણસને માટે દાણો પેદા નથી કીધો. આળસુને કાંઇપણ સખાવત કરવી નહિ, તથા તેની પરોણાગત પણ કરવી રખે. સબબ, આળસુ જે ખાય છે તે ગયરવાજબી અને અન્યાઇ રીતે ખાય છે. તેની આળસાઇને લીધે તેનું તન બેઇજ્જત અને તેનું રવાન દોજખી છે."

The idle who are neither wise for this world, nor the next, are emphatically fool at large.

*(Archbishop Fillotson.)*

આળસુ આદમીઓ આ કે પેલી દુનિયામાં ડહાપણભરેલાં કામ કરતાં નથી, અને તેઓ મોટા મુર્ખ જેવાં ખરેખર દેખાય લેખાય છે.

પોતાની ફુરસદની પળોમાં જે ઇન્સાન કામકાજ તજી દે છે, યા પોતાની માફક આળસુ જીંદગી ગુજારવાને બીજાઓને ઉશ્કેરે છે, તેઓ પોતાની કોમને માથે કેવા બોજારૂપ થઇ પડે છે તે માટેના એક લખનારના નિચલા વિચાર વાંચવા લાયક છે.

The man who spends his spare time looking for chances to throw up his situation, and encouraging others to do the same, is not likely to be a healthy member of the community either from a physical or moral point of view.

કસી જરી નિજ દેહને, કર રૂડા ઉપયોગ,
કામ વિન ફરબે થવું, નથી જીવનનો જોગ!
દેખ જરી સહુ પ્રાણીઓ, લઇ રહ્યાં છે શ્રમ,
ટકાવવા ખુદ જીંદગી, ખેંચે નહિ રંજ કમ!
ઘોડો પીઠ પ્હોળી કરી, ખમે અતિખ્ય બોજ,
બળદીઓ રંજ લઇ, ખેંચે ઘાણી રોજ!
પાડો પણ લે હોંશથી, પીઠે રોજ પખાલ,
વેઠ પેટની કેડવા, રહે સદા ખુશાલ!
કસે બદનને પ્રાણીઓ, ટકાવવાને જાન,
દેખી એ કાંઇ ગમ્મોર કર, અકકલમંદ ઇન્સાન!

*　　*　　*

## સંકટમાં સાવધપણું:—

Presence of mind and courage in distress,
Are more than armies to procure success.

સમજણ:—લડાઈ વેળાએ થોડું લશ્કર છતાં કુનેહ કારસાજીથી કામ લેવામાં આવતાં ફતેહ ચોકસ રહે છે, તેમ સંકટ સમયે ભેજાનું સમતોળપણું ગુમાવી ન દેતાં સમયસુચકતા દેખાડી હોય તો, સંકટના શત્રુનો આખરે પરાજય કરી શકાય છે.

કોઈ લશ્કરી અમલદાર એક દિવસે પોતાના સોબતી સાથે શિકારગાહે ગયો. કાંઈક જાનવરોના જીવ લેવા બાદ બન્ને લિલાં ઘાસવાળી જગ્યામાં ખાણું લેવા બેઠા. પેટની પુંજા પછી જમિનને જમણો હાથ ટેકવી અમલદાર ઉઠવા જાય છે તો તેનો હાથ એક મોટા લિલા ઝેહેરી સાપ ઉપર પડયો. તેનો સોબતી આ જોઈ ધાસ્તીનો માર્યો ડંગ થઈ ગયો, જે ધાસ્તી બીજી થોડી પળમાં ઓચંબો, વખાણ, ખુશાલી, અને ઉપકારમાં ફેરવાઈ ગઈ. એવા બારિક હિંગામે લોકોનો મોટો ભાગ હેબત ખાઈ શોરબકોર કરે છે તેમ આ અમલદારે ન કરતાં પોતાના એજ હાથે સાપને જમિન સાથે મજબુત દાબી રાખ્યો, અને તેની ગરદન તથા માથું મજબુત રીતે પોતાનાં સકંજામાં સપડાવી ડાબે હાથે પોતાનાં ખિસામાંથી એક ધારદાર શેકારી છરી ખેંચી કહાડી તેનો હાથો (Blade) દાંતમાં પકડી પાનું ઉઘાડયું, અને ગોયા નિર્જીવ રમત કરતો હોય તેમ તેણે એક જબુન ફટકો સાપને લગાવ્યો, જે તેનું મોત લાવવાને તદન પુરતો થઈ પડયો. હવે જો તેથી ઉલટી રવેસે સ્વભાવ ઉપરનો કાબુ ખોહી દઈ મજકુર અમલદાર ગાભરો બની ગયો હતે તો, તે પોતે માર્યો જવા ઉપરાંત

પોતાના ધુજરા સોબતીને પણ મોત જીવત વચ્ચે તે ડોળતો રાખી ગયો હતો.

*　　*　　*

## ઘોરમાંથી ઘરમાં:--

ઘણી જઈફ ઉમ્મરે જીવનશકિતના કુદરતી ઘટાડાથી અથવા ઘણા લાંબા વખ્તના મંદવાડથી થતાં મરણ સિવાય બીજાં મરણ માત્ર દેખીતાં છે કે ખરાં તે જોતાંવાર તહેકીક કરવાનું કામ બહુ બિકટ થઈ પડે છે. છાતીનું બંધાઈ જવું, ચામડીના રંગનું બદલાવું, મનજની નૅસોના ધપકારાનું બંધ પડવું, આંખની કીકીના રંગનું બદલાવું, નિચલાં જડબાંનું દબાઈ જવું, શરિરનું બાવિસ "સૅન્ટીગ્રેડ" સુધી થંડું પડી જવું, અને એવીજ બીજી નિશાનીઓ ઉપરથી માત્ર માણસો નહિજ પણ તબીબો સુધાં શરિરમાંથી જીવ જતો રહેવાનો ચુકાદો આપે છે. પણ હમણા ચેતવણી આપવામાં આવે છે કે એવી જાતની નિશાનીઓ ઉપર તદન ભરૂસો રાખી માણસને મરણ પામેલું ધારવું જોઇતું નથી, અને તેની સાથે એવો અભિપ્રાય આપવામાં આવે છે કે મરણનાં ચિન્હોમાં શરિરને સડો લાગવાનાં ચિન્હોજ ખાતરીકારક ગણી શકાય. સબબ, ઉપર કહેલાં કારણમાંનાં કોઈ કારણને લીધે મરણ પામેલાં દેખાતાં માણસો ચોકસ સંજોગો (જેવા કે પુરતી હવા કે જોઇતી ગર્મિ) મળવાથી પાછાં સજીવન થયલાં જણાયાં છે. મરણને ઓચિંતાં વશ થયલાં અને મરી ગયલાં દેખાતાં માણસોના ઘણાક દાખલાઓ એવા બનેલા જાહેરમાં આવ્યા છે કે જેમાં દફનાવાની માત્ર થોડીક પળ આગમચ તે માણસો હુશિઆરીમાં આવ્યાં હતાં, કે જેઓ જરા પાછળથી શુધ્ધીમાં આવ્યાં હતે તો, તેઓ જરૂર જીવતાં દટાઈ મુવાં હોત! છતાં એ પ્રકારની ભૂલોથી

અત્યાર તૂલિક જીવતાં દટાઈ ગયલાંઓની સંખ્યા કાંઈ ન્હાની ધારવામાં આવતી નથી. એક તાજો દાખલો ગયા સાલમાં ફ્રાન્સમાં આવેલાં કૅનિસ શેહેર નજદીક બનવા પામ્યો હતો. મૅડમ **ક્રિસ્ટી** નામની એક ઘરડી બાનુને મુવેલી ધારવામાં આવી હતી. ડૉક્ટરે પણ તપાસી મત આપ્યો કે તેણી આખર થઈ હતી. આ ઉપરથી બે કલાક તૂલિક તેણીને ભુમિદાહ કરવાની તૈયારી ચલાવવામાં આવી. તેટલાં તેણીએ ભાન મેળવ્યું અને કાંઈ પીવાનું માંગ્યું! આસપાસના લોકો ગભરાઈને બુમો પાડી વંજો માપવા લાગ્યાં, પણ બે બ્હાદુરોએ હિમ્મત પકડી તેણીને પાણી પાઈને આસ્તેથી એક પલંગ ઉપર સુવાડી જ્યાં તેણી કેટલોક વખ્ત શાંત નિદ્રામાં પડી. તેણી હાલ ઘણી સારી હાલતમાં છે, અને પોતે જીવતાંજીવન દટાઈ મરતાં બચી ગઈ તે વિશે તેણી કશું જાણુતી નથી, જો કે તેણી પોતાનાં ખેશીઓને જણાવે છે કે તેનાં સ્વપ્નામાં એવું આવ્યું હતું જે તે મરી ગઈ છે તથા તેને કબ્રગાહ પણ કરવામાં આવી છે. લાશ સડવા માંડે ત્યાં તુલિક તે અગ્નિદાહ કે ભુમિદાહ નહિ કરવાની કાળજી રાખવામાં આવે તો એવી કફોડી સ્થિતિમાં મુકાયલાં માણસોને વગર મોતે માર્યાં જતાં બચાવી શકાય. સુચના કરવામાં આવે છે કે—

It would be most helpful and expedient for the State to appoint in every town a local burial official who could on the death of any one be duly notified by the doctor or relatives, and who would then proceed atonce to take the matter of burial in hand by sending attendants to remove the body in an ambulance to a civic

mortuary in or near the precincts of a cemetery where it could lie until there were signs of dissolution, and so prevent the horrors of what has occured in many instances, many of which have been proved, viz., premature burial.

સુર્યદાહ ( Exposure to the sun ) ની રીતથી જીવતાં દટાઇ કે બળી મરવાનો સંભવ રહેતો નથી. ખરેખરાં નહિ પરંતુ દેખીતાં મરણ પામેલાં પાછળથી સજીવન થાય તો, ફક્ત સુર્યદાહની એકલી રીતથીજ સજીવન થનારને બચાવી શકાય. ગેહોની મુકરર ગોઠવણ પ્રમાણે અવલમંજલ પ્હોંચાડવાનો જરથોસ્તીઓમાં રેવાજ હોવાથી મરણ પામ્યા પછી દોખ્મેનશીન કરવામાં પુરતો વખ્ત પસાર થાય છે, જે દરમ્યાન સચેત થયલા શખ્સનો બચાવ કરી શકાય છે. ઉપરાંત પારસી સૂર્યદાહની રીતથી તેનો ફર્જયાત નાશ થતો પણ અટકે છે. લાશનો ભક્ષ કરનાર પક્ષીઓ ખરેખરી મુરદાર વસ્તુઓ પારખવાની અચુક પ્રેરણા ધરાવતાં હોવાથી, લાશનો ચોકકસ વાસ નિકળે નહિ ત્યાં તુલિક તેઓ લાશને અડકતાં નથી. ભૂમિદાહ કે અગ્નિદાહથી દેખીતાં મરણ પામેલાં માણસને બચાવી શકાતું નથી; જ્યારે દોખમેનશીન કરવાની રીતથી માણસની જીંદગી ભૂલથી નાશ પામવાનો જરાએ સંભવ રહેતો નથી. દમ ભરવા લાગેલો એક પારસી મુગા મિનારા ( Tower of silence ) માંથી પણ પાછો છુટકારો મેળવી શકે !

જ્યારે તબિબો વદિક એક કસિમ ખરેખર માર્ગે લાગો છે કે કેમ તે બાબે શંકાશિલ રહે છે ત્યારે, આપણા જેવા સાધારણ આદ-

મીઓ ( Laymen ) એવી વેળાએ ઘોંટાળો કરી મુકે તેમાં નવાઈ નહિ. માણસનાં મરણની ખાતરી કરવા માટે તેની એક આંગળી ઉપર મજબુત પાટો બાંધવાની ભલામણ કરવામાં આવે છે. જો તે ખરી રીતે નહિ ગુજરી ગયલો હોય તો તેની આંગળીનાં ટેરવાં તુરતજ લાલ થઈ જાય છે, અને આસપાસની ચામડી સુફેદ રહે છે. ટેરવાં લાલ થઈ જવાનું કારણ સ્હેલાઇથી સમજી શકાય તેવું છે. માણસ જીવતો હોય તો તેનાં શરિર માહેલું લોહિ નિયમિત ફર્યા કરે છે, અને પાટો બાંધવાને લીધે તે લોહિ ફરતું બંધ પડે છે. આ પ્રમાણે ધોરી નસમાંથી ન્હાની નસોમાં જતું લોહિ એક ઠેકાણે બંધાઇ રહેવાથી તે ભાગ લાલ થઈ જાય છે. છતાં ધોરી નસ બંધ પડવાથી માણસ મરી ગયું છે એમ ધારવું ભુલભરેલું છે. કારણ ધોરી નસ ઘણી વખ્ત આંચકાથી, અથડવાથી, અથવા કૉલેરા થવાથી બંધ પડી જાય છે. અંતઃકરણ લાંબા વખ્ત સુધી ધપકતું બંધ પડી ગયા પછી પણ છાતીને પુરતી સંભાળથી સઘળી જગાએ તપાસવી જોઇએ. સબબ કે ધપકારો ઘણી વેળા સાધારણ કરતાં બહુ ધિમો હોય છે. જ્યારે શંકા રાખવા જેવો સંજોગ હોય ત્યારે દશ દશ મિનિટને આંતરે બે કલાક સુધી છાતી તપાસવી ઘણું સલાહકારક છે. જન્મવા પછી બાળકોનું અર્ધા કલાક સુધી અંતઃકરણ ચાલતું જણાયું ન હોય તોએ પાછળથી તેઓ જીવતાં માલમ પડયાં છે. માણસ મરી ગયું છે કે જીવે છે તે પારખવાનો બીજો ઉપાય ભુંગળી મુકીને છાતી તપાસવાનો છે.

* * *

## કાવ્ય કુંજઃ—

### સવાલ.

દ્રવ્યવાન શાથી ડરે ? કેવો હોય કપૂત ?
નેત્ર છતે અંધો કયો ? કોણ થયો હડધૂત ?

(કવિ તારાપોર.)

### જવાબ.

ચોર અગ્નિ મોત થકી, ભય પામે ધનવાન;
કપૂત કુળમાં હોય છે—શૂળ સમો દિલજાન.
નેત્ર છતાં છે આંધળો, સ્વાર્થિ જે મજબુત;
વ્યસની વ્યભિચારી થયો, તો દાદી ! હડધુત.

(કવિ ગણપતરામ.)

* * *

## માલમતાની ખોટી ખુમારીઃ—

Why dost thou heap up wealth, which thou must quit,
Or, what is worse, be left by it ?
Why dost thou load thyself when thou art to fly,
O man! ordained to die ?
Why dost thou build up stately rooms on high,
Thou who art under ground to lie ?

Thou sow'st, and plant'st, but no fruit must see,
For death, alas! is reaping thee.

(*Abraham Cowley.*)

સમજણ:—ઓ મરણાધિન માનવી! તું જ્યારે જાણે છે કે તારી સોડે જે પણ માલમતા હશે તે સઘળું હાંજ રહેવા દઇ દાદારજીની દરબારમાં ખાલી હાથે તુંને રવાના થવાનું છે, તોએ દૌલતનો ડુંગર જમાવવા પાછળ તું કાં નાહક મચ્યો રહે છે? તુંને ધર્તિમાતાના પેટામાં સદાની શાંત નિંદમાં સુવાનું છે, તો આકાશ સાથ સર લગાડતી આલિશાન ઇમારત ઉઠાવવાનું સાર્થક શું? તું રોપે છે, તું વાવે છે, પણ કાંઇએ ફળ તું મેળવશે નહિ; કારણ અફસોસ કે મોત ત્હારી કાપણી કરે છે.

એક શ્રીમંતે કોઇ જ્ઞાની સન્યાસીને પોતાનાં મકાને બોલાવ્યો. આ વાડીનો માલેક હું છું, સામેનો બંગલો મારો છે, ફલાણી મીલનો ધણી સેવક છે, માથેરાનમાં અમારો બંગલો છે, મથુરામાં મારી જંગી મિલ્કત છે, એવી વૈભવની અને મગરૂરીની વાતો તે સન્યાસીની સાથે તે શેઠ કરવા લાગ્યો. સન્યાસી ત્યાગી ને જ્ઞાની હોવાથી તેને એવી બડાઇ બિલકુલ રૂચી નહિ શ્રીમંતને એ બાબતમાં કાંઇ સમજાવવાનો સન્યાસીએ કસદ કર્યો. તેણે યુક્તિથી વાત ફેરવી નાખી, ને ત્યાં માસ્તર પાસે નકશો શિખતા શ્રીમંતના છોકરાને પુછ્યું કે તે શું છે? ત્યારે છોકરાએ 'પૃથ્વિનો નકશો' કરી જવાબ આપ્યો. તેમાં હિંદુસ્તાન બતાવવા સન્યાસીએ કહ્યું. જે મુજબ છોકરાએ બતાવ્યું. સન્યાસીએ કહ્યું, 'એવા મોટા નકશામાં હિંદુસ્તાન એવડું જ?' છોકરાએ જવાબ વાળ્યો, 'હા મ્હારાજ! આખી પૃથ્વિની આગળ

હિંદુસ્તાન શું હિસાબમાં?' એ નકશામાં મુંબઈ ક્યાં આવ્યું તે સન્યાસીએ પુછ્યું. છોકરાએ મુંબઇનું બિંદુ બતાવ્યું. મુંબઇની તેના બાપની મીલ બતાવવા તેને જણાવવામાં આવતાં તે સન્યાસીની સામું જોઈ રહ્યો ને કહ્યું કે મીલ તો તેમાં નથી. સન્યાસીએ અન્ન-યબી દેખાડી કે એવી મોટી મીલ અને એવો મોટો બંગલો તેમાં કેમ ન હોય? છોકરો બોલ્યો, 'મ્હારાજ! પૃથ્વિના નકશામાં હિંદુસ્તાન એક જામ જેવું છે, ને હિંદુસ્તાનમાં મુંબઈ એક બિંદા જેવું છે, તેમાં અમારો બંગલો ક્યાંથી હોય?' સન્યાસીએ શ્રીમંત સામું હવે જોઇને કહ્યું, 'જોયું શેઠજી! આ તમારો છોકરો શું કહે છે? દુનિયાના એક બિંદુના પ્રમાણમાં પણ તમો આવી શકતા નથી, છતાં તમો કેટલું અભીમાન રાખો છો? તમો ગમે તેટલા મોટા થાઓ, પણ જગતની નજરમાં તમો કશી બિશાતમાં નથી. દુનિયામાં મોટા દેખાવા માગતા હો તો, અને પ્રભુના પ્યારા થવું હોય તો, ખોટી ખુમારી ન રાખો, મારૂં મારૂં ત્યાગો, દાન આપો, તથા પરમાર્થ કરો!'

* * *

## પાપનો પશ્ચાતાપઃ—

### ફાર્સિ લેખ.

બાઝ આ! બાઝ આ! હરાંચે હસ્તી બાઝ આ!
ગર કાફ્રો, નાપાકો, બુતપરસ્તી, બાઝ આ!
ઇન દરગેહે દાદારે પાક નાઉમેદી નીસ્ત!
સદ બાર અગર તોબેહ શેકસ્તી, બાઝ આ!

(શેહબાઝ.)

સમજણઃ—તું વિખરાયલાં યા બાવફા યકિનનો હોય, કદાચ મુર્તિપૂજક પણ હોય, તોએ પાપનો પસ્તાવો કરી તેથી હજીબી હાથ ઉઠાવ. તે પાક પરવરની દરગાહમાં નિરાશીનું નામજ નથી. અગર સો વખ્ત તોબ્જેશ ચાહી તેં પાછાં પાપ કર્યાં કીધાં હોય, તોપણ ફરી તોબ્જેશ ચાહી તેથી મૂકિત મેળવ.

## દોહરો.

લડત લડીને જડ ઉખેડ તું, બુરી સયતાન્યતની;
પાકીથી તું અમ્મર રહીને, ચાખ મજા જીન્નતની.

એક અપરાધ કબુલ કરવો એ અર્ધિ માફી ચાહવા બરાબર છે. એ પ્રમાણે કબુલ રાખેલા અપરાધ માટે ખરાં અંતઃકરણથી પશ્ચાતાપ કરવો જોઇએ છે, ગુનાહની તોબ્જેશ કરવી જોઇએ છે, પશેમાન થવું જોઇએ છે, અને છેલ્લે જીવ સાથ સાબુત યકિને એવા મજબુત કૉલકરાર કરવા અવસ્ય છે કે ફરીથી તેવી બુરી ચાલ ચલાવી ખુદાના વધુ ગુનાહગાર થઇશું નહિ. **ઍમ્બરોઝ** નામનો વિદ્વાન કહે છે કે, પાપોથી અટકવું, તેજ ખરો પશ્ચાતાપ છે. (True repentence is to cease from sin.) આ વિચાર જેટલો મોટેબર છે તેટલો સંપુર્ણ જણાતો નથી. પાપોથી અટકવું તે આગળાં પાપો માટે પુરતી તોબ્જેશ કીધા વગર બનવુંજ મુશ્કેલ છે. **નાબ** નામનો બીજો ફિલસુફ વધારે અચ્છી રીતે બોલે છે કે, ડામાડોળ યકિનવાળાં માણસને તેની અસલ નિર્દોષ હાલતમાં અગર લાવવું હોય તો તેની પાસે ભુતકાળનાં પાપોનો પશ્ચાતાપ કરાવવો જોઇએ. **સાઉથ** નામનો લેખક લખે છે કે, પશ્ચાતાપની અંદર પવિત્રાઇ બક્ષવાની શકિત છે, અને પશ્ચાતાપ ખાતર વર્સાવેલું દરેક

આંસુ પાપોને ધોઈ નાખનારી નેકીની બરોબર છે. નામાંકિત **અલ્લુવર લિટન** સાફ વદે છે કે, આગળાં કર્તુકોં કાજે તોજેશ કરવા ચાહનારે ભવિષ્યને માટે નેકીના ફરેસ્તા સાથ મોહબત બાંધવી જોઇએ. આ વિચારને ઘણોખરો મળતો અભિપ્રાય **હેલ્વીન** નામનો ગ્રંથકાર આપે છે. તે જણાવે છે કે, કરણીના સુધારા વગરનો પશ્ચાતાપ, એક બારકસનું ગાબડું પુરવા વગર તે મધેથી બુંબા મારફતે પાણી બાહેર કાઢવા બરાબર છે. જગ આશકાર **શેકસપિઅર** શેરો મારે છે કે, કર્જ પૈસાથી, અને પાપ પશેમાનીથી, દફે કરી શકાય છે. **જુલિઅનના** શબ્દો છે કે, ભૂલમાં પડેલાં ઇન્સાનનું તારણ કરનારી અને તેને બચાવનારી દેવી તે પશ્ચાતાપ છે. **સુપ્રસિધ્ધ** જર્મન સુધારક **લ્યુઠર** એક દિવસે **ડૉકટર જોન્સની** હજુરમાં હજામત કરાવતાં બોલ્યો કે, આપણાં દિલમાં જે અસલ પાપ છે તે આપણી દાઢી મિસાલ છે. આજે આપણે હજામત કરાવી કે દાઢી ઘણી સુમારી ને સાફ લાગે છે, પણ કાલે તેના ઉપર બાલ ખજવાત કરતા પાછા ઉગે છે. એજ પ્રમાણે પાપ આપણને સદા વળગેલું છે, તોપણ આપણે તેને દાઢીના બાલની માફક કાપ્યા કરવું જોઇએ.

* * *

## જંગી જરથોશતી સાહસ—વિજળીક બળઃ—

**દોહરો.**

અક્કલથી ઇન્સાન ત્યાં, કરે વિલક્ષણ કામ;
વિશ્વ વિષે વિખ્યાત છે, ઍડિસનનું નામ.

એક મંદ મગજનો કે કેળવણી વિનાનો માનવી કુદરતનાં

ભિતરનો ભેદ ખુલ્લો કરી શકે નહિ. એક સુસ્ત આચરણનો બેદરકાર આસામી કુદરતના છુપા ખજાનાખાનાંને પ્હોંચી વળી શકે નહિ. પરંતુ એક કેળવાયલો, એક ઉદ્યોગી, એક મજબુત ખંત ધરાવતો શખ્સ, સઘળા ભેદો શોધી જાહેર કરી શકે. એક બાહોશ માળી એક કુમળા છોડને પાળીપોશી અચ્છી રીતે ઉઘાડી મોટો કરી શકે, પણ તે છોડમાં સમાયલા ઉમદા કે હલકા ગુણદોષ શોધી કહાડવાને એક પાકકો "બૉટનિસ્ટ" જોઇએ. એ બે કામ માટે બન્ને જણે સંપુર્ણતા મેળવાની જરૂર છે. એક વખ્તે એક કામમાં સંપુર્ણતા અખ્ત્યાર કરી તેને ખંત અને ઉદયોગથી ઉપયોગમાં ન લેવામાં આવે તો તે સંપુર્ણતા સંપુર્ણ થશેજ નહિ! સંપુણતા સાથે સ્વભાવમાં ચિરજ, ખંત, અને સર્વેથી વધુ ઉદ્યાગ, ઉમેરાવો જોઇએ; કારણ ઉદયોગ વિના કશું થઇ શકતુ નથી. માણસો ઉદયોગ અને ઉમંગ પકડે તો, ગમે તેવાં ન બની શકતાં બિકત કામ પણ કરી શકે.

This ceremony which I have just had the pleasure of performing, of starting the supply of electrical energy for the mills of Bombay, marks another great step forward in the progress and advancement of our city's industrial life. I wish more particularly to recall to your minds the memory of that great Bombay citizen Mr. Jamshedji Tata, the pioneer of Indian industrial enterprise, through whose initiative and courage this scheme was first brought into existence. It must indeed be a source of pride and satisfaction to you,

Sir Doaab, and to your brother to feel that to-day you have established in India another magnificent and permanent memorial to your father's great services to his country. And I cannot do better to-day than ask them one and all to take as an example and inspiration for their future lives, the life-work of Mr. Jamshedji Tata. If they strenuously endeavour to emulate this example, I am full of hope that in the future we may produce many men in this country with brains, character and courage, whose work will stand high in their various professions in all parts of the world.

*( Lord Willingdon. )*

યાને,—મુંબઇની મીલોની વિજળીક બળ પુરૂં પાડવાની જે ક્રિયા મેં હમણાજ ખુશી સાથ કરી છે તે યોજનાના પ્રતાપે આપણાં શેહેરની હુન્નર ઉદ્દરોગની જીંદગી અને વૃદ્ધમાં ઑર મહાન વધારો થશે. મુંબઇના તે સુપ્રસિદ્ધ શેહેરી અને હિંદી હુન્નર ઉદ્યોગના પિતા મી૦ જમશેદજી તાતાની હું તમોને ખાસ યાદ આપું છું કે જેમની અગમબુધ્ધિ અને હિમ્મતથીજ આ યોજના પ્રથમ હસ્તીમાં આવી હતી. સર દૉરાબ, તમોને અને તમારા ભાઇને એ જાણી ખચિત મગરૂરી અને સંતોષ ઉપજવા જોઇએ કે તમારા દેશભક્ત પિતાજીની મોટી સેવાઓનો એક વધુ ભવ્ય અને કાયમી સ્તંભ તમોથી હિંદમાં ઉભો થયો છે. આજની મ્હારી સૌથી સરસ સલાહ

એમજ છે કે મી૦ જમશેદજી તાતાની કારકીર્દિ ગોખી રાખીને સઘળાં-ઓએ પોતાનું ભવિષ્ય ગુજારવું. તેમની નકલ તેઓ ખંતથી કરતા રહેશે તો મ્હારી પુર ખાતરી છે કે એવાં ઘણાં ચાલાક મગજના ઉમદા ચારિત્રોવાળાં હિમ્મતવાન માણસો આ દેશમાં હવે પછી આપણે ઉત્પન્ન કરીશું કે જેઓના જુદા જુદા ધંધાદારી સાહસો દુનિયાના દરેક ભાગમાં ઉંચ આંકણી કરાવશે.

"**ધી તાતા હાઇડ્રો-ઇલેક્ટ્રિક પાવર સપ્લાઇ લિમિટેડ**" નું પરેલ ખાતે આવેલું Receiving station તા૦ ૮ મી ફેબ્રુઆરી સને ૧૯૧૫ દિને ખુલ્લું મુકવાની ક્રિયા કરતી વેળાએ ઉપલા શબ્દો મુંબઇના નામદાર ગવરનર લૉર્ડ **વિલિંગડને** કહી સંભળાવ્યા હતા. મોટી મુશ્કેલીઓ અને આશા નિરાશાના ચાર ચિંતાતુર વર્ષ પસાર થવા પછી **લૉનાવલા ઘાટ** ઉપરનું આ મહાભારત બાંધકામ તમામ થયું હતું. અધાગ શ્રમ અને દુરઅંદેશીથી ઉઠાવી લેવામાં આવેલા આ જંગી સ્વદેશી સાહસે દેશોદયની તવારિખમાં એક નવોજ ઝળકતો સફો ખોલ્યો છે. મહુંમ **મી૦ જમશેદજી નશરવાનજી તાતાનાં** ભેજાંમાં જ્યારે આ અફલાતુન યોજનાએ જગ્યા લીધી ત્યારે તે ખ્યાલી કિંવા હવાઈ તરીકે ગણીને ઘણી ગમથી સાફ હસી કહાડવામાં આવી હતી. પણ મી૦ તાતા જેવા ચગોર અશમના કુનેહબાજ ઉંડી ગણત્રી કરનારા હિમ્મતવાન નર તેથી બિલકુલ હારી ન ખાતાં તેનાં સંબંધમાં ઘટતી જોસતેજો ચિવતાઇથી ચાલુ રાખી તે પાછળ ઉલટ ઉમંગથી મંડયા રહ્યા, અને ઇશ્વરે આખરે તેમાં યારી આપી!

નદીનાં પાણીને સંઘરી રાખવું સ્હેલ છે, પણ વર્સાદનાં વ્યર્થ જતાં પાણીને જમાં કરવું મુશ્કેલ છે. વર્સાદનાં પાણીમાંથી **ખપોલી ખાતે** પેદા કરવામાં આવતો આ વિજળીક પ્રવાહ લગભગ

પચાસ માઇલની મુસાફરી કરી મુંબઈ આવે છે. મોટાં એન્જીન રોકી કોલસો બાળી મીલો ચલાવવાની ઝહેમતમાંથી મીલમાલેકો હવે મોકળા થયા છે એટલુંજ નહિ પણ સસ્તા વિજળીક પ્રવાહથી કારખાનાવાળાઓના અને ગીરનીવાળાઓના ખર્ચમાં બેહદ બચાવ થયો છે. સિવાય ઘણા નવા ઉદયોગોની બહોળા પાયા ઉપર ખિલવણી થવા માંડશે. મીલોના ધુમાડાની પિડાથી મુંબઈની પ્રજાને જે મોટી અહેરાનગતી ભોગવવી પડતી હતી તેમાંથી તે રફતે રફતે મુકત થશે, અને તેની સુખશાંતિની સ્થિતિમાં સુધારો થવા પામશે. વળી વિજળીક પ્રવાહ પેદા કરવા પછી જે પાણી રહેવા પામશે તે બરબાદ નહિ જતાં ખેતીનાં કામમાં લઈ શકાશે. એવો વખત પણ આવશે કે જ્યારે **કોલાબાથી અંધેરી** સુધીની આગગાડીઓ પણ એ બળથી દોડશે. પશ્ચિમ ઘાટ ઉપર પડતાં વર્ષાદનાં પાણી જે ત્રણ સરોવરમાં ભરી રાખવાની ગોઠવણ કરવામાં આવી છે તે માહેલા **શ્રાવતા** (Shravata) સરોવરની પાળ જબરદસ્ત મોટી છે જે આ યોજનાનું વિશાળપણું પુરવાર કરે છે. આ પાળની આગમચ ઇજીપ્તમાં બાંધવામાં આવેલી **એસુએન બૅરેજ** (Assouan Barrage) ની પાળ ઇજનેરી કળાની પૃથ્વિમાં એક મોટામાં મોટી અજાયબી તરીકે ગણાતી હતી, પણ આ શ્રાવતા પાળે તેની નામનામાં ઘટાડો કરી **સમગ્ર સૃષ્ટિમાં પહેલી પંક્તિ** મેળવી છે. આ ત્રણે સરોવરનો એકત્ર પ્રવાહ પાઇપોની હાર સુધી પુગે તેટલા માટે પાકકા ચુનાની પાંચ માઇલની એક નેહેર નદીના જેવી ઘણી મજબુત બાંધવી પડી છે, કારણ આ ત્રણે સરોવરના પ્રવાહનુ જોશ **ટેમ્સ નદી**ના પ્રવાહના જોશ જેટલું છે. મી૦ તાતાની યાદગારીનો આ સ્તંભ એવો છે કે જે ઉપર કોઇપણ સ્તંભ સરસાઈ ભોગવી શકશે નહિ; મગર તેથી ઉલટું તે મારફતે

હાલની તથા ભવિષ્યની ઔલાદ વચ્ચે જે આબાદી ફેલાશે તેનાં અહેશાનમાં તેમનું મુબારક નામ સઘળી દેશી પ્રજાનાં જીગરમાં નિવેદાન જળવાઈ રહેશે, સર્વથી શ્રેષ્ટ રવેસે!

જય, સ્વદેશી માતા!—ધન ધન્ય, મહરષી તાતા!—ટેક.
બીરક્ષેત્ર પુરૂપ ભારતકા, કીયા પ્રકાશ પરમાર્થકા!
કીનો સાહસ જગ વિખ્યાતા, ધન ધન્ય, મહરષી તાતા!
નીજ જન્મ ભોમ આભુષન, ભયો પ્રગટ ચંદ બીન દુષણ!
ધન, સત્ય અહંપદ તાતા, ધન ધન્ય, મહરષી તાતા!
તુમ્હી અથાહ દ્રવ્ય પ્રયત્ની, તુમ્હી 'રત્ન' હિન્દકે વત્ની!
તુમ્હી બડો લેખ બિધાતા, ધન ધન્ય, મહરષી તાતા!
કર પ્રગટ 'ઇલેકટ્રિક પાવર', યહી રહેગા કીરત ટાવર!
કીની રહેલ બીકત થી બાતા, ધન ધન્ય, મહરષી તાતા!
રહો અખંડ આત્મ તુમેં શાંતિ, રહો પ્રગટ જ્યોતી શુભ ભાંતી!
ગુરૂ પંચ સત્ય સુનાતા, ધન ધન્ય, મહરષી તાતા!

* * *

## ધર્મનો ખરો મર્મ:—

ધર્મ વધારો રે ઘર થકી, તજી કપટ તમામ;
પડતાં વારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ.

અંતઃકરણથી એટલે પોતાને ત્યાંથીજ ધર્મનો વધારો કરો, અને તમામ કિનો તરછોડો; પાપમાં પડતાં કોઇને અટકાવવું. તેનું નામ તે ધર્મ.

સત્ય દયા તપ શઉચ, છે પગ ધર્મના ચાર;
જેનાં રહદયમાં તે રહ્યાં, ઉત્તમ તેના આચાર.

સાચવત, દાઝ, ભકિત અને વિવેક, એ ચાર ધર્મનાં પગથ્યાં છે; જેનાં દિલમાં તે ઘર ખાલી રહ્યાં હોય તેનાં આચરણ ઉત્તમ.

જીવ ઉપર દયા જેને, ટાળે દિનનાં દુઃખ;
તન ધન ને વાણી વડે, આપે સર્વેને સુખ.

જેને પ્રાણીઓ ઉપર માયા હોય છે, જે ગરીબોનાં કષ્ટનું નિવારણ કરે છે, જે પોતાનાં શરિરથી, પૈસાથી, અને શબ્દથી બીજાને આરામ આપે છે તે ખરો ધર્મિ.

ઇચ્છે ભલું અંતર વિષે, કરે સહુનું કલ્યાણ;
અવગુણ ન ધરે ઉર વિષે, જાળવે ઇજ્જત માન.

જે પોતાનાં મનમાં ભલું ભાખે, સર્વેને સારૂં ઇચ્છી સહાય થાય, બીજાના દોષ પકડી ન રાખતાં તેઓનો માનમોભો જાળવી રાખે તેજ ઇસમને ધર્મિ જાણવો જોઇએ.

* * *

## ભગવાનના ભકતનો ભાગ્યોદય:—

ભગવત ભાવાર્થ ભાઇ શીખ શીર નામી,
ભાનુથી ભવ્ય ભાવાર્થ એ, નવ જોવાય ભાનુ સામી.
ચિતા ધકધકતી માંહે ભલે નાખે તને કો હરામી,
ગાર થંડી થાશે તે, જો ભગવત ભાવ ભસ્મ મુકી હોમી.
સિંહ સંગાથે પુર્યો શત્રુએ, રખે તને બીતિ જામી,
ભક્ષ ન કરતાં ભાઇબંધી કરશે, આરાધે જો તું અંતર્યામી.
ડુંગરાના ઢાળ તળે દટાતાં ભકતને બીતિ શાની?
આણું આણું થાશે ડુંગરા, થયો જો તું ધાતા ધાની.

સાગર જળે સંહાર થવા આવ્યો સમય સંતાપકારી,
સાગર સપાટી થાશે ભૂમિ માટી, જો લે તું હરી સ્મરી.
કોટવાવધિ કષ્ટ કુતુહળ ભલે નિશદિન જાગે,
ટળે તે જો આપ્યો તને વિભુ વહાલ ઉરે અંગે.
(વાનપ્રસ્થ.)

ભગવાનનાં નામનો પ્રતાપ તું સાંભળ. સૂર્ય કરતાં એ પ્રતાપ ભગવાન છે, અને સુર્ય સામી આપણાંથી જોઈ નથી શકાતું તો ભગવાનના પ્રતાપ પ્રતિ કેમ જોઈ શકાય? આપણો શત્રુ આપણને બળતી ચેહમાં નાંખે, પણ જો ભગવાનનાં નામની રાખ તેમાં નાખી તો તે આગ નરમ થઈ આપણને દુઃખ ન દેશે. સિંહના પાંજરામાં આપણે પુરાયલા હોઈએ, પણ પ્રભુને યાદ કરીશું તો તેના પ્રતાપે સિંહ આપણી સાથે ભાઈ પેઠે પ્રેમથી વર્તશે. પહાડ હેઠળ કચડાઈ મરવાનો વખ્ત આવે, પણ જો ભગવતનું સ્મરણ કરીશું તો પહાડની રજકણ થઈ જશે અને આપણે સહિસલામત રહીશું. દરિઆમાં ડુબવાનો સમો આવે, પણ ઈશ્વરને આરાધ્યા તો દરિઓ ભૂમિમાં બદલાઈ જશે અને આપણે બુડી મરીશું નહિ. ગમે તે સંકટો આવે પણ પ્રભુ ઉપર વ્હાલ સદા મનમાં રાખ્યો હશે તો તે સંકટોથી આપણે કદિ અહેરાન થનાર નથી.

**પાકજાદ પૅગમ્બર જરથોશત સાહેબ** ઉપર કાંઈ કમી કહાણીઓ પડી નહોતી, છતાં તેનું પરિણામ કેવું સુન્યમાં આવ્યું? બુરાં કામનો કરનાર રએ શેહેરનો હાકમ **ડોરાસરૂન** તે નામદારને મારવા ગયો ત્યારે તેનો **હાથ** ઉંચોજ રહી ગયો. ગંધક, તેલ, તથા આતશની ચેહમાં, તે નામદાર કશી ઇજા પામ્યા નહિ. ગાયના ગોવાળાના પગ નિચે નાખવામાં આવ્યા, તોએ તે નામદાર કચડાયા નહિ.

સાંકડી ગલીમાં ઘોડાઓની નાળ હેઠળ નખાયા, ત્યાં પણ તે નામદાર બચવા પામ્યા. વરૂનાં બચ્ચાંઓને મારી નાખી ભૂખે મરાયલાં વરૂઓમાં તે નામદારને મુકવામાં આવ્યા, મગર તેઓશ્રીને કશી અલવલ આવી નહિ. વરૂઓ તે નામદારને ફાડી ખાવા ગયાં કે તેમનાં મોહડાં ઉંઘાડાંજ રહી ગયાં. ભારે ભયંકર અને રાક્ષસી દેખાવો દેખાડવામાં આવ્યા, તથાપિ તે નામદારને કશો ડર લાગ્યો નહિ. તે નામદાર આજારી હતા ત્યારે **બોરાંતરૂશ** નામના ઠગારાએ તેઓશ્રીને ઝેહેર ભરેલી દવા આપી, તો ગેબી આગાહીથી પિછાની લઈ તે નામદારે તુરત તે ફેંકી દીધી.

## કાફી હોરી.

અહુરમઝદે વ્હાલો બનાવ્યો, જરથુસ્ત્રને નિત્ય બચાવ્યો,
સુંદર તે બાળકને લઇ જઇને, આતશની ચેહમાં હોમાવ્યો,
અર્દીબેહેસ્ત અમેશાસ્પંદે તેને, ફુલોની સેજે સુવાડયો,
બાળ ન એક જળાવ્યો.—અહુર૦

ગોસફંડના માર્ગમાં તે પણોતાને, એકલો અટુલો નખાવ્યો,
બેહેમન ભલાએ ગાય સ્વરૂપે, પનાહ પોતાનીમાં રાખ્યો,
ઇજા તે જરાએ ન પામ્યો.—અહુર૦

વિકરાળ વરૂનાં વયરાન વનમાં, વ્હાલા વિરાને મુકાવ્યો,
ડાચું વરૂનું અટકી ગયું છેક, બકરીએ હેતથીજ પાળયો,
દોગડોને સલામત પ્હોંચાડયો.—અહુર૦

દુજનો કપટ રચી રચીને, બુરો ડોરાસરૂન હાર્યો,
બલી દીન અશોઇની જગતમાં ફેલાવવા, તે સોસીઅંત જીવવા પામ્યો,
મઝદાનો પયગામ પુગાડયો.—અહુર૦

નબી સાહેબના દાખલા ઉપરથી ધડો લેવાનો છે કે સચ્ચાઈ,

પરોપકાર અને પ્રમાણિકપણાંથી ચાલતાં ગમે એટલાં દુઃખ આવી પડે તોએ ખુદા ઉપર વિશ્વાસ રાખી ધિરજ અને સંતોષથી નેક મનશ્ની ઉપર મક્કમ રહીને ડહાપણને તેનો માર્ગ આપી અક્કલને રઓશન કરી અશોઇને વળગી રહેવાથી આયંદે ફતેહ મળે છે.

* * *

## ઉખ્યાણા અલંકારઃ—

### ફારસિ.

સુરીએ મખરુક દીદમ, તીર ખુરદેહ દર જીગર;
કુ બ કુ મીગર્દ દો, દસ્તાર બંદદ બર કમર.

મેં એક સુરીને દીઠો, જેનાં જીગરમાં તીર ભોકેલો હતો; તે મોહલે મોહલે ફરી ફરતો હતો, અને પોતાનાં માથાંને બદલે કમ્મર ઉપર પાઘડી બાંધતો.

**ભમરડો.** તેની આર તે તીર છે, દોરી તે પાઘડી છે. વિગેરે.

### ઉર્દૂ.

એક નારી હૈ બહુ રંગી, ઘરસે બાહર નિકસે નંગી;
ઉસ નારીકા યહી સિંગાર, સિરપર નથની મુંહપર વાર.

એક નારી બહુ રંગની છે, તે ઘરથી બાહેર નિકળે ત્યારે નગ્ન હોય છે; તે માથાં ઉપર વાળીનો શણગાર રાખે છે, અને તેનાં મોહડાં ઉપર ચોટલો રહે છે.

**તરવાર.** મ્યાન સુધાં તરવાર રંગરંગની જોવામાં આવે છે. બહાર કાઢીએ ત્યારે તે નાગી હોય છે. મુઘની ઉપર માથાં આગળ એક કડી પરોવેલી હોવાથી વાળી જેવી દેખાય છે, અને આલો (વાર)

નો એક દોરો મોહડાં આગળથી મ્યાન સાથે બાંધેલો હોય છે. [ માથે વાળ અને મોહડાં (નાક) આગળ વાળી હોવાની રીત છે, પણ ઉપલા સમસ્યામાં ઉલટું લખ્યું છે.]

## ગુજરાતી.

મારાં તનપર તુટી પડે, લથબથ કરીને પંથે નડે;
હું નાઠી મૂકી મરજાદ, શું સખી **સજ્જન**? ના સખી **વર્ષાદ**.

એક સખી બીજીને સમસ્યા પુછે છે. બીજી નવોઢા હોવાથી પ્રિતમની ઝંખના કર્યાં કરે છે. સમસ્યા દ્વિઅર્થિ હોવાથી ભાવાર્થ જુદો હોય છે. ઉપલા સમસ્યાના જવાબમાં નવોઢા કહે છે કે, મારાં માથાં ઉપર તુટી પડે, અને રસ્તે જતાં પણ ડરાવે તેથી મર્યાદા છાંડીને ભાગવું પડે તે તો **પ્રિતમ.** ત્યારે સખી આ મુજબ વદે છે:—શરિર ઉપર વરસનારો, બાહેર જતાં બિવડાવનારો, અને જેના આવાગમનથી મર્યાદા મૂકીને એકાએક ન્હાસવું પડે તે તો **વર્ષાદ** કહેવાય.

* * *

## ડાઘ રહિત દિલ:—

The fairest action of our human life
Is scorning to revenge an injury;
For who forgives without a further strife,
His adversary's heart to him doth tie.
And 'tis a firmer conquest truly said,
To win the heart than overthrow the head.

*(Thomas Carew.)*

સમજણુ:—થયલાં નુકશાનના અવેજમાં કિનો લેવાનું ધિક્કારવું, એ આપણી જીંદગીનું સઉથી સુંદર કાર્ય છે; કારણ જે ધણી કજિઓ ન લંબાવતાં દરગુજર કરે છે તે પોતાના હ્રુદય સાથે વિરોધીનું હ્રુદય એક કરે છે. વિરોધીનું કાટલું કહાડી નાખવા કરતાં તેનું જીગર જીતી લેવામાંજ ખરૂં જોતાં જંગી જય છે.

સને ૧૮૬૪–૬૫ નાં વર્ષોમાં શૅર—સટ્ટાબાજીના વંટોલ્યાએ ખાનાખરાબીનો એક જબરદસ્ત મોજો ઉપજાવી એવું તો ભયંકર તુફાન ફેલાવ્યું હતું કે જેથી મુંબઇના વેપાર અને દોલતનો કોટ ભારે કડાકા સમેત ભોંય બરાબર થયો હતો! ભલા ભલાઓએ દિવાળાં કહાડયાં હતાં, હોરમત ગુમાવી હતી, બાપદાદાઓનાં નામ ડુબાડયાં હતાં. તે વેળાએ તિખ્ખા સ્વભાવનો પેલો બાહોશ બૅરિસ્ટર **મી० થામ્સ સી. ઍનૅસ્ટી** (૧૮૧૬–૧૮૭૩) અત્રેની હાઇ કોર્ટમાં કામચલાઉ જડજ નેમાયો હતો. સટ્ટામાં સપડાયલા જે આસામીઓના મુકદમા તેની આગળ નિકળતા તેઓ તરફ તે બેહદ સખ્ત થતો. આ ઉપરથી કેટલાક પારસીઓની આગેવાની હેઠળ મુંબઇના દેશીઓએ નામદાર સરકારને એવી અરજી કીધી હતી કે, "ઇન્સાફની ખુરસી ઉપર બેસી ઘણોજ આકળો સ્વભાવ, તોછડાઈ તથા સખ્તાઇથી કેટલીક અણુઘટતી અને ઇન્સાફની ગંભિરાઇને ન છાજે એવી ચાલ ચલાવ્યાથી તેને (મી० ઍનૅસ્ટીને) મજકુર ઓહ્ધા ઉપદથી દુર કરવો." તેનો કાંઇ ફડચો થાય તેટલાં તો તેના કામચલાઉ ઓહ્ધાની મુદ્દત પુરી થવાથી તે પાછો ધારાશાસ્ત્રીનો ધંધો ચલાવવા લાગ્યો હતો. મી० ઍનૅસ્ટીની જગ્યાએ બીજો ધણી હોત તો તે એવી અરજી બાદ પારસીઓ પ્રત્યે વધુ વેર વસાવતો રહ્યો હતે. લેકિન મી० ઍનૅસ્ટીએ ગઇ ગુજરી ભૂલી જઈ તેવો કાંઇએ ડગડગો રાખ્યો ન હતો. પોતાનાં

નિર્મળ અંતઃકરણનો વહેવારૂ પુરાવો આપવા માટે સને ૧૮૭૩ના મોટી ચકચાર કરાવી ચુકેલા **દોખમાવાળા મુકદમામાં** તેણે અપોતી સખ્ત માંદગીની દરકાર ન કરતાં પારસીઓ તરફથી બાહેર પડી ખરી ઉલટથી, પુષ્કળ કાળજીથી, અને અસહ્ય મેહેનતથી મુકદમો લડી સામી બોર્ડુને, તથા તેને સરકારી તિજોરીના ખર્ચે મદદ કરનાર પોલિસને, માહત કરી પોતાની પક્ષને જીતાવી આપી હતી. એ તપાસ હાઇકોર્ટની ફોજદારી સેશન્સમાં તે વખ્તના નામદાર જડજ **મી૦ ગ્રિન** આગળ ચાલતાં તેણે મી૦ ઍનૅસ્ટીને ચટકો લગાડયો હતો કે, "જે પારસી કોમે મી૦ ઍનૅસ્ટીને ન્યાયાશન ઉપરથી ઉઠાડવાને અરજી કરી હતી તેજ પારસી કોમ તરફથી મી૦ ઍનૅસ્ટી એવી ઝહેમત ખેંચે છે." આ ટિકકા ઉપરથી કોર્ટમાં એવું ધારવામાં આવ્યું હતું જે સિંહરાજ મી૦ ઍનૅસ્ટી તેનો કડક જવાબ આપશે ખરા! પણ ના; તે તો ઠંડે કલેજે પોતાની ખુરસી ઉપરથી ઉઠી, નામદાર જડજને તોરમાં ડોકું નમાવી, સવ્વાળાઓની અજાયબી વચ્ચે પાછો બેસી ગયો હતો—એવું સુચવવા કે, તે તુંડ તામસી સ્વભાવનો હશે, પણ તેનું જીગર કપટી કંગાળ તો નથીજ! મુકદમો લડવાની થાકથી થોડાજ વખ્તમાં મી૦ ઍનૅસ્ટી કમનસિબે મરણ પામ્યો, અને તે પ્રસંગે પારસીઓનો અહેશાનનો ઉભરો પુર બાહારમાં પ્રગટી નિકળ્યો. મર્હુમની પાયદસ્તે પારસીઓ પગે ચાલતા છેક સિવરીનાં કબ્રસ્તાન સુધી ગયા હતા, અને પાદરીએ દફનાવવાની ક્રિયા પુરી કરવા પછી લાશવાળી પેટી ખાડામાં ઉતારતાંજ પારસીઓએ મરનારનાં માન ખાતર ખ્રિસ્તીઓના રેવાજ મુજબ એકેક મુઠો માટી નાખી ખાડો પુર્યો હતો. એવું નોંધાયલું છે કે, પાયદસ્ત સાથ ગયલા પારસીઓનું ટોળું એકથી દોઢ માઇલ તુલિક લંબાયું હતું.

પારસીઓએ આ પ્રમાણે પોતાનો આભાર પ્રદર્શિત કરવા ઉપરાંત શેઠ ફરામજી કાવસજી મેહેતાએ પોતાનાં અઠવાડિક પત્ર "કયસરે હિન્દ" માં જમા કરવા માંડેલાં ફંડને સારી મદદ કરી મર્હુમનો સુંદર કીર્તિ સ્તંભ ઉભો કર્યો હતો જેના હેઠળા ભાગમાં આ પ્રમાણે સોનેરી શબ્દો કોતરવામાં આવ્યા છે.

To the Memory of
Thomas Chisholm Anesty.
Born in London 1816.
Died 12th August 1873.
Lawyer, Jurist, Politician.
M. P. for Youghal in Ireland.
Attorney-general for Hongkong.
Advocate and sometime Judge
High Court, Bombay.
This Memorial is raised
By the Parsee Community of
Bombay

To mark their sense of gratitude for his zealous services in their cause in the "Towers of Silence" case in 1873.

Whatever good any man doeth,
The same shall he receive of the Lord.

*R. I. P.*

મહુંમની લાશને તેની નેકી પ્રમાણે કબ્રસ્તાનની સારી મુખડાવાળી જગ્યાએ રોમન કૅથલિક દેવળ (Mortuary) આગળજ ભૂમિદા કરવામાં આવી હતી. એ કબ્રની જગ્યા પારસીઓએ જાથુકની વેચાતી લીધી હતી. તે પાછળ ઘણો મોટો ખર્ચ થયો હતો. સુફેદ સંગેમરમરનો નાદર કારીગરી ને કોટરકામ સાથનો એવો શુશોભિત સ્તંભ ત્યાંઆગળ કોઇજ હશે! ફુલ બીજાને ખુશબો ને રાહત આપે છે તોએ તેના અવેજમાં એક પાઈ પણ તે લેતું નથી. તેમ નેક માણસ જરાએ સ્વાર્થ વગર સામા દુશ્મનું ભલું કરે છે.

દુહો.

નેકી કરકે નેકકો, બદલેકી નાહીં આસ;
દામ ન મંગે કીસીસે, ફુલ જો દેવે બાસ.

મુકદમાની ટુંક વિગત આ મુજબ છે. દોખમાની કુશાદે જગ્યા જે પારસી પંચાએતના સ્વાધિનમાં છે તે માહેલી થોડીક ઉપર કુંવરજી પ્રાગજી અને જેકબ જમાલે દાવો ઉઠાવી ઝુપડાં નાંખ્યાં હતાં. કેટલાક પારસીઓએ એ કામથી ઉશ્કેરાઈ જઇને મેહેરગાનનાં જશનને દિને (તા૦ ૪-૪-૧૮૭૩) મજકુર ઝુપડાં તોડી પાડયાં હતાં. તે વેળાનો મુંબઇનો પોલિસ કમિશનર **મી૦ ફ્રેંક સુટર** (૧૮૩૨-૧૮૮૮) આ ઉપરથી પોતાના મદદનીશો સાથે ત્યાં દોડી જઈ આશરે પંચોતેર પારસીઓને હાથમાં બેડી નાખી હુલ્લડ મચાવવાના તથા આગ લગાડી નુકસાન કરવાના આરોપ માટે પકડી ગયો હતો. પોલિસ કૅાર્ટમાં બીજા દિવસથી લંબાણ તપાસ ચાલી, અને કેટલાકોને પુરાવાની ગયરહાજરીમાં છોડી મુકી બાકીનાઓને સેશન્સમાં તપાસ માટે નોંધ્યા હતા. સેશન્સમાં નવ દિવસ મુકદમો ચાલવા

બાદ મી૦ ઍનેસ્ટીના મજબુત બચાવ ઉપરથી જ્યુરીએ સઘળાઓને નિર્દોષ જાહેર કરવાથી તેઓને છોડી મુકવામાં આવ્યા હતા. મુકદમો પુરો થવાના બીજાજ દિવસે ( તા૦ ૧૩ મી ઑગષ્ટે ) મી૦ ઍનેસ્ટી અંગોળ કરતાં રહદય કામ કરતું બંધ પડવાથી ગુજરી ગયો હતો. તે વખ્તના ઉઘરતા બૅરિસ્ટર **મો૦** ( પાછળથી **સર** ) **ફીરોઝશાહ મેહેરવાનજી મેહેતાએ** પણ પોતાના હમદીનોને મુકદમામાં ઘણી મદદ કરી હતી.

* * *

## ભલી બુંડી ભામિની:—

નાર જાકી પતીવરતા વોહી શાદ જગમે.
શાદ જગમે વોહી આબાદ જગમે.—નાર૦
નારી પતીવરતા જાકી વાકો સ્વર્ગ હય જીતેજી.
લબપે હોગી ના ફરિયાદ જગમે.—નાર૦
પાઈ જો કરકસા નારી જીતેજી નર્ક હય ભારી,
સમપત હો સારી બરબાદ જગમે.—નાર૦
( ઝેહેરી સાપ. )

Of earthly goods the best is a good wife;
A bad, the bitterest curse of human life.

જગતની સર્વે અસકયામતોમાં એક માનવંત મોહરદાર શ્રેષ્ટ દરજ્જો ધરાવે છે; જ્યારે એક નાપેકાર નાર માણસનો આખો ભવ બરબાદ કરીને જબુન શ્રાપ સમાન થઈ પડે છે.

**દોહરો.**

નારી નિકળે નેક તો, નરનું રાખે નામ;
કુલ્ટા સ્રીના કંથને, ભૂખ આરામ હરામ.

સ્ત્રી સારી નિકળી તો પોતાના પતીની આબરૂ ઇજ્જત વધારે છે; પણ જે ઇસમને કજાંટ સ્ત્રી મળી તેનાં ભુખ અને રાહત બન્ને જતાં રહે છે.

પ્રિયા પ્યારી, ત્રિયા સારી, તન મન ધન અર્પણ કરી દીયે;
સારી રીતે, પ્રિતી જીતે, નહિ કદી બદ મન માહિ લીયે.
જેને જારી, કીધી પ્યારી, હર હર હર પતી મુખથી વદાવે;
રામા બુરી, તે તો પુરી, પળ પળ નિજ પતી દુઃખ લાવે.

* * *

## દાનાઇના દાણાઃ--

Eight things are proofs of folly: ill-timed wrath, misplaced bounty, ill-judged exertion, the confounding of friend with foe, confidence in those untried, reliance on the foolish, trust in the faithless, and garrulity.

By four things are great men brought low: by pride, by taking counsel with women, by keeping the company of the young and foolish, and by neglecting things that require their personal supervision.

If a man lose all else, and four things still are left him, he can take no harm: temperance, cheerfulness, truth, and trust in God.

Six things temper the hardships of the life: good diet, a kind friend, a faithful wife, an obedient child, a prudent tongue, and a wise head.

Whosoever is ashamed of his father and mother, is excluded from Divine Guidance.

*( King Hoshung. )*

## સમજણ.

આઠ ચિજો મુર્ખાઇની સાબેતીઓ છે: કવખ્તનો ગુસ્સો, અઘટિત સખાવત, અણસમજ મેહનત, મિત્રને શત્રૂ સાથ ભેળી નાખવો, અજમાવી નહિ જોયલા પુરૂષ ઉપર ઐતબાર, મુર્ખાઓ ઉપર વિશ્વાસ, બેવફા ઇસમ ઉપર યકિન, અને બહુ બોલવાની ટેવ.

ચાર વસ્તુઓથી મોટાં માણસ હલકાં બને છે: મગરૂરીથી, ઓરતની સાથ મસલહત કરવાથી, જુવાન તથા નાદાનોની સોબત રાખવાથી, અને જે બાબતમાં પોતાની જાતી દેખરેખની જરૂર હોય તેમાં ગફલત કરવાથી.

નિયમિતપણું, આનંદી સ્વભાવ, સત્યતા, અને ઇશ્વર ઉપર ભરોસો, એ ચાર વસ્તુઓ જેની પાસે હોય તે શખ્સ બીજી સઘળી વસ્તુઓ ગુમાવી દે તોપણ તેને હરકત થનાર નથી.

સારો ખોરાક, માયાળુ મિત્ર, વફાદાર વનિતા, તાબેદાર બાળક, સાવચેત જીભ, અને ડહાપણવાળું મગજ, એ છ ચિજો જીંદગીની ઝેહેમતોને કમતી કરે છે.

જે શખ્સ પોતાનાં માબાપથી નામોશી માને છે, તેને દાદારની દોરવણીથી બાતલ થયલો સમજવો.

* * *

## ખુબીભરેલી ખસલતઃ—

**બેત.**

યકી ખુરદેહ બર શાહે ગઝનીન ગેરફ્ત,
કે હુસની નદારદ અયાઝ—અઈ શેગફ્ત.
ગોલીરા કે નેહ રંગ બાશદ નેહ બુઈ,
ગરીબસત સવદાઈ બુલબુલ બરવી.

પાદશાહ **મહમુદશાહ ગઝનવી** પાસે **અયાઝ** નામનો એક ગુલામ હતો જેના ઉપર પાદશાહ એટલી મેહેરબાની રાખતો કે તેથી અમલદારોમાં ભારે ઈર્ષા ઉત્પન્ન થતી. એક શખ્સ મહમુદને મનમાં ચપકો આપવા લાગ્યો કે, કોઇ કિસમની ખુબસુરતી પણ ન ધરાવનારા એવા એક ગુલામને શાહ એટલું બધું વજન આપે છે એ અજાયબીભર્યું છે. એક ફુલ જેનો રંગ સુંદર, કે સુગંધ ખુશબોદાર, પણ ન હોય તોએ બુલબુલો તેના ઉપર આશક થઈ બેસે એ વિસમય પામવા જેવું છે.

**બેત.**

બે મહમુદ ગોફ્ત ઈન હેકાયત કસી,
બે પીચીદ અઝ અંદીશે બર ખુદ બસી.
કે એશકે મન ઈ ખવાજેહ બર ખુઈ ઉસ્ત.
નેહ બર કદ વ બાલાઈ નીકુઈ ઉસ્ત.

અયાઝને લગતી આ હકિકત કોઇએ મહમુદના કાને નાખી ત્યારે શાહ ઘણા ગુસ્સામાં આવી અંદેશો કરી બોલ્યો કે, મારૂં દિલ આ ગુલામ તરફ દોડે છે તે તેના સારા સ્વભાવ અને ખુબીભરેલી

ખસલતને લીધે છે, નહિ કે તેનાં કદ યા લંબાઈ (ખુબસુરતી યા બદસુરતી) ને આભારી છે!

શાહના ચાહને અયાઝ ઈંચેઈંચ લાયક હતો તે ત્યાર પછીની નિચલી વિગત ઉપરથી જણાઈ આવે છે. એક ઉંટ ઉપર દરદાગીનાની પેટી લાધી એક વેળા શાહ શેકારગારે નિકળ્યો. એક ગલીમાં ઉંટ એતેફ્રાક ગબડી ગયું કે પેટી ભાંગી જઇને પેલો અવેજ રસ્તામાં વિખરાઈ પડયો. જવાહિરો ઉંચકી લઇને પોતાની માલેકીમાં રાખવાની શાહે અમલદારોને પરવાનગી આપી. બાદ શાહ ઘોડેસ્વાર થઈ રવાના થયો. સઘળા અમલદારો લુટમાં મશગુલ રહ્યા. માત્ર અયાઝ લુટની લેશભાર દરકાર ન કરતાં શાહની સેવામાં શાહની પુઠે ગયો. અયાઝને પોતાની પાછળ જોઈ શાહે સવાલ કર્યો કે, "લુટમાંથી તેં શું મેળવ્યું?" તો ઉત્તર મળ્યો જે, "અય નામવર, જેનું હું નિમક ખાઉં છું તેની ખિદમતમાં ખડો રહેવાંને બદલે હરામ માલ હાથ કરવા રોકાઉં એવો નગુણો હું નથી."

અયાઝ ઉપર શાહનો એટલો તો પ્યાર હતો કે તે જે કરે તે રાજ્યમાં થતું હતું. તવારિખ લખનારાઓ એટલે સુધી કહી ગયા છે જે, શાહનો બાંધેલો તે છોડવે, પણ તેનો બાંધેલો શાહથી છોડવી શકાતો નહિ. આ ઉપરથી એક શાએરે ફ્રાર્સિ મિસરો આપેલો છે કે—

મહમુદ ગઝનવી કે હઝારાં ગુલામ દાસ્ત;
ઍશકશ ચુના બેકુશ, ગુલામે ગુલામ શુદ.

મહમુદ ગઝનવી નામનો પાદશાહ હજારો ગુલામ ધરાવતો હતો; પરંતુ ઍશકે તેને એવો તો મારી પાડયો કે, તે શાહ છતાં ગુલામનો ગોયા ગુલામ થઈ રહ્યો.

*   *   *

## બધાંની પ્યારો પરવરદેગાર!—

વ્હાલી છે માતાને ખુદની બેટી, વ્હાલી છે મેહેનતુને સાંજની રોટી;
વ્હાલો છે વેપારીને ખુલ્લો વ્હેવાર, વ્હાલો છે દરિયાને દુરનો કિનાર.
વ્હાલી છે કંજુસને એકેકી પાઈ, વ્હાલી છે હલકાંને ખાલી મોટાઈ;
વ્હાલી છે ઉદ્યોગીને કાંઇએ મેહેનત, વ્હાલી છે ધંધાને ક્યાંબી બરકત.
વ્હાલા છે કવિને સુંદર ચિતાર, વ્હાલા છે દિલદારને દિલના ઉદગાર;
વ્હાલું છે બુલબુલને મોહબતી ગુલ, વ્હાલું છે સઉ જણને પોતાનું કુલ.
વ્હાલું છે સઉ જણને ખુદનું વતન, વ્હાલું છે ભકતને રોજનું ભજન;
વ્હાલો છે સુખિયાને સઘળો સંસાર, પણ વ્હાલો છે હુયરતને પરવરદેગાર!

* * *

## આજે અમિરી, કાલે ફકિરી:—

### બેત.

ગેરદેશે ગરદુને ગરદાં ગોરદ ગારા ગર્દ કર્દ,
બર સરે અહેલે તમીજાં નાકસારા મર્દ કર્દ.
ચીની ખુદ તા ખુદ ગરદાં સેપેહર,
ગહે ઝેહોરો દીન ગહે નોશો મેહેર.
ગહે બર ગુજાર બ મઆશુક સર,
ગહે ગરદે ગરદાં શુદેહ દર બદર.
યકારા બર આરદ બ અબરે બુલંદ,
હમાનરા કુનદ ખારો જારો નેજંદ.

સરેશત અસત ઇન હરદો દર આદમી,
ગહે શાદ કામી વ ગહે ગમી.

(ગુલજારે નસિહત.)

સમજણ:—આ ફરતાં આસમાનનાં ચકકરે ભલા પહેલવાનોની ધુળધાની કરીને તેઓને ખાક સાથ મેળવી નાખ્યા છે, અને બુનિયાદવાળા લાયક તથા દાનેશમંદ લોકોનાં માથાં ઉપર નિચ તથા બદ કરણીવાળાઓને સરફરાજી આપી છે. જે દહાડેથી આ ગગન ફર્યાં કરે છે ત્યારથી તેની એવીજ રીતની ચાલ રહી છે કે, કભી તો ઇન્સાનને કિના કપટથી ઝેહેરનું પ્યાલું પાવું, અને કભી તો ખુશાલી દેખાડી માયા તથા મોહબતથી શર્બતની જામ આપવી. કભી તો કોઇને તેની માશુક સાથે મેળાવીને મગન તથા હરખભરેલો કરવો, અને કભી તો તેને પહેલવાનોના ઘોડાનાં પગલાં હેઠળ પુંડાવી કયાંએ ઉડારીને ધુળમાં રગડોળવો. એજ ફરતો આસમાન એક જણને મોટાઇથી વાદળની બુલંદી ઉપર ચહડાવી ભારે આબરૂ આપે છે, તો બાજે વખ્તે તેજ ધણીને વાદળ ઉપરથી નિચે તોડી પાડી બેઇજ્જત અને પાયમાલ કરે છે. કોઇવાર સુખ જોવું, તો કોઇવાર દુ:ખ પામવું, એ બે ચિજો આદમજાતની પૅદાયશમાં અસલથીજ ખમીર થયલી છે.

મર્હુમ **શેઠ દાદાભાઈ પેસતનજી વહાડીઆ** (૧૮૦૨–૧૮૮૫)ની જીંદગી ઉપરથી આ દુનિયાના દૉર અને જમાનાનાં જોર વિષે આપણને ઘણું શિખવાનું મળે છે. મુંબઇના સુંદર પેડર રોડ અને દરિયા કિનારાની વચ્ચેનો સઘળો ભાગ, વાડી બંદર ઉપર નવરોજજી હિલથી સર જમશેદજી જીજીભાઇનો બંગલા સુધીની લંબાઈ ને મજગામ

તૂલિકની પ્હોળાઇનો ભાગ, એ સાહસિક સખીવજુદ વેપારીનો હતો. પરેલ, કોટ, ઈંગ્રેજ બાઝાર, અને મોદીખાનાની સંખ્યાબંદ મિલ્કતોનાં ખત તેવણની તિજોરીમાં વર્તમાનપત્રોની ફાઇલ માફક સિચેલાં હતાં. પારસી બાઝારનાં તેવણનાં રહેવાનાં પાદશાહી મકાનમાં મેહેતાઓ નિશાળની માફક હારેદાર બેસીને લાખોનો વહિવટ કરતા હતા. વેપારીઓની, વછિયાતોની, તથા શેઠ સાહુકારોની ત્યાં થતી ચાલુ આવજાવ ગોયા દરબારી દબદબો દેખાડતી હતી. એટલી બધી ઝાહો-ઝલાલી ને માનભરી જીંદગી ગુજારવા પછી મેસર્સ ફર્ગ્યુસન ટર્નરની કુંપની વેલાતમાં નાદાર થવાથી મર્હુમની પેહેડીને બહુ નુકશાન થયું, અને આફતની કટોકટ ઘડીએ તેવણની કિમતી મિલ્કતો પાણીનાં મુલે પરાયા હાથમાં ઘસડાઈ ગઈ. વાડી બંદરની એવણની જગ્યા સને ૧૮૫૨માં સવા લાખ રૂપ્યે વેચાઈ. તેજ જમિનના આઠ વર્ષ પછી પચીસ લાખ રૂપ્યા ઉપજ્યા. એજ પ્રમાણે તેવણની દરેક મિલ્કતો અતી નજીવી કિમ્મતે ફુંકાઈ ગઈ, તોએ તેવણના નસિબદાર માગનારાઓને દર રૂપ્યે તેર આના મલ્યા જે તેવણની ઘરખમ દૌલતનો ખ્યાલ આપે છે. જે ભલા શેઠયાની પેહેડી લોખંડનો કિલ્લો ગણાતી હતી, ને જેવણની મિલ્કત અર્ધિ મુંબઈ લેખાતી હતી, તે શેઠયા ત્યાર પછીનાં પાંત્રીસ વર્ષ ગરિબાઈ અને એકાંતવાસમાં ગુજરી ભાડેનાં ઘરમાં ગુજર પામ્યા ત્યારે કુદરતી રીતે તેવણ તરફ સર્વેની લાગણી ઘણી ખેંચાઈ હતી. પાછલે દહાડે તેવણને કિમ્યાંનો શોખ લાગ્યો, ને તેવણને એવો ખ્યાલ આપવામાં આવ્યો હતો કે, પોતાની આંખોનું નુર તથા ગયલી હાલત તેવણ પાછી મેળવી શકશે. પહેલું થોડેક દરજ્જે ખરૂં પડયું. ઘણાંક વર્ષના અંધાપા પછી તેવણ જરા જોતા થયા, ને રફતે રફતે તેજ વધવાથી તેવણ પોતાનાં કુટુંબી-

ઓને ઓળખી શકયા જે મરણની ઘડી સુધી ચાલુ રહ્યું. ખરૂં કહિએ તો અમિરી પછી આવેલી ફકિરી નજરે જોવાજ ઈશ્વરે પાછી આંખ આપી !

પેલા બીજા જાણીતા **શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ** પણ શ્રીમંત જન્મી, શ્રીમંત જીંદગી ભોગવી, હજારોને પાળી, લાખોની ખયરાત કરી, ગરિબાઇમાં ગૅબ થયા હતા. એ હાતમ દિલના શેહેરીએ પડતીમાં આવી પડેલાં પૈસાદાર કુટુંબોને આશ્રો આપવા સારૂ પચાસ લાખ રૂપયાનું ફંડ સ્થાપવાની યોજના રચેલી, અને તેવણને પોતાનીજ પડતી હાલત નિભાવવી મુશ્કેલ થઈ પડી હતી ! એકવાર મુંબઇના હાકમો પાસે પડયો બોલ ઉંચકાવનાર, લક્ષાધિપતિને હેઠળ લાવનાર, મુફલેસ ફેરિયાને શાહ સૅાદાગર બનાવનાર, છુટે હાથે ભ્હોળી સખાવત કરનાર, તેમજ ગરિબો તથા અનાથોની આફતો ટાળવાનું ફંડ સ્થાપનાર પેલા સખી દાતાંર **શેઠ ખરશેદજી ફરદુનજી પારખને** તેજ ફંડનો આશ્રો ને તેજ ફંડની મદદ લેવી પડી હતી. આગળી તવારિખ પણ એજ પાઠ શિખવે છે. **પાદશાહ જમશેદની** ભટકતી જીંદગી, ઇંગ્લાંડના **રાજા ચાર્લ્સ બીજાને** થયલી મોતની સજા, **ફ્રાન્સ દેશની** યાદગાર ઉથલપાથલ, અર્વાચિન **રશિયા** અને **ઇરાનની** બદલાયલી સ્થિતિ, **તર્કિના સુલતાનનો** બદબખ્ત ફેજ, એ સર્વેનો કિયાસ કરો, અને પછી તમોને રઓશન થશે કે તખ્તોતાજ, માલોગંજ, અએશોઆરામ એ અનંત કાળનાં નથી—સુખ સદાનું નથી. ખુદ તખ્ત ઉપર બિરાજતો પાદશાહ પણ કાંઈ સુખી હોતો નથી. તેની જંજાળ જબરી છે, રંજ ભારી છે, ચિંતા કાળી છે. આ ક્ષણભંગુર દુનિયાનો આવો કાયદો છે. અવનિની નાપાયદારી ઑાર ન્યારી છે, અને તે અજબ જાહિર છે.

દુનિયામાં બરકરારી કોઇની રહી નહિ,
સદા ત્યાં બખ્તયારી કોઇની રહી નહિ;
જમશેદ ને ઝુઆકબી આધિન થઈ ગયા,
સદા એ બાગબ્હારી કોઇની રહી નહિ.
ઝુનબેખથી નેપોલ્યનનું ગયું નામ નિશાન,
ત્યાં તાજો તખ્તદારી કોઇની રહી નહિ;
બગુનાહો તોહમતી જાળમાં તરફડે,
ફરેબ ને બદકારી કોઇની રહી નહિ.
ફના થઈ અમિર કોઈ ભુખે મરે છે,
ગિર્દેશી લાચારી કોઇની રહી નહિ;
કિસ્મતની ઘંટી સઉને પિસે છે હરદમ,
ખુદા સિવા યારી કોઇની રહી નહિ.

* * *

## ભૂખ કયારે ભાગે?—

Some have too much, yet still they crave:
I little have, yet seek no more.
They are but poor, though much they have,
And I am rich with little store.
They poor, I rich; they beg, I give;
They lack, I lend; they pine, I live.
My wealth is health and perfect ease,
My conscience clear, my chief defence.
I never seek by bribes to please,
Nor desert any to give offence.

Thus do I live, thus will I die—
Would all do so as well as I.
My mind is such as may not move
For beauty bright, or force of love.
Some weigh their pleasures by their lust,
Their wisdom by their rage of will.
Their treasure is their only trust,
A cloaked craft their store of skill.
But all the pleasure that I find
Is to mantain a quiet mind.

*( Sir Connon Dyer. )*

સમજણ:—કેટલાકની પાસે જરૂર કરતાં વધારે છે, છતાં તેઓ હાયવાય કરે છે; સેવક સોડે થોડુંજ છે, તોએ વધારેની મરજી થતી નથી. તેઓ પાસે ઘણું હોવા છતાં તેઓ ગરીબ છે, અને મારી પડખે થોડો જીવ છે તોબી હું શ્રીમંત છું. તેઓ ગરીબ છે, હું ગમ્બર છું; તેઓ માગે છે, હું આપું છું; તેઓને કુજી તંગી છે, હું ઉછિકા ધિરૂં છું; તેઓ વધુ મેળવવાનાં વળખાં મારતા મુવા જેવા થઈ ગયા છે, હું જીવું છું. સારી તનદરોસ્તી અને સંપુર્ણ નચિંતાઇ એ મારી દૉલત છે. મારૂં નિખાલસ અંતઃકરણ એ મારો મુખ્ય રક્ષક છે. કોઇને લાંચ રૂશવત આપી ખુશી કરવાની હું કનવાર કરતો નથી, તેમજ કોઇને તિલાંજલી આપીને તેનું દિલ હું દુઃખવતો નથી. આ કાનુન મુજબ હું જીવું છું; અને આજ કાનુન સાચવતો માર્ગે લાગીશ-ઇચ્છું છું કે મરવા જીવવાની આ મારી રૂઢી સર્વે સજ્જનો

પસંદ કરે. મારૂં મન એવું નથી કે તે ચકચકિત સુંદરતાથી, યા પ્રેમના જુસ્સાથી, અંજાઈ જાય. કેટલાકો પોતાની મોજનું તોલ તેમના હવસથી કરે છે, અને પોતાનાં ડહાપણની આંકણી મનનાં કાંટાથી કરે છે. તેઓની પાસે માલમાં માલ સ્થૂળ ખજાનો છે, અને તેઓના બુદ્ધિના ભંડારમાં ઠગબાજીનો ઢગલો છે. પણ સેવકનો સઘળો આનંદ (ખજાનો) તો શાંત સંતોષી મનમાં માત્ર સમાયલો છે.

### સવૈયો.

જો દશ વીશ પચાસ ભયે તબ, હજાર ઔર લાખ મગેગી;
ક્રોડ અરબ ખરબ અસંખ્ય, જગપતી હોનેકી ચાહ ધરેગી;
સ્વર્ગ પતાલકુ રાજ કરન, તૃષ્ણા અધિકી અતી આગ લગેગી;
સુંદર એક સંતોષ બિના શઠ, તેરી તો ભૂખ કદી ન ભગેગી.

લોભની માનું પેટ બળ્યું ! એક ઈસમને કર્મસંજોગે દશ રૂપ્યા મલ્યા તો તે વીશની વાર જોશે. વીશ મલ્યા તો પચાસ માંગશે. પચાસ હાથમાં આવ્યા તો હજારની આશા કરશે. હજાર ઉપરથી લાખની વાત. લાખ મલ્યા તો ક્રોડ અને અબજની જીજ્ઞાસા થાય છે. અબજ-પતી થયા તો પછી પૃથ્વિપતી, સ્વર્ગ કે મૃત્યુના રાજપતી કાં નહીં ? આ પ્રમાણે આશાનો અંગાર બુજાવાને બદલે વધુ તેજી બનતો જાય છે. ત્યારેજ તે હોળવાય કે જ્યારે રગેરગમાં સંતોષ સ્ફુરે !

*　　　*　　　*

## ખાકી આદમ થશે એક દિન ખાકઃ—

ન સો સુખ સેજ રાહતમેં, સદા રહે હકકી તાઅતમેં;
અજલ પ્હોંચેગી સાઅતમેં, કે આખિર ખાક હો.

જીનું ઘર ઝુળતે હાથી, હજારાં રાત દીન સાથી;
ઉનહોકો ખાક અબ ખાતી, કે આખિર ખાક હો.
જીનહોકે લાખ થે ઘોડે, સદા જર બક્તકે જોડે;
ઉનહોકો મૌતને મોડે, કે આખિર ખાક હો.
સુલેમાં શાહ થે હાતમ, અગર નૌશેરવાં ખાતમ;
દુનિયાસે કર ચલે માતમ, કે આખિર ખાક હો.
સીકંદર રૂમકે સુલતાં, અગર જમશેદ થે લુકમાં;
ઉનહેભી ગલે કફન પહેનાં, કે આખિર ખાક હો.
યુસુફ શાહે કીઆની, ઝુલેખાં મિસરકી રાની;
કીયે સબ મૌતને ફાની, કે આખિર ખાક હો.
ન કર તું માલપર મસ્તી, ઉમ્ર ચલ જાએગી સસ્તી;
તલાતલ મૌત હુએ હસ્તી, કે આખિર ખાક હો.
( મૌલાકે કલામ. )

બળતા આતશની સનમુખ ઉભા રહેવાથી તરેહવાર દેખાવ તથા ફેરફાર આપણી નજરે પડે છે જે સુચવે છે કે હરેક ચિજનો અને હરેક ઇન્સાનનો દમામ કે ઝળકાત જેમ વધે છે તથા ખિલે છે તેજ મિસાલે તે પડતો અને નાબુદ થતો રહે છે, અને આયંદે તે આતશની સુકકી રજ અથવા રખ્યાની માફક આપણું તન, ધન અને જોબન પણ રાખજ થનાર છે. દુનિયાની સઘળી પેદાયશનો અંત તદન ધુળધાની જેવો છે એમ સર્વે સ્થિતિનાં આદમીઓએ આ ઉપરથી સમજી લઇને ગરૂરી અને તુંડાઈ તર્ક કરી ખુબ ખબરદારીમાં રહેવું જોઇએ છે. પચાસ રૂપે રતલનું ઉંચું અગર, (Aloe-wood) અથવા પાંચ પૈસે રતલનું હલકું લાકડું એજ આતશ ઉપર બળીને એકસર્ખી

રાખનુ રૂપ લે છે, અને તે રાખની ચમટી અગ્યારી–આતશબેહેરામમાં બૉઓ દેનારો જરથોસ્તી ધર્મગુરૂ દરેક બંદગી કરનારને આપીને ગોયા બોધ દે છે કે, અગર તે અમિર કે ફકિર હોય, ગની કે ગદા હોય, તોબી એ રખ્યાની ખાકની માફક તે પણ જમિનની સપાટી ઉપર રગડાઈને આખરે ખાકજ થનાર છે. માટે જે ભલાઈ અને ખુબી તેના અખત્યારમાં હોય તે તેણે જીવતાંજીવત કરી લેવી. એક સમજુ પારસી ઘરમાં કે ઍબાદતગાહમાં સૌથી સારાં અને સફાઇદાર સુખડ–લોબાન બાળવાની કાળજી રાખે છે તેનીબી એજ મતલબ છે જે તે પોતાના આત્માને આડકટરી કબુલાત આપે છે કે, તે પોતાની જીંદગી તૂલિક બનતી કોશેશે નેક વમાસશે, નેક બોલશે, તથા નેક કામ કરશે; અને એવાંજ રૂડાં કાર્યોની કાડી અથવા ખોરાક તે પોતાના ખુદાઈ આત્માના આતશને હમેશ અર્પણ કરતો રહેશે.

ખાક થાય છે સેવટ આ જગની મોટાઈ,
ચેતવુંજ સજાવાર છે તે પર એ ભાઈ!
આ બુલંદ ને બ્હોળો આકાશ રંગીન.
અગર ખેંચે ખુદ ત્હારા ઘોડાનું જીન–
છે તોબી આખર તકીઓ ત્હારો ખાક,
સેવટ ખાકસેજ મળીને થશે બરબાદ.

*　*　*

## ભાઇબંધી અર્થાત ભ્રાતૃભાવ:—

સ્થુલ દુનિયામાં આત્મા મોહબત અથવા એકદીલીથી વધુ પ્રગટ થાય છે; અને જેમ આપણે વધુ મોહબત બતાવી શકીયે, અને વધુ એકદીલ થતાં જઇયે, તેમ આપણો ભિત્તરનો આત્મા વધુ વિકાશ

પામતો અને હોંશ ધરાવતો થાય છે. એક પુરાણા ખ્રિસ્તી ઉપદેશકે કહ્યું છે તે ખરૂં છે કે, એક આદમી જેણે પોતાના ભાઇને જોયો છે તેને જો તે ચાહી શકતો ન હોય તો, તે આદમી ઇશ્વર જે તેણે જોયો નથી તેને કેમ ચાહી શકે ?–*Psychism and Spirituality.*

જે આદમીથી બીજાંઓને સુખ પ્હોંચે છે, તે આદમીનેજ સુખ આવી મળે છે.—**જરથોશ્તી ગાથા.**

જો આપણે પોતે વાંકા વળી આપણાથી ન્હાના જીવોને ઉગારવાને અને કેળવવાને કોશેશ કરીશું નહિ, તો પછી દયાના સરદારોને વાંકા વળીને આપણને ઉંચકી ઉપાડવાને કેવી રીતે વિનંતી કરી શકીશું ?—**ઍની બેઝંટ.**

સર્વેને આશ્રો આપવો, સર્વે ઉપર ઉપકાર કરવો, સર્વેની ખિદમત બજાવવી, તેનું નામ તે શિવભકિત. પણ સર્વે પ્રાણીઓ તરફ કરૂણા, મોહબતભર્યાં શબ્દો, અને સર્વેનાં ભલાં માટે આતુરતાભરેલી સેવા. તેનો અર્થ સાક્ષાત શિવભકિત.—**શિવગીતા.**

આપણે ભૂલી જવું નહિ જોઇએ કે કોઇબી વેળાએ અને પ્રસંગે આપણા સમાગમમાં કોઇબી આદમી આવ્યું હોય તો તે ઘડી આપણા ગુરૂએ આપણી નજદીક તે આદમીને તેની સેવા બજાવવા માટે લાવી મુકવામાં આવ્યું છે એમ જાણવું. આપણે આપણી બેદરકારીથી, અધિરાઇથી, અથવા બેપરવાઇથી, તે આદમીને મદદ કરવામાં નિષ્ફળ નિવડયે તો, આપણે આપણા ગુરૂનાં સોંપેલાં કાર્યમાં નિષ્ફળ થઇયે છિયે.—*The Doctrine of the Heart.*

શરિરના એક અવ્યવમાં કાંઈ દુઃખ થાય છે ત્યારે આખાં

શરિરમાં દુઃખ થાય છે. તેમ તું પણ જો બીજાં આદમીનાં દુઃખમાં ભાગ નહિ લે તો, તુંને માણસ કહેવો લાજમ નથી.—**શેખ સાઅદી.**

આ તો મારાં ગામનો આદમી છે, પેલો તો કોઈ પારકો છે, આ પ્રમાણેનાં વચન અને ખ્યાલ એક સાંકડા મન અને અંતઃકરણનું આદમી કરે છે. જે કોઈ ઉમદા જીવ ધરાવે છે, તે તો આખી દુનિયાને પોતાનાં સગાં સમાન ગણે છે.—**મનુ.**

જે જીગર બીજાંનું ભલું કરવાને તલપે છે તે તેમ કરવાને પૈસા મળે ત્યાં તૂલિક બેસી રહેતું નથી; પણ સ્વભોગનાં થાનક ઉપર પોતાની ખુદીને અર્પણ કરી દઈ દોસ્ત, દુશ્મન, પાડોશી, બિગાનો, એ સર્વે માટે મોહબ્બતનો દમ છોડે છે.—*From Poverty to Power.*

જુદાઇની લાગણીને મારી નાખ. એવો ખ્યાલ રાખતો ના કે ખરાબ માણસથી કે એક મુર્ખ માણસથી તું જુદો રહી શકશે. તેઓ તુંજ છે, યાને તેઓ તારાજ અંગભુતો છે; જો કે તે અંગભુતો તારા એક દોસ્ત અથવા ગુરૂનાં અંગભુતો કરતાં પ્રમાણમાં ઓછા છે. પણ એક ખરાબ વસ્તુ કે ખરાબ માણસથી છુટો રહેવાનો જુદાઇનો ખ્યાલ તું જો તારામાં વધવા દેશે તો તેમ કરવાથી તું એક કર્મ ઉભું કરશે, કે જે કર્મ વડે, જ્યાં સુધી તારો જીવ એમ સમજશે કે એ પ્રમાણે જુદાઈ થઈ શકતીજ નથી ત્યાં સુધી તેજ વસ્તુ અથવા માણસ સાથે તું પોતાને બાંધશે. યાદ રાખજે કે દુનિયાનું પાપ અને નાલેશી, તે તારૂંજ પાપ અને નાલેશી છે, કારણ કે દુનિયાનો તું એક અંશ છે. તારૂં કર્મ મોટાં કર્મ સાથે ગુંચવણમાંથી કાઢી શકાય નહિ એવી રીતે ગુંથાયલું છે, અને તું જ્ઞાન સંપાદન કરે તે આગમચ સઘળી ગંદી તેમજ સ્વચ્છ જગ્યાઓમાંથી

એકસર્ખાં રીતે પસાર થઈ આવેલો હોવોજ જોઇએ. તેટલાં માટે યાદ રાખ કે જે મેળાં વસ્ત્રને અડકતાં તું સુગાઈ ઉડી દૂર જાય છે, તેજ વસ્ત્ર તેં કદાચ ગઈ કાલે પેહેર્યું હોય, અથવા આવતી કાલે પેહેરશે; અને જ્યારે તે વસ્ત્ર તારાં ખભાં ઉપર ફેંકવામાં આવે ત્યારે તું જો તેનાથી ગભરાઇને દુર ન્હાસી જશે તો ઉલટું તે વસ્ત્ર વધારે મજબુત રીતે તુંને આવી વળગશે. જે જાતે પવિત્ર આદમી છે તે પોતાને એક કિચળનું બિછાનું સમજે છે. પહરેજ રહે, સબબ કે કે પહરેજ રહેવું વાજબી છે; પણ એવા ખ્યાલથી નહિ કે તું પોતે તદ્દન પવિત્ર રહેશે.—*Light on the Path.*

*        *        *

## જરથોસ્તી ધર્મ પર જાનફેશાની:—

As a message to the Parsis I take this opportunity of expressing once more what I said before. Maintain your holy Gathic religion. It is actually in itself an expression of an Universal Religion. What pious man can avoid kindling with fervour when he knows that there must have been an extensive public in Persia who worshipped the Life-Spirit-Lord, the Great Creator with Archangles who were His own Attributes—Truth, Love, Order, Energy, Universal Weal, and deathless Immortality. The Gathic religion is one of the psychic wonders of the anc-

ient world, and should be one of the very foremost expression of true religion now. It is an almost incredible manifestation of devotional thoughts and at the time of its origin, a curiosity of literature, of relgion, and of religious philosophy.

( *Professor Dr. L. H. Mills.* )

ઑક્ષફર્ડ યુનિવર્સિટિના ઝંદ અને પેહેલવી ભાષાના વિદ્વાન પ્રૅાફેસર ડૉકટર મિલ્સે લંડનના તમામ પારસીઓ ઉપર તા૦ ૨૪-૩-૧૯૦૯ને દિને એક સંદેશો મોકલી આપ્યો હતો. ડૉકટર મિલ્સ તેમાં કહે છે કે, "પારસીઓ જોગા પૅગામમાં મેં જે આગળ જણાવ્યું હતું તે એકવાર પાછું જણાવવાની આજે હું ટક લઉં છું. તમો તમારા પવિત્ર ગાથાના ધર્મને ચિવટાઇથી વળગી રહેજો. તે ખરેખર રીતે ખુદ સાર્વજનિક ધર્મનું આબેહુબ સ્વરૂપ છે. ઇરાનમાં ન્હોળી પ્રજા હતી, કે જે ગૅતી અને મિનોના માલેકને માનતી હતી, કે જે માલેક અમશાસ્પંદો સાથે મહાન સૃષ્ટિકર્તા છે, કે જે અમશાસ્પંદો તેની પોતાની મહાન શકિતઓ સચ્ચાઇ, પ્યાર, સુલેહ ઉઘમ, તમામ દુનિયાની આબાદી, અને મોત વગરની અમર્ગી છે એ સર્વે એક પાક પુરૂષ જાણે ત્યારે, પોતાનાં દિલમાં ભકિતભાવની લાગણી ઉત્પન્ન થતી તે કેમઅટકાવી શકે? ગાથિક ધર્મ, પ્રાચિન દુનિયાની ભેદી અજાયબીઓમાંની એક છે, અને તે હાલ સાચ્ચા ધર્મની સઉથી આગેવાન સત્તા સમાન થઇ પડવી જોઇએ. તે ધર્મ, ભકિતભાવને લાયક વિચારોનો લગભગ નહિ માનવામાં આવે એવો પ્રકાશ પાંથરે છે, અને તે તેની સ્થાપ્ના વખ્તની સાહિત્યની, મઝહબની, અને ધાર્મિક ફિલસૂફીની કરામત છે."

છેક પ્લીની, સ્ટ્રાબો, તથા હિરોડૉટસ જેવા કદિમ ફિલસુફો તથા તવારિખનવેશો, અને હાલના જર્મન, ફ્રેન્ચ, અમેરિકન વગેરે પ્રૉચિન સાહિત્યના સાવાંઓ જેવા કે હાઉગ, સ્પીગલ, વૅસ્ટ, મૉરિસ ફ્લુગલ, ડાર્મસ્ટેટર, જૅકસન, મૉનિઅર વિલ્યમ્સ, ગાઇગર, બર્નુફ, ડુપેરો, હાર્લે, વૅસ્ટગાર્ડ, ગૅલ્ડનર, વિલ્હેમ, સુસ્ટી, મીસીસ ક્રૉમ, સૅમ્યુઅલ લૅંગ, તથા બેકર હુડસન સમાન અથંગ અભ્યાસીઓએ જરથોસ્તી ધર્મને શ્રેષ્ટ ધર્મ (*The Excellent Religion*)ની ઉપમાં આપી છે. ખ્રિસ્તી ધર્મ આજે સુધરેલી પ્રજાનો ગણાવા છતાં, તેજ પ્રજાનો એક ભાગ, જે જડવાદ માનનારા વિદ્વાનોનો છે, તે તેને માનતો નથી. જ્યારે એજ ખ્રિસ્તી પ્રજાના ઓરિઍંટલ વિદ્વાનો જેઓએ એરિઅન ભાષાઓ, ધર્મો, તવારિખ તથા સાહિત્યનો પુખ્ત અભ્યાસ કીધો છે, તેઓ જરથોસ્તી ધર્મને સર્વેથી પુરાણો, ઉંચી ફિલસુફીવાળો, ઉંડી મતલબો ધરાવનારો, દુનિયામાં પ્રથમ સુધારો ફેલાવનારો ઇત્યાદિ જણાવે છે; એટલુંજ નહિ પણ દુનિયાના બીજા ધર્મોમાં જે કેટલિક ઉમદા ફિલસુફી મળી આવે છે તે, તે ધર્મોના સ્થાપકોએ જરથોસ્તી ધર્મમાંથી લીધેલી બાપોકાર કબુલ કરે છે. ખ્રિસ્તી ધર્મની ચોકસ ફિલસુફીઓ પણ જરથોસ્તી ધર્મનેજ આભારી છે; કેમકે ધર્મ અને તવારિખના અભ્યાસથી તે વિદ્વાનોએ સાબેત કીધું છે કે, જરથોસ્તી ધર્મની તે ફિલસુફી પ્રથમ યાહુદી ધર્મના સ્થાપકે પોતાના ધર્મમાં દાખલ કીધી હતી, ને તે ઉપરથી તે ખ્રિસ્તી ધર્મમાં આમેજ થઈ છે. પરધર્મિ તથા પરકોમી મહા પુરૂષોએ એવી ફિદાગીરી, આનંદ તેમજ અજાયબી એટલા બહોળા વિસ્તારમાં દુનિયાના બીજા કોઈ ધર્મ તરફ બતાવ્યાં હોય એવું આપણ જાણતા નથી.

આ મુજબ એક અવાજે માન્ય રાખવામાં આવેલા શ્રેષ્ટ જરથોસ્તી ધર્મના જાયનશિનો ઈરાનનું રાજપાત ખોહવા પછી પ્રથમ હિંદ સરજમિન ઉપર આવી વસ્યા હતા. પોતાનાં ધર્મ તરફનાં માન તથા મોહબતને ખાતર અને તેનાં રક્ષણ અર્થે તેઓએ દેશ તજ્યો ને વેશ બદલ્યો, દૉલત ખોહી ને સુખ ગુમાવ્યું, હાંદેશાઓ ખમ્યા ને આફતો સહન કરી, આ પરાઈ ભૂમિપર વાસો કરી તે પવિત્ર ધર્મને, તેના બુલંદ કલામોને, તેમની ભાગીટુટી હાલતમાં પણ પોતાની આલાદમાં વારસા તરીકે આપી ગયા. જો ધર્મને ખાતર એટલી સખ્તી તેઓએ ઉઠાવી ન હતે તો આજે પૃથ્વિની સપાટી ઉપર નહિ રહેતે પારસી નામ કે નિશાન, નહિ પારસી ધર્મ કે પારસી ઝાહોઝલાલી! એવા એક ન્યારા મજહબની જાળવણીને માટે ખુદ હિંદી પારસીઓ પણ કેવી તિક્ષણ લાગણી ધરાવતા હતા તેનો એક રમુજી દ્રષ્ટાંત "પારસી પ્રકાશ" માંથી મળે છે. ચૌદમી સદીમાં 'થાણામાં પારસીઓની વસ્તી હતી, અને તેઓ ફિરંગીઓના તાબામાં હતા. એક વેળાએ ત્યાંના સત્તાવાળાઓએ સર્વે પારસીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલી જવાનો હુકમ કીધો. પારસીઓએ જોયું કે સામે થવામાં કાંઈ ફાયદો નથી. આથી તેઓએ એક તાલ રચી, અને સઘળાઓએ હાકમની હજુરમાં જઈ અર્જ કીધી કે, "તમારો હુકમ નિકળવા આગમચ અમો ખ્રિસ્તી ધર્મમાં ખચિત વટલી જનારજ હતા, કાંકે એ ધર્મ અમોને ઘણોજ ગમે છે, અને આવતા રવિવારે અમો જરૂર 'બૅપટિઝમ' લઇશું! પણ તેટલાં તમો હાકમથી અમો એટલું માંગી લઇએ છિયે કે અમોને એક દહાડો જેમ ગમે તેમ 'બાઉન્ટી' કરવાની પરવાનગી આપો. તે દહાડે અમો સારી રવેસે અમારા આતશને પુંજી તથા ખાઈ પી નાચરંગ કરી લઇશું." આ પરવાનગી હાકમે આપીને

એવો ઢંઢેરો કાઢયો કે તે દહાડે કોઇબી અમલદારે યા રૈયતના આસામીઓએ પારસીઓને કાંઇએ મોજમજા કરતા યા કયાંએ જતા અટકાવવા નહિ. એ પછી મુકરર દહાડે પારસીઓએ એક મોટું ખાણું કીધું. તેમાં ભાગ લેવા શેહેરના સઘળા ઓધ્ધેદારોને પણ બોલાવી તેઓને ચિકાર છાકટા કીધા. બાદ પારસીઓ નાચતા કુદતા તથા ગાતા બજાવતા ધિરે ધિરે શેહેરની બાહર વંજો માપી ગયા, અને કલ્યાણી ખાતે જઈ વસ્યા. એ દહાડેથી થાણા મધેની તેમની વસ્તી નિકળી ગઈ હતી. સને ૧૭૭૪ નાં સાલમાં નામદાર ઇંગ્રેજ સરકારે થાણા અને વસાઈ પોતાના તાબામાં લઈ ત્યાંના ગામોની પટેલાઈ મુંબઇવાળા શેઠ **કાવસજી રૂસ્તમજીને** સ્વાધિન કરી હતી. એજ સાલમાં ઉપલા ગૃહસ્થના બાઈ **દોરાબજીની** દસ્તગીરી હેઠળ પારસીઓ થાણામાં પાછા રહેવા લાગ્યા હતા, અને પરવરદેગારની મેહેરથી એ ટોળાની વસ્તી ત્યાં આગળ હજી કાયમ છે. ધર્મ ખાતર પોતાનો જાન વટિક ભોગમાં આપનારો એક બનાવ **પારસી તવારિખમાં** સૉનેરી સાહિથી નોંધાયલો છે. શેઠ **કામાજી હોમાજી** (૧૬૩૯–૧૭૦૨) ભરૂચના એક ગરીબ વણકર હતા. કહે છે કે વણવાની મજુરી બાબત કોઇ મેહોમેદન સૈયદની સાથે તકરાર થવાને લીધે તેણે તે વેળાના ભરૂચના નવાબ હામદબેગની દરબારમાં એવણુ ઉપર આળ મુકી ફર્યાદ કરી જે એ પારસીએ તેને કુફર કહ્યો. નવાબે પોતાના કાજી તથા મોલ્વી પાસેથી સરેહના કાયદા પ્રમાણે ફતવો લઈ ઇન્સાફ કીધો કે, એ પારસી અગર પોતાનો ધર્મ તજી દઇને ઇસ્લામી દિન કબુલે તો, એનો અપ્રાધ માફ કરી છોડી દેવો, અને તેમ નહિ તો સરેહના સબક મુજબ તેને તરવારથી કતલ કરવાનું સવાબ છે. એવા અંધેર ઇન્સાફથી પોતાનો ધર્મ છોડી

જીવવા કરતાં પોતાની દિન ઉપર પોતાનો પ્યારો પ્રાણ સદકે કરવાનું બ્હેતર વિચારી એવણ શમશેરની અણી હેઠળ ગયા. આથી ભરૂચના અથોરનાનો ધર્મ ઉપર જીવ આપનાર તરીકે એવણનું નામ જરથોસ્તી મહજબને લગતી જાહેર ક્રિયાઓમાં "ગરોથમાની કામા બેહેદીન હોમા" કરી આજપર્યંત લે છે. સદ હજાર આફ્રિન એવણનાં પવિત્ર રૂહને!

સઉથી સરસ દીન છે મારી, હઝરત જરથોસ્ત વાલી રે;
યઝદાં પરસ્તી સત જરથોસ્તી, કુલ જગતે કીધી વ્હાલી રે.—ટેક.
નામાંકિત મોટા જ્ઞાનીઓ, જીગરથી રાખી ગયા વ્હાલી રે;
પ્રથમ શેહેનશાહ ગુસ્તાસપ શાહે, અંતઃકરણથી પાલી રે.
અવ્વલ પવિત્ર માજદયશ્ની, ખલ્કપર સિદ્ધ થઈ ચાલી રે;
સદા ખુબીમાં પુર ભરી છે, કંઈ નથી નીતિમાં ખાલી રે.
કુલ દુન્યાની બુરી બદીઓ, એણે દફે કીધી કાલી રે;
બદી નહસાડી નેકી પસારી, બન્ને જેહાનમાં કીધી ખુશાલી રે.
એવી ન્યારી નથી કોઇ બીજી, જુઓ બારીકીથી તમો નીહાલી રે;
એ ખરો પયગમ્બર ફીરેશ્તો, એ ધર્મ ખીલવનાર માલી રે.
ઉજ્જડ બાગોને કીધા છે ફળદ્રુપ, કીધી દરેક ફળદ્રુપ ડાહળી રે;
રાહે રાસ્તી દીન જરથોસ્તી, એ ખીલવે ખુબીઓ રૂપાળી રે.
એની ખુબીઓ હૈડે ધરો સૌ, બીજી છોડી દો જંજાળી રે;
કહે છે **રૂસ્તમ** નમન કરીને, તજો વીચાર તમારા ખ્યાલી રે.
ન્યાગાનોનાં કૉલ પાળીને ખીલવો તમારાં એકખાલી રે;
સઉથી સરસ દીન છે મારી, હઝરત જરથોસ્ત વાલી રે.

દીનદારીપર અને દીની યકિનપર પુરો મુકાનો હાલ કોઇકવાર સાંભળવામાં આવે છે, પણ તેને ઝાઝી અગત આપવી ઘટતી નથી.

પરધર્મમાં વટલાઈ જવાના બનતા છુટાછવાયા બનાવોથી સમજુ પારસી વર્ગ હેબતાઈ-ડગાઈ જતો નથી, ગાફેલ બનતો નથી, ઠરઠર ધ્રુજતો નથી, ચોંકી જતો નથી, યા કાળાં વસ્ત્ર પેહેરી રૂડન કરતો નથી. એવા બનાવને શું, કેવું અને કેટલું વજન આપવું તે, તે સારી રવસે સમજે છે. જે આદમી પોતાની બાપીકી દીન તરફ વફાદાર નહિ રહે તે પરદીન તરફ વફાદારી બતાવશે તેની કશી જામિનગીરી નથી. તેવાં આંધાધુંધી વિચારોવાળાં આસામીઓ જરથોસ્તી દીનમાં રહેલાં નહિ રહેલાં સર્ખાંજ છે! આજ સુધીમાં પરધર્મી ઉપદેશકોએ પારસી કોમના વજન ધરાવતા મુરીદોને કાંઈ દમ જેવી સંખ્યામાં ખેચ્યા નથી. પોતાની ધાર્મિક માન્યતામાં થયલા ખરેખરા ફેરફારને લીધેજ પરધર્મ અખત્યાર કરેલો સાબેત થયો નથી. પણ મોટા ભાગે સંસારી કારણો કે ગુજારા સંબંધી કબસ સંજોગો વચ્ચે આવી પડવાના સબબેજ ગણત્રીના પારસીઓએ લાચારીએ પરધર્મ અંગિકાર કરેલો પુરવાર થયો છે. કેટલાક ઉછાછળાઓએ પોતાનો એકવારનો પ્યારો મહજબ છોડેલો, તેઓ થોડાજ વખ્તમાં પસ્તાયલા જણાયા છે. વળી તે માહેલા થોડાક દાખલા છેલ્લા બે દાયકામાંજ એવા બન્યા છે કે તે આસામીઓએ પહેલી ટકે પરધર્મ ત્યાગ કરીને પોતાના અસલ જરથોસ્તી ધર્મમાં પાછા દાખલ થવાને કાકલુદીભરી અર્જ કરેલી સતાવાર નોંધાયલી છે. ગયરમહજબમાં વટલતાં બાપડાં છોકરાંઓ ચુલામાંથી નિકળીને પેણામાં પડવા જેવી હાડમારી અને કંગાલ્યત સહન કરીને કમોતે માર્ગે લાગે છે તેની કરૂણારસ કહાણીઓથી કોણ અજાણ છે? તેઓ મરતી વખ્ત પોતાનાં માતપિતાની આંધળી બેપરવાઈને ખરેખર શ્રાપ દઈને આ દુનિયા છોડી જાય છે. વટલવાના બનાવો તરફ પારસીઓએ બનતાં તૂલિક જાહેર

ચુનોચરા નહિ કરતાં તે બનતા અટકાવવા અર્થે ભવિષ્ય માટે ચુપ-ચુપ કાર્યસાધક ઉપાય લેવા અવશ્ય છે. બિનજરૂરી જાહેરાત આપવાથી છાલકાં મગજનાં જવાન આદમીઓને કઢંગી રીતે નામ કહાડવાનું ઉત્તેજન મળે છે, અને તેઓને નાહક અગત્યતા આપવામાં આવતાં તેઓ ધડપર ડોક રાખતાં નથી. ઉધરતાં બાળકોનાં કુમળાં દેમાગમાં પ્રથમથીજ ઠસાવવું જોઇએ છે કે કિરતારે તેઓને જે ધર્મમાં જન્મ આપ્યો તેજ ધર્મમાં ઓસ્તવાર રહેવાથી તેઓ ખુદા તરફ અને જાતભાઇઓ તરફ સાચ્ચાં નિવડી શકશે. એ બાબતમાં સૌથી પહેલી ફર્જ માબાપ અદા કરે તો ધર્મગુરૂઓનું અને નિશાળોના માલેકોનું કામ સ્હેલ થઈ પડે !

બનો રે પ્યારા સજ્જનો તમો, આપ ધર્મ હિતકારી.
પિછાણ કરો તમ કદીમ નસલની, કોણ ધર્મ દિન તમારી.
તેની ઉપર પ્યાર કરો, જુંદદીનથી જુદા રહી,
પાળો ફર્માન સઘળાં તેનાં, દુઃખ આફતો સહી.
આપ ધર્મથી નહિ ફરો તો, મેળવશો નામદારી.
બનો રે પ્યારા, ૯૦

જે ધર્મે જેણે અવતાર લીધો, તે આપનારો કિરતાર,
તેપર તે રાજી ન રહે, તો બનશે ગુનેહગાર,
એવા પાપી ગુનેહગારની, બન્ને જેહાંને ખુવ્હારી.
બનો રે પ્યારા, ૯૦

ધર્મ દિન છે આપની માત, ઉછલ્યા પી તેનું દુધ,
હવે જે ચાહે પીવા બીજીનું, તો છે તે કાટેલ ઝેહેરી ખુદ,
તે ઝેહેર જેને ચઢશે ત્યારે, કરશે માહેતમ જારી.
બનો રે પ્યારા, ૯૦

આપીકા ધર્મનો બોધ લઈ, તમો બન્યા છો ચતુર સજાન,
હવે શુદ્ધ બુદ્ધ નહિ ખોહી દેવો, નહિ બનો પાપી બેઈમાન,
ડર ખુદાનો દીલે ધરશો તો, આપશે ઇશ્વર યારી.
બનો રે પ્યારા, ઈ૦
(તંબુવાળા.)

* * *

## કજાનું કલ્પાંતઃ—

### મુસદ્દસ.

અબ રોનેસે કયા ફાયદા, કયું મારે હય નઅરે ?
જી ઉઠતે હયઁ રોનેસે કહીં મૌતકે મારે ?
સોતે હયઁ જો સોનેકે છપરખટપે બિચારે,
યક રોજ જમીં પર વહી જાતે હયઁ ઉતારે.
જો આયે હયઁ દુનિયામેં વહ સબ કુચ કરેંગે,
ઇસિ જીનેકા અંજામ યહી હય, કે મરેંગે.
(તાલિબ.)

આ સિધ્ધાંત સારી રવેસે સમજવા છતાં લોકોને મરણની કોઇપણ સ્થિતિ, કોઇપણ જગ્યા, અને કોઇપણ પ્રસંગ અનગમતાંજ થઈ પડે છે; જ્યારે મોતને તો દરેક અવસર સર્ખા છે. મોતથી બોલાવી લઈ ઇશ્વરે કાંઈ ભલુંજ ધાર્યું હોય, પણ માણસ અજ્ઞાનપણાથી તેનો ભરમ સમજતું નથી. એવી બેખબરીને લીધે માણસો મરણ ટાંકણે એકમેકથી તદન ઉલટા તરેહવાર ઉદગારો જાહેર કરે છે. દીનચુસ્ત જરથોસ્તીઓના પેલા માનીતા સપેહસાલાર **મનચેરજી મનસુખ** સને ૧૯૦૨ માં પંચોતેર વર્ષની પાકટ વયે

સુખી મોતે અચાનક હક થયા ત્યારે વિલાપ કરવામાં આવ્યો જે, "કમનસિબ આપણાં કે ઇશ્વરે તેમને જરા વધુ વખ્ત આપણી રાહબરી કરવા કાયમ રાખ્યા નહિ." ત્યારબાદ ફકત એજ વર્ષ રહીને મર્હુમના એકપુરા સપુત ડૉકટર કાવસજી પોતા પાછળ કાંઇએ સંતાન મુકી જવા વગર ગુજર પામ્યા ત્યારે એજ વર્ગે વમાસવા માંડયું કે, "સારૂં થયું જે આ દારૂણ દુઃખ ખમવાને મનસુખ આજે જીવતા નથી. મનસુખો વંશવેળો સદાનો નાબુદ થયલો જોઇને આપડાને કેવો કારી જખ્મ લાગતે?" જો બેટા કુંવારો હોય તો માતા તેનાં મરણ માટે શોક કરે છે કે, "તું પરણીને કાં નહિ મુઓ, કે તેથી અમોને જરા સંતોષ મળતે!" જો કોઈ શેહાદી કરીને મરે તો માબાપ શોક કરે છે કે, "તું કુંવારોજ કાં નહિ ગુજર્યો દીકરા, કે તારી મોહરદારનો સંતાપ અમારાથી જોવાતે નહિ!" જો દીકરો છોકરાં વગર મરે તો રડે છે કે, "એક બે બચ્ચાં મુકીને કાં નહિ મરણ પામ્યો, કે તે બચ્ચાંઓને જોઇને અમો દિલાસો લેતે!" જો છોકરાં મેલીને મરણ પામે તો વળી રડે છે કે,—"તારાં ન્હાનાં ભુલકાંઓનો ખેદ અમો કેમ ભુલીશું?" જો બાળક બેટો મરણ પામશે તો દુઃખી થયલી માતા રડશે કે, "મોટો થઇને કાં નહિ મુઓ, કે જરા દુનિયાઇ વૈભવ ભોગવતે!" જો જવાન ઉમ્મરે ગુજરશે તોએ રડશે કે, "ન્હાનો હતો અને બિમાર પડયો હતો ત્યારેજ કાં નહિ મરણ પામ્યો કે અમોને એટલું બધું લાગતે નહિ!" જો દીકરો દેશાવરમાં મરણ પામે તો તેનાં સમાચાર સાંભળી માતા રડે છે કે, "ઘરને આંગણે કાં નહિ હક થયો બેટા, કે મરતી વખ્ત જરા મોહડું જોતે!" જો ઘણાં વર્ષ બાહેર રહીને ઘરમાં આવી મરણ પામે છે તો વળી ઉલટા સબબથી માતા ઝારી કરે છે કે, "તું દેશમાંજ કાં નહિ

ગુજર્યો? થોડા દિવસને માટે વધુ માયા કાં લગાડી?" દુ:ખ શી રીતે દફે થાય, સુખ કેમ સંપાદન કરવું, સંકટમાં કેવી સબુરી અખત્યાર કરવી, નિરાશ નાઉમેદ કાં નહિ થવું, ઇત્યાદિ પ્રાચિન અર્વાચિન તરેહવાર તવારિખી દાખલા દલીલોથી મનની રાહતનાં સાધન **દુ:ખીને દિલાસો** નામનાં નાદર પુસ્તકોમાં પુરાં પાડનાર એરાદરની હૈયાતીની હદ ખુદા ન ખાસ્તે તેના અધુરા ભાગો સાથેજ ખતમ થઇ તો બળાપો કરવામાં આવશે કે, "એટલા ૩૫ ભાગો પુરા કરીનેજ **સોહરાબ** કાં નહિ સધાવ્યો?" લેકિન જીંદગીનો કાંઈ ભરોસો નથી એવું લેખીને તે પોતાનું ધારેલું કામ તાબરતોબ તમામ કરવા આતુર રહ્યો છે ત્યારે ઉતેજકોની ઉધનસી તેની આડે આવે છે. **જ્ઞાન ગમતનાં ગોહરોના** લેખકની હસ્તી અત્યારમાંજ નિસ્તીમાં મળી ગઇ તો પોક મુકાશે કે, "તારાં આ માણેકો અનેક કેતાબોમાં પુરેપુરાં મઢી લેવાયાં પછીજ તું મરી ગયો હતે તો તારી મહેનત કેવી ફળતે રે, ભાઈ!" કદાચને બધા ભાગો એકેક પછી પ્રગટ કરીને ચાલતી પકડી તો છાબ્યાં લેવાશે કે, "તારો ઘા છાતીમાં તાજો રાખવાની જબુન જીગરતોડ ગરજ સારશે આ નેહેસ્ત કેતાબો, **શાહે માણેક** રે!" **આંત્તાજી ગંગાધર** નામના ગાયકવાડી સુબા પોતાની ધર્મિષ્ટ ઇચ્છા પ્રમાણે મંદીરમાં પુંજા કરતા મરી ગયા તોએ તેમનાં વ્હાલાંઓ રડવા લાગ્યાં કે, "આપણી ઓસડીએજ કાં નહિ પ્રાણ છોડ્યો બાબા?" બંદગી ગાયનમાં કરવાની કોટની સરની સ્કુલમાં મળેલી એક સભામાં લાવવામાં આવેલી દરખાસ્ત દરમ્યાન "આ કાંઈ સુધારો નહિ પણ સાબુન કુધારો છે" એવા શબ્દો ઓચરતાંજ આંચતા ખુશાલ ઉંઘમાં **સોહરાબજી બનશાહ** સુતા ત્યારે **મેસર્સ પવારેરાવ લિમિટેડ કંપની**માં જબરી માહેતમપોશી

ચાલી રહી હતી. મોતથી તેઓનું જીગર જખમાયું, કે મજકુર કાટિલ શબ્દોથી, તે આપણે જાણતા નથી! **એરવદ ફરામજી માદનૂ** થુંથીની અગ્યારીના આદરાન સાહેબના કેબળા સનમુખ બંદગી કરતાં બેહેસ્તનશીન થયા તથાપિ તેમનાં સગાંવ્હાલાંઓએ રોવા માડયું કે, "ઘર કુટુંબમાં કાં નહિ ગુજર્યા?" પોતાની કૉમની ઘણા બારીક સમયોએ અતી કિમતી સેવા બજાવનાર સિંહરાજ **સર ફિરોઝશાહ મેહેતા**ને દૂર્બિનની ઉલટી બાજુએથી જોવાની ટેવ ધરાવનાર જે ટુંક દ્રષ્ટિના ઈસમોએ પારસી પંચાએત બૉર્ડમાંથી દુર રખાવ્યા હતા તેઓજ એ નામચિન નરનાં મૃત્યુ બાદ ખુદ સમસ્ત અનજુમનની સભામાં એકઠા મળી એક અવાજે પચ્છમબુંગો શોક પ્રદર્શિત કરવા લાગ્યા હતા કે, "પારસી કૉમની કીર્તિના આ ઝળકતા સેતારાને ઓ ઈશ્વર તેં કાં એટલો જલદી ગાયબ કીધો?" જો વર્ષગાંઠને દહાડે દીકરો ગુજરી જાય તો મા બ્હેન રડશે કે, "સપરમે દિવસે કાં કકલાટ કરાવે છે?" લગ્નને દહાડે મરે તો લગ્નનું રડે, પટેટીપર મરે તો પટેટીને નામની પટેટ ભણે, અને મહા પવિત્ર ગાથા ગાહમ્બારપર મરીને બેહેસ્તનો સિધ્ધો માર્ગ લે તોએ કલ્પાંત કરે! લકવો, ખહી, અગર હાડકાં સડી ગયાથી લાંબો વખ્ત રીબ્યા કરતા ભાઈનો જે બ્હેન રોજનો બળાપો કરતી હશે તેજ ભાઈ ગુજરી જાય ત્યારે તેજ બ્હેન રૂડન કરશે કે, "હજી ખાટલેજ કાં નહિ પડી રહ્યો ભાઈ? અમારી પાસે તારી ચાકરી કાં નહિ કરાવ્યા કીધી વિરા?" જ્યાં જુઓ ત્યાં એજ રંગ, એજ રાગ, અને એજ ફાગ! શિખપર ધ્યાન કોઈ જવલેજ આપતું હશે કે—

**દોહરો.**

જેમ તેમ મન મારવું, જ્યાં ન જેનો ઉપાય;
જમે માર્યો બાપ તો વૅર કેમ વળાય!

* * *

## "બલા જાણે મ્હારી!"—

પારસી બાનુઓને અમુક બાબતની ખબર નહિ હોય તો તુરત ઉપસો જવાબ વાળશે. જો કે સેંકડે બે જણ વટિક "બલા" બોલવું બ્રી કયાંથી રોપાયું તે જાણતાં ન હશે. એક રાજા સાથે કોઈ શખ્સે એવી શર્ત કરી કે શિઆળાની રાત્રીના વખતે તેણે છાતી સૂધીનાં પાણીમાં નદીમાં ઉભા રહેવું, અને બદલામાં રાજા સોડેથી રૂપ્યાની ચોકસ રકમ લેવી. પોતાની કબુલાત મુજબ તે પાણીમાં ઉભો રહીને મહેલમાંની હાંડીમા એક પછી એક ઓળવાતા દીવા ઉપર નજર રાખતો ગયો. સવારે તે મરી ગયલો ન જણાવાથી રાજાએ મુકરર કરેલી રકમ આપવા પોતાની મરજી જણાવી; પણ તેને પુછ્યું કે એવી સખ્ત તાઢ તેણે કેમ સહન કરી! તેણે કહ્યું, "આપના મહેલની બત્તીઓ ઉપર આંખ ઠેરવી રાત કાઢી." ત્યારે રાજાએ તેને નિરાશ કરી જણાવ્યું કે, "તે બતીઓની ગર્મીથી ત્યારે તેં હુંફ મેળવી ટાઢ ઉડારી માટે તુંને કાંઇ મળશે નહિ." બાદ રાજાની **બલા** નામની ચતુર દાસી પાસે તે ગયો. બલાએ એક દિવસ રાજાનાં અંગોળનાં પાણીનો હાંડો હુક ઉપર ટાંગ્યો, અને હેઠળ એક દિવો મુકયો. રાજાએ હજી પાણી ન લાવવાનો સબબ પુછતાં તે ગરમ થતાં વાર હાજર કરવાની દાસીએ કબુલાત આપી. રાજાએ મામલો નજરે જોઇને કહ્યું, "વળી દીવાની ગર્મી એટલી

દુર પ્હોંચવાની હતી, અને પાણી ગરમ થવાનું હતું?" ઉતર મળ્યો જે, "તો નદીમાં ઉભા રહેલા પેલા શખ્સને આપ નામવરના મહેલમાંની બતીઓની ગર્મી કેવી રીતે મળી?" રાજા ખસ્યાણો પડી ગયો, અને તે શખ્સને ઠરાવ પ્રમાણે રકમ આપી, તેમજ બલાને પણ ખુશ કરી. રાજાએ ના પાડી હતી છતાં પૈસા કેવી રીતે મલ્યા તેનો ખુલાસો લોકોએ પેલા શખ્સ પાસથી માંગ્યો. તેણે કહ્યું, "બલા જાણે!" તે દિવસથી આ કહેવત ચાલુ થઈ. એ ઉદગાર પારસી માટીડાઓ કાઢે તેનું કાંઈ નહિ, પણ તે વેળાએ જરાએ ટણકો ન કરવાની સંભાળ લેવી જોઇએ છે જેથી તેઓ આસીબાયજાઓ જેવા ન લાગે!

* * *

## જોગ તેવા ભોગઃ—

Lives of great men oft remind us
We can make our lives sublime;
And, departing, leave behind us
Foot-prints on the sands of time.

(Longfellow.)

સમજણઃ—મ્હાન માણસોની જીંદગી આપણને એવો ઉપદેશ દે છે કે, આપણી જીંદગી આપણે શ્રેષ્ટ કરી શકયે; અને, મોત પછી, આપણી પિઠ પાછળ વખ્તની રેતીપર આપણાં નેક કાર્યોનો છાપ મુકી જાયયે.

એક વધુ ઇંગ્રેજ લેખક એજ વચનોને પોતાની વ્હારે લઈ બાનુઓ બાબે ખુશ ટાહુકારૂપી ટિકકા કરે છે. એ બાપડાને કોઈ

ખિસાં વેત્રી નાંખનારાં મોટે ખાંચરેનાં બાઇસાહેબની શોર્તિ લાગેલી હોવી જોઇએ, અને તેના જેવી હાથની ધર્તી ધર શોધતી પેઢી પડે તો, ટુંક મુદ્દતમાં તિજોરીનું તળિયું આણી, **આપણી જીંદગી આપણે શ્રેષ્ઠ કરી શકયે**, તેમાં તો કાંઇ સંદેહ નથી! તે શું કહે છે તે હવે સાંભળ્યે—

Wives of great men oft remind us
We can make our lives sublime:
Forty dollars for a bonnet
Knocks a cheque-book out of time.

પોતાની દિલદાર આગળ એવાજ કાંઇ ઉદ્દગાર કાઢતો એકવાર કોઇ આશકને દિહામાં આવ્યો હતો કે—

Your eyes are the bonniest blue, dear,
Your features and figure are fine,
Your heart—ah, I know 'twould be true, dear,
Should I say to you: "Darling, be mine."
But, alas! there's a frightening fear, dear;
That will not allow me to speak.
You are spending a thousand a year, dear;
I am making twelve dollars a week.

બિચકી ખાઇ જવાનો એવો સધ્ધર સબબ (*Cause for pause*) બીજો કયાંથી મળવાનો?

*　　　*　　　*

## નમે તે જમે:—

### ફારસિ લેખ.

અગર ખાહી અઝીઝે મર્દુમાન બાશી તવાઝો કુન;
કે જાએ અબરૂઆન બાલાએ ચશમ અસ્ત ખમીદનહા.

સમજણ:—લોકોમાં તું પ્રિય થઈ પડવા ચાહતો હોય તો નમનતાઇનું નિચાણ કબુલ કર; કારણ ભવાં નમતાં રહેવાથીજ આંખની ઉપર મોટાઇનું ઉંચાણ ધરાવે છે.

મોલ્વી રૂમી એક આબાદ અનુભવ વિદિત કરે છે.

### બેત.

ચુ બેખારદ પોશતે મન અગુંશતે મન,
ખમ શવદ અઝ બારે મિન્નત પોશતે મન.

મારાં આંગળાં વડે મારા બરડાપર લાગતી ક્રિડ હું ધવડું છું, ત્યારે તેના આભારના બોજા હેઠળ મારો બરડો વાંકો વળે છે.

આપણે બરડો ધવડવા જઇયે છિયે કે બરડો ગોયા આપણું અહેશાન માનતો હોય તેમ તુરતજ નમી જાય છે. જે માણસ ખરો દાનાવ થવા ઇચ્છતો હોય તેણે પોતાને નાદાન, નાકેશ અને નાવાકેફ સમજી એવુંજ કમિનાપણું અખત્યાર કરવું ઘટે છે. વડનું ઝાડ મોટું થઇ ઉપર ચહડે છે પણ નમનતાઈ છોડતું નથી તેથીજ તે બીજાં બધાં ઝાડો કરતાં જાડાઇમાં વધે છે. યાને વડની જટા (નમનતાઇથી) જમિન સુધી લંબાઈ જમિનમાં પાછી પેવશ થઈ નવું થડ થાય છે અને પાછું વધ્યું જાયછે. દરિઆમાં મોતી છેક નિચે જઈ બેસે છે, કાંકે તે કિમતી છે; અને કચરો સપાટી ઉપર તરી આવે છે, કાંકે તે વગર મુલ્યનો છે.

નામાંકિત અમેરિકન ફિલસુફ ડૉ૦ બૅનજામિન ફ્રૅન્કલિન જણાવે છે કે, સને ૧૭૨૪ નાં સાલમાં મારા મિત્ર ડૉ૦ મૅથરની હું મુલાકાતે ગયો હતો. મુલાકાત ખત્મ થતાં ઘરમાંથી બાહેર નિકળવાને: તેણે મને એક ટુંક સાંકડો ઓરડો બતાવ્યો. તે મારી પાછળ વાત કરતો ચાલતો હતો તેટલાં એકાએક પુકારી ઉઠયો કે, "વાંકો વળ, વાંકો વળ!" પણ મારૂં માથું એક બાલ સાથે અડકાયું ત્યાંસુધી તેના બોલવાનો ભાવાર્થ હું સમજી શકયો નહિ. પછીજ મેં જોયું કે જેમ ઓરડો સાંકડો હતો તેમ તેની ઉભરણી પણ માત્ર એક માણસપુર ઉંચી હતી, અને તેનો વચલો બાલ વધુ હેઠળ હતો. મારો મિત્ર લોકોને હરકોઇ રીતે ધડો આપવામાં જાણીતો હતો, અને એજ ઇરાદાએ મારો ઘાટ પણ ઘડી રાખ્યો હતો. પોતાની મનમુરાદ બરાબર પાર પાડી હવે તે મને શિખામણ દેવા લાગ્યો—

You are young, and have the world before you; learn to stoop as you go through it, and you will miss many hard thumps.

તમો જુવાન છો, અને તમારી આગળ વ્હોળી દુનિયા પડી છે; એ વ્હોળી દુનિયામાંથી પસાર થતાં તમો હમેશ વાંકા વળજો—નમજો, જેથી તમો ઘણા મજબુત મારાથી બચી જશો.

નમનતાઇનો તરીકો શિખાડનારી મારૂં માથું ભાંગવાના ભોગે આ જે ઉપયોગી સલાહ મને મળી હતી તે મારી જીંદગીભર હું ભૂલ્યો નહિ. નાકપર માખ નહિ બેસવા દેનારા કેટલાક તુમાખીઓનાં સર આજે જ્યારે સપાટામાં ખાકમાં રગડોળાંતાં હું જોઉં છું ત્યારે મારાં માથાંપર થયલી પેલી ઇજા મને વધુ સાવધ રહેવા સુચવે છે.

**પ્રશ્ન.**

નમનતાઇથી નર તણે; કહો લાભ શા થાય?
નર તજતાં નર્માસને, કયાં કયાં ગોતાં ખાય?
(દિલજાન.)

**ઉત્તર.**

નમનતાઇથી નર તણું, નિશદિન વધશે નૂર;
નમનતાઇને તજતાં નકકી, દાદિ થાય સુખ દૂર.
(ભવાનિશંકર.)

*　　*　　*

## ઇંગ્રેજોને પારસીઓનો અગતઃ—

પુણાના લોકપ્રિય ડિસ્ટ્રિકટ અને સેશન્સ જડજ સિવિલ્યન **મી૦** કિનકેડ લાંબી મુદતની રજા ઉપર સ્વદેશ રવાના થાય તે અગાઉ તે પ્રસંગનો લાભ લઇ તેમના પચરંગી કોમના મિત્રોએ પુણા ખાતે "બેહેરામજી હાઉસ"માં અકટોબર ૧૯૦૯ નાં સાલમાં તેમનાં માનમાં ખાણાંનો એક મેળાવડો કર્યો હતો. રાબેતાની તાઝિમતવાઝ સાથ પરોણાને સુખ આબાદી ઇચ્છવા બાદ **મી૦** કિનકેડ તેનો જવાબ આપવા ઉઠયા, અને પોતાના યજમાનોનો મોટો બાગ પારસીઓનો જોઇ, એ કોમને આ મુજબ મુબારકબાદી આપવાની ટક હાથ ધરી હતી.

Now for several hundred years you have been resident in India. You are, therefore, peculiarly qualified to act as interpretors between the East and the West. On the one side you join

hands with the English, on the other you join hands with the Indians; and may the time come when you will succeed in clasping the hands which you hold one within the other.

યાને,—સેંકડો વર્ષ થયાં તમોએ હિંદુસ્તાનમાં વસવાટ કરેલો છે. તમો, તેથી કરીને, પુર્વ અને પશ્ચિમ વચ્ચેના દુભાષ્યા તરીકે કામ કરવાની ખાસ લાયકાત ધરાવો છો. એક તરફથી તમોએ અંગ્રેજો સાથે હાથ મેળવ્યો છે, જ્યારે બીજી બાજુથી તમોએ હિંદીવાનોનો હાથ ઝાલ્યો છે; અને ભવિષ્યમાં ભલે એવો વખ્ત આવે કે જ્યારે તમોએ તમારા હાથમાં જેમના હાથ મેળવ્યા છે તેઓ બન્ને વચ્ચે મિત્રાચારીના સ્નેહને તમો વધારે ઘાડો કરાવી આપવામાં ફતેહમંદ નિવડો.

મી૦ કિનકેડે પારસીઓને પુર્વ તથા પશ્ચિમની પ્રજાઓ વચ્ચે સ્નેહ સાંધનારા દુભાષ્યાની ઉપમા આપી છે તે પ્રસંગોપત છે—હાલના સમયમાં તો તે ખાસ નોંધી રાખવાજોગ છે. હિંદમાં કેટલુંક થયું રાજકિય ચળવળ ચાલે છે, અને તેના પ્રતાપે કેટલાકો ખાના-ખરાબીભર્યા માર્ગ તરફ યાહોમ દોરવાઈ ગયા હતા. તેઓની ભૂલ સુધારીને ખરો રસ્તો બતાવવાનો જોખમ કાંઈક અપજશ વચ્ચે પોતાને માથે હોરવી લેનારા પહેલા પારસીઓજ હતા. એ કામમાં હિંદી છાપાના જે તડે પોતાનું ભેજું ન ખોહતાં અપક્ષ-પાત ધોરણ અખત્યાર કરી અંતિમ વિચાર ધરાવનારા દિવાના ખ્યાલાઓની અકકલ ઠેકાણે લાવવામાં આગેવાન ભાગ લીધો હતો તે પારસી છાપોજ હતો. નિખાલસ મનના પ્રસિધ્ધ પારસી સિંહરાજની એકલા હાથની બાથોબાથ લડતથીજ "હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસ"ની છાવણીમાંથી બળવાન ફિતુરીઓને મારી હઠાવવામાં આવ્યા છે. હું મર્હુમ ઑ૦ સર ફિરોઝશાહ મેહેરવાનજી મેહેતા

બાએ બોલું છું, કે જેઓને પરિણામમાં સુરતમાં મળેલી મજકુર સંસ્થાની બેઠક વખ્તે કાફરી દેશી જોડાનો સ્વાદ ચાખવો પડયો હતો. બંબગોળા અને અહેવાન્યતભરી જાસ્તીથી હાથ ઉઠાવીને હિંદની ફર્યાદ દુર કરવા સારૂ કાયદાપુર્વક લડત ચલાવવાનો પોતાના દેશબંધુઓને જાહેરમાં વિનંતીપુર્વક સલાહ આપનાર બાહોશ રાજદ્વારી નર પારસી દાદાભાઈ નવરોજજી હતા. અત્રેની પાઠશાળાઓના પ્રોફેસરો સૂધાં એક અવાજે કહે છે કે, રાજદ્રોહી વાતાવર્ણથી મુંબઈ નિરાળું રહ્યું છે તેનું મુખ્ય માન પારસીઓને ઘટે છે. કેટલાક કાચ્ચી સમજના ઉછાછળા હિંદી વિદ્યાર્થિઓને રાજતાજ સામે બેહુંદી બકવા કરવાનાં કામમાં પારસી કૉલેજઅનોની મોટી હાજરી " કબાબમાં હાડકાં " નડવા સમાન થઈ પડે છે એવા અભિપ્રાય ઉપર સત્તાવાળાઓને આવવું પડયું છે. એવા બીજા ઘણા દાખલાઓ ઇંગ્રેજી શહેનશાહતના હિંદી તવારિખના પોથાઓમાંથી દેખાડી શકાશે.

પારસી સખાવતથી હસ્તીમાં આવેલું એક જાહેર ખાતું ખુલ્લું મેળવાની આગળ કરવામાં આવેલી ક્રિયા દરમ્યાન ઇરાનના એલ્ચીએ પારસીઓની વફાદારી અને સખી પ્રકૃતિની પ્રસંશા કરી તેઓને પોતાનાં અસલ વતનમાં આવી વસવાનું ઇરાનના શાહ વતી માનપુર્વક આમંત્રણ કર્યું હતું જેના જવાબમાં, ઇંગ્રેજોને હિંદુસ્તાનમાં પારસીઓની અગત સંબંધી તે વખ્તના મુંબઇના ગવર્નર લૉર્ડ રેએ દર્શાવેલા વિચારને લગતો ફકરો અસલ શબ્દોમાંજ ત્યાં રજુ કરીશું.

We would here remind our readers of an incident concerning Parsis that took place during the regime of Lord Reay. It was at the opening of one of the public institutions endowed by a

wealthy Parsi gentleman, that the Persian Consul of the day in a felicitous speech extolled the Parsi community for its deeds of loyalty and charity and said that the Shah of Persia would be too glad to accord a warm welcome and extend unstinted hospitality to the Parsis, should they repatriate themselves to their Fatherland. Lord Reay, who presided on the occasion, in his turn, praised Parsi loyalty and charity, and by way of replying to the complimentary observations of the Consul-General, said that the British Government could ill spare the Parsis, who had done so much good to the country. British Government is benefitting every day of its rule in India by the presence and activity of the Parsi community scattered as they are all over the country.

કોઇનો સરોપરો રાખવા વગર ઇંગ્રેજો તથા હિંદીવાનો વચ્ચેનો સ્નેહ સાંધવાની, તથા હિંદુસ્તાનના ઉદયમાં અગત્યનો હિસ્સો આપવાની પોતાની ફર્જ પારસીઓ અંતઃકરણપુર્વક બજાવે છે તેની કદરશનાસી એવા ઉંચ ઓહદેદારો કરે એ કુદરતી છે, અને આપણી ખાત્રી છે કે લોકપ્રિયતા ખોહવાના કે આંધળા ઝનુનીઓની ઇતરાજી ખેંચી લેવાના ભોગે વટિક ઇંગ્રેજ રાજઅમલની આશિષદાયક બાંહેધરી

હેઠળજ હિંદને સ્વરાજ અપાવવામાં, તેમજ લોકોની ખરી રેહબરી કરવામાં, એ કેઆની ટોળો હમેશ કમ્મર કસ્તો રહેશે.

*　　*　　*

## નેત્રોનાં નુરની નાદર નવાજેશઃ—

આંખ વિના અંધારૂં રે, સદાય મારે આંખ વિના અંધારૂં;
કોઈ કહેશે લાલ લીલું, આ ધોળું ને ઓળું પીળું;
　　　　મારે મન સઘળું કાળું કાળું રે.—સદાય૦
કોઇને જગ લાગે સારૂં, કોઇને જણાય નઠારૂં;
　　　　મારે મન જીવતર ખારૂં ખારૂં રે.—સદાય૦

તે પરમકૃપાળુ પરમેશ્વરની બક્ષેશોમાં સર્વેથી ઉમદા બક્ષેશ આંખનું અમુલ્ય રત્ન છે, અને એ રત્ન ગુમાવી બેસવાનો જબુન સંતાપ બીજો કોઇજ હશે! તેમાં ભરજવાનીમાં અંધાપો ધારણ કરનારાઓની સ્થિતિ નિશંક કફોડી થઈ પડે છે. જોકે આપણ તેઓને જીવતાજાગતા જોઇએ છિયે, છતાં ચક્ષુની ગયરહાજરીમાં તેઓ તો પોતાને હૈયાતી વિનાના હાડપિંજર જેવા લેખે છે. ગરચે તેઓ પોતાનાં ખેશકુટુંબીઓની વચ્ચે વસે છે, છતાં તેમાંથી મળતાં સુખચેનનાં સાધનોથી તેઓ નિરાળા રહે છે. ધાંટીમાં દમ છતાં દોજખના ડરામણા ગારમાં સબડતા જો કોઇ શખ્સો પોતાને લેખતા હોય, તો તે આ અભાગ્યાઓ છે. તોએ એમાંથી કોઇવાર "કોયલામાંથી હિરા" જેવા અપવાદ મળી આવે છે.

I never saw till I was blind, nor did I ever know contentment when I had my eyesight, as

I do now that I have lost it. I can truly affirm, though few know how to credit me, that I would on no account change my present situation and circumstances with any that I ever enjoyed before 1 was blind.

કેમબ્રિજના મહાન ધર્મગુરૂ અને લેખક રૅવરંડ **ચાર્લ્સ સાઈમન** આગળ એકવાર કોઈ અપંગ બોલ્યો હતો કે, "હું અંધો થયો ત્યાંસૂધી હું કદિ ખરૂં જોઇ શકયો હતો નહિ, તેમજ મારી આંખ હતી તે વેળા સંતોષ શું ચિજ છે તેની હું જરાએ કલ્પના કરી શકયો હતો નહિ, કે જેવો સંતોષ આંખ ખોહવા પછી હું હાંસલ કરી શકયો છું. અંતઃકરણથી સાચુંજ કહું છું કે, હું અંધો થયો તે આગમજ મેં જે મૉજમજા ભોગવી હતી તે મૉજમજામાં ફરી મશગુલ થવા માટે મારી હાલની હાલત અને સંજોગો ફેરવાયલા જોવાને હું હરગેજ પસંદ કરતો નથી, જોકે મારા એ ઠરાવ માટે મને મુબારકબાદી આપવા ઘણા થોડા બાહેર પડશે."

આ શબ્દોની સચ્ચાઇનો ખરો ખ્યાલ મારા પોતાના ભલા જીન્નતવાસી ભાઈ **બહુમનશાહ દીનશાહ મીસ્ત્રીએ** અમોને પુરો પાડયો હતો. પચિસ વર્ષની અતિ યુવાન વયે સને ૧૯૦૮ નાં સાલની અધવચ્ચે ફક્ત થોડા કલાકના અરસામાં એવણ એકાએક બંને નેત્રોનાં નુર સદંતર ગુમાવી બેઠા હતા. એ હિણભાગ્ય બનાવ બાદ પાંચ વર્ષ રહિને, યાને તા૦ ૧૩ મી મે ૧૯૧૩ ને દિને, પોતાનાં પુજ્ય માતાજી **ગુલબાઇની** બરાબર વિસમાં વર્ષની બાજના દિવસે પરોઢયાંમાં પુર સુખાકારી સાથ વાતચિત કરતાં સમેત એવણ

ઓચિંતા હક થયા ત્યાંતૂલિક પોતાનો ચેહેરો આગળ કરતાંએ વધુ અને વધુ હસ્તો મળકાતો રાખવાની આપણને અજાયબીમાં ગરકાવ કરનારી ખુલ્લી સાબેતી એવણ આપતા રહ્યા હતા; જોકે એ અર્ધા દાયકા દરમ્યાન પુરતી કસરતની ગયરહાજરીમાં આ પ્હોળી પેશાની ધાસ્તી રાખવા મુજબ કજરાતી ચાલતી રહી હતી. ઘણા-ખરા અપંગો હાયઅફસોસમાં પોતાના દિવસો પુરા કરે છે, અને તેઓની અભાગી હાલત જોઇ બાજુનાંઓને રડવું આવે છે; જ્યારે કદાવર બાંધા સાથ તેવાંજ દિલાવર જીગરનો આ કમનસિબ નિર્દોષ સાલેસ જવાન, ન કદિ એવી કિસમતનો ગમ કરતો, કે ન કોઇને આંખપાણી કરવાની ટક આપતો. તેની કોઇ દયા ખાવા તૈયાર થતું તો તે તુરત બોલી ઉઠતો કે, "બળાપો કરવાથી શું સાર્થક થવાનું છે, દિકરા? કિસમતની કમનસિબીપર કયાં સૂધી કપાળ કુટીશું? જાલમ જમ જવાન ઉમ્મરે જોબનના બાહારમાં ખિલતાં આપણાં વ્હાલાંઓને આપણી સોડેથી નિર્દય રીતે ખેંચી જાય છે તેનું વૅર કોણ વાળી શકે છે? આગળા ભવનાં કાંઇ પાપની શિક્ષાબી કાં નહિ હોય! એમ જો હું મુઝાયા કરતે તો કયે દહાડેનો માર્ગે લાગી ગયો હતે!" તેનું એકલું કર્તવ્ય રમુજી ટાહુકાઓથી રડતાંને હસાવી તેમની પાસેથી પોતાની સબુરી અને સહનશિળતાની ગુપ્ત આફ્રીન પોકરાવવાનું હતું. સગાંસ્નેહીઓ બાજુએ રાખતાં "બહમન" સાથે ઘરમાં વારંવાર વાતચિત કરવા પધારતા સંખ્યાબંધ વફાદાર દોસ્તો એવણના બેહદ ખુશમિજાજ અને દુઃખ સહન કરવાની અસાધારણ ધિરજની પુરતી ગવાહી આપશે. તેની વિગતમાં ઉતરવાનું કામ મારી કલમને અનુકુળ નથી. એવણના મિત્ર **મી૦ કેખુશરો નવરોજજી ધાલા-વકીલ**, બી. એ., ઍલ. ઍલ. બી., લખે છે કે—

"The deceased, since the loss of his eyesight, suffered very much; but he always kept up his jovial disposition, and it was a treat to us to pass an evening in his company......I eagerly expected to see him on next Sunday at the Bay as usual, but before I can enjoy his company, it is the will of the Almighty to take him away from us........"

ખરેખર, માનવીનું મન પોતાની આસપાસ બેહેસ્ત યા દોજખ ઉભું કરી શકે છે. તમારી જીંદગીના સંજોગોને દુ:ખથી ભરપુર માની લો, અને તે તમારૂં દોજખ થઈ પડશે. ઇશ્વરે તમોને નિયામતો–ઘણી થોડી નિયામતો પણ–આપી હોય, અને તેમાં તમો સુખ તથા સંતોષ જોઈ શકો તો, તમારાં મનથી તમારી ન્હાની જીંદગી એક સુંદરમાં સુંદર બેહેસ્ત મિસાલ છે. આંધળા કવિ મિલ્ટને પોતાની "*Paradise Lost*"માં ખરૂંજ કહ્યું છે કે—

The mind is its own place, and in itself
Can make a heav'n of hell, a hell of heav'n.

પ્રખ્યાત કલમબાજ ડૉ૦ જૉન્સને બાળવયથીજ શારિરીક 'ઉં–આં' કરી જન્મ કાઢયો; તોએ બાપડાએ દુ:ખને દુ:ખ નહોતું લેખ્યું. તે તો ઉલટો આમ કહેતો કે, "A man's being in a good or bad humour very much depends upon his will." માટે ઓ વાંચક, જો તું દેહથી દુ:ખી હોય તો એવા

અપંગોના દાખલા આખો દહાડો ગણ્યાજ કરજે! ત્હારાં જીગરને જરૂર સધ્યારો મળશે!!

*　　　*　　　*

## દિન દસ્તગીરીમાં પાદશાહી પાયદારીઃ—

### ફાર્સિ બેતો.

બેઆમુજ આઇને દીને બેહી, કે બી દીન ન ખુબ અસ્ત શાહનશાહી.
ચુ બર દીન કુનદ શેહરીઆર આફ્રીન, બીરાદર શવદ પાદશાહી વ દીન.
ચુનાન દીન વ શાહી બ યક દીગર અંદ, તો ગુઇ કે દર જીરે યક ચાદર અંદ.
ન બી તખ્તે શાહી બુવદ દીન બ જાઇ, ન બી દીન બુવદ શેહરીઆરી બ પાઈ.
ન અઝ પાદશાહ બી નેઆજ અસ્ત દીન, ન બી દીન બુવદ શાહરા આફ્રીન.
દો ગેતી હમે મર્દે દીની બરદ, ચુ બાશદ ખુદાવંદે રાય વ ખેરદ.
ચુ દીનરા બુવદ પાદશાહ પાસબાન, તો ઇન હરદુરા ઝુજ બીરાદર મખાન.

( ફિરદોસી. )

### ગુજરાતી બેતોમાં સાર.

કરજે તું બેહેતર દીનની રાહનુમાઈ,
કે વગર દીનની પાદશાહીમાં ન હોય ભલાઈ.
જો દીનપર કરે પાદશાહ આફ્રીન,
તો બાઇબાઇઓ થશે ખુદ પાદશાહી ને દીન.
છે પાદશાહી ને દીન એકબીજા સંગ એવાં,
જેમ ઢંકાયલી બે ચીજ હોય એક ચાદરમાં.
પાદશાહી વગર ન રહે દીન બરકરાર,
ન દીન વગર રહે પાદશાહી પાયદાર.

પાદશાહ વગર ન ગણાય દીન બેનેઆજ,
ન દીન વગર પાદશાહને જેબ આપે તાજ.
જીતે છે બંને ભવને દીનદાર મર્દ,
જો હોય તેમાં સમજ સફાઈ ને ખેરદ.
જો પાદશાહ રહે દીનનો ખરો પાસબાન,
તો બાઈ સિવા ના આપ એઉની ઓળખાણ.

*　　　*　　　*

## નકામી નમાજઃ—

### ફાર્સિ લેખ.

ચુ હર સાઅત અઝ તો બ જાઈ રવદ દેલ,
બ તનહાઈ અંદર સફાઈ ન બીની.
વરત માલો જાહસ્તો ઝરઓ તોજારત,
ચુ દેલ બા ખુદા ઇસ્ત ખેલવત નશીની.

સમજણઃ—તું એકલો એબાદતખાનામાં બંદગી કરવા બેઠો હોય, અને તે વેળા તારૂં ધ્યાન તથા દિલ ઠેકાણે ન હોય, ત્યારે તેવી બંદગીમાં કાંઇ બેહેતરી નહિ. તે કરતાં જો તું ખેતીવાડીમાં ધંધાધાપામાં યા બીજાં કોઈ સારાં કામમાં રોકાયલો હોય, અને તે વેળા તારૂં ચિત પરમેશ્વરમાં પરોવી દઇને તેને તું યાદ કરતો હોય, તો ગોયા તું એબાદતખાનામાં બેઠેલો છે.

તે આ રીતે યાદ કરવું કે જેમ એક ઓરત પોતાનાં બાળકને પારણામાં પોઢારી ગમે ત્યાં કામકાજે જાય છે, પણ તેનો જીવ તે બાળક ઉપર લાગી રહે છે; તેમ તમો જાહેરમાં તમારી નોકરીચાકરી

યા સંસાર સંભાળો, અને બાતેનમાં ખુદાનો ખ્યાલ રાખો. પોતાના આશકને મળવા અમુક વખ્તની આપેલી મુદત અતી નજદીક આવેલી જોઈ તેની સતવચની પ્રિયા અનુકુળ વખ્ત લઈ રસ્તામાં નડતી અડચણોનો જરાએ ખ્યાલ ન કરતાં પોતાના પ્રેમીમાંજ માત્ર મન રોકી ઉજ્જડ વાટે ઉતાવળી તેને ભેટવા જતી હતી. રસ્તામાં એક કાજીજી નમાઝ પઢતા હતા, અને નમાજને અંગે જેવા તેવણ જમિન સાથ નમ્યા કે પેલી વેગબંધ ચાલતી પ્રેમદા તેની પીઠપર પગ મૂકી ચાલતી થઈ. કાજી સાહેબ આથી ખફા થયા અને બંદગી કરવાનું બાજુએ મૂકી તેને તુરતજ પકડી, નમાજ પઢતાં દરમ્યાનગીરી કરવાના આરોપ માટે બાદશાહ સનમુખ ઉભી કરી. સજા શા કારણસર ન કરવામાં આવે તેનો પુરાવો આપવાને બાદશાહે ફર્માવ્યાથી તે બોલી—

### દુહો.

મેં રાચી નીજ પ્રિય માહિ, ન ગણ્યો તેથી સુજાન;
પઢ નમાજ પાય રાખી ગઈ, ન રાચ્યો રહેમાન.

એક ચોકસ પુરૂષની સાથે મારો પ્રેમ લાગો હતો, અને તે પ્રેમની ધુન મારાં આશક મગજમાં એટલી બધી જોશથી વધી હતી કે તે જોશના પ્રભાવે હું આ પ્રાર્થના કરતા કાજીની પિઠપર પગ મૂકી પસાર થઈ ગઈ તોપણ મને તેનું ભાન ન રહ્યું.

બાદશાહે કાજી ભાઇને પાણેચું પકડાવતાં ટિકકા કર્યા કે, "તે હિંગામે તમારૂં તો ઇશ્વર ઉપરજ ધ્યાન હતું, છતાં એ ધ્યાન વિસરી, તે તમારી ઉપરથી ચાલી ગઇ, એ ગમ તમોને કયાંથી પડી? જો તેવી ગમ તમોને પડી તો ઇશ્વર સાથે તમારૂં ધ્યાન (નમાજ) કેવી કિસમનું, એ કયાસ કરો!"

એવોજ એક વધુ દ્રષ્ટાંત મિત્ર ડૉ૦ નૌશિરવાન ફરામજી જાલનેવાળાની બેતબાજીમાંથી લઇએ. બેતો લગાર લંબાણ છે, પણ નેક નસિહતથી પુર છે. મોનાજાતની રાહમાં ગાવાથી બહુ રસ આવશે.

## અખ્યાત.

ખુદાના ખરા ન્યાયની વાત એક, મુકું વાંચકો સામણે આજ નેક.
હતું 'પરમલા' નામનું એક ગામ, બની કેફિયત ત્યાં સુનો એક શામ.
હતા દોસ્ત બે મારતા ત્યાં લટાર, હસી બોલીને વખ્ત કરતા પસાર.
હતા વખ્તને ગાળતા વાતમાં, હિડી કમ ફકત પાંચ પળી સાતમાં.
તુરત એક તે માહિથી બોલ્યો, ભિત્તર બેદ પરદો તહિં ખોલ્યો.
"થશે સાત વાગે શુરૂ નાચ રંગ, ખરે જોઇને લોક થાશેજ દંગ.
કદમ આપણાં તે તરફ વાળિયે, અને આજની રાત ત્યાં ગાળિયે."
બીજો બોલ્યો: "શું બકે છે આમ, મુકી આવ્યો આજ તું કયાં ફામ?
અરે આજની રાત છે બંદગી, ત્યાં જઇ કર્યે સુખી જીંદગી."
સુની પેહેલાએ કહ્યું ત્હેને, "નથી મુકયો કૈ ખુદા ત્હેને.
પછી શું ફિકર છે? અરે ચાલની, ખુશીમાં અરે રાત આ ગાલની."
"તને જો જવું હોય તો જા ભલે, ખુશીમાં ભલે રાત ત્હારી ટળે.
મને તો જવું છે એબાદત થકી, નથી આવતો નાચ કાજે નકકી."
કહિ એમ બને થયા ત્યાં વદા, લીધી રાહ અકેકથી બસ જુદા.
ગયો જયારે એક એબાદત થકી, ગયો નાચ માહિ બીજો તો નકકી.
પુરી રાત આખી થઇ જયારે, ફર્યા બનેબી નિજ ઘર ત્યારે.
સુનો વાંચકો શું થયું તે હવે, કથા શું બની ઘરમાં પ્હોંચવે.
લૂટારા ઘસી આવ્યા ગામમાં, કતલ લોક કિધાં બહુ ધામમાં.
લૂટી ગામ આખું થયા તે વદા, કપાયાં હજારો ગની કે ગદા.

કપાયાં જુઓ એ માહિ તો અરે, ભલા દોસ્ત બંનેબી તેમાં ખરે.
ગયાં રૂહ જ્યારે ખુદાને મકાન, શુરૂ તપાસ થઈ બધાં દરમ્યાન.
કિધો દાદગર દાવરે ત્યાં સવાલ, "કહો બેહુબી લ્યાં મને ખુદ હાલ.
ગુજારી કહો કેમ ગઇ રાતને, કરો પેશ સાચ્ચું ફકત સામને."
દિધો તે માહિથી એકે જવાબ, "ખુદાયા જગતના મોહટા જનાબ–
ગુજારી ગઈ રાત મેં નાચમાં, છતી આંખથી હું પડયો આંચમાં."
બીજાએ કહ્યું, "દાદગર ઓ ખુદા, રહ્યો હું નથી રાત તુજથી જુદા."
સુની દાવરે બેહુની વાતને, ઉંચકયો હુકમ કાજ નિજ હાતને–
"પુરો તુર્ત દોજખ મહિં તેહને, એબાદત કિધી રાતના જેહને.
મુકો બેહેસ્તમાં જઇ તેહને, દિઠો નાચ રાતે જુઓ જેહને."
ચકિત સૌ થયાં સાંભ'ળીનેજ ન્યાય, ભલાને સજા થઈ બને કેમ આય?
પ્રથમ તો બધાંએ નમાવ્યાંજ સર, પછી બોલ્યાં "દાવરે દાદગર–
તને તો જગત આખી ન્યાઈ ગણે, ગણાયો છે રહેમી મુખેથી ઘણે.
નથી ચાલતી લ્યાં અમારી મતી, ફરી ન્યાયની કેમ ત્હારી ગતી!
ભલાને કિધી તેં સજા આજ ને, બુરાને દીધું અયશનાં રાજને."
દિઠાં જ્યારે સૌને ખુદાએ અજબ, કહ્યું, "સાંભળો એ નથી કૈં ગજબ.
ગયો દેખવા જે સુનો રાગ રંગ, બહુ હાલતે ત્યાં થયો તે બતંગ.
પશેમાન થઈ બોલતો એમ તે–'બહેતર એબાદત થકી જો જતે!'
હતું ધ્યાન નહિ તેનું નાચમાં, પરંતુ પશેમાનીની આંચમાં.
પશેમાનીથી સૌ થયાં પાપ સાફ, દિધો તેહને તે થકી ઇન્સાફ.
અને બેહેસ્ત તેહને જુવો મેં દિધું, સબબ પાક મન તેહણે તો કિધું.
હવે જે ગયો મુજ એબાદત થકી, બુરામાં બુરો તે સુનો છે નકકી.
નહિ બંદગીમાં હતું કૈં યકિન, હતો રાગ રંગ ખ્યાલ માહિજ લિન.
મુખે તો નિકળતું જુવો મારૂં નામ, પરંતુ હતું નાચમાં દિલ તમામ.

વળી પેચથી જેવું ત્યાં બોલ્યો, તેહવોજ ઇન્સાફ મેં તોલ્યો.
પુર્યો તેહને દોજખી ગારમાં, સબબ ન હતો માહરા પ્યારમાં.
કિધું જેહવું તેહવું પામિયા, ભલા પર ભલા આશિષો નામિયા."
સુની આ બધાં બોલ્યાં તે ઉપર, "ખરો ન્યાય તારોજ છે દાદગર.
અમો બાળ અજ્ઞાન અજાનને, કળે ના તાહરી ગતી જ્ઞાન ને—
અમસ્થાજ શક લઇયે તુજ ઉપર, પરંતુ ક્ષમા તું કરે દાદગર."

ઇશ્વરના એવા અખંડ અદલ ઇન્સાફ ઉપરથી એક દુહો બોલાય છે કે—

રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જીનકી જેસી ચાકરી, તીનકો તેસા દેત.

જોકે જગદિશ્વર કોઈ ઝરૂખા (Balcony) માં બિરાજ્યો નથી, કોઇનો મુજરો (Obeisance) લેતો નથી, કોઇની પાસ નોકરી કરાવતો નથી, કે નથી તેની મજુરી પણ આપતો, છતાં તે અસત્ય વાત સત્યજ છે! યાને કુદરતનો કાયદો (Law of action & reaction) એવો તો અચુક છે કે તે, માણુસનાં બારિકમાં બારિક કામોને યાદ રાખે છે, તેમજ તેનું ફળ તે કરનારને મલ્યા વિના રહેતું નથી. આ અલંકારને ઇંગ્રેજીમાં Paradox કહે છે.

ગુપ્ત રાહમાં રામજી બેસી, સૌની સેવા લેય;
જેની જેવી ચાકરી, તેવી બાખરી તેને દેય.

*　　　　*　　　　*

## ધિરા તે વિરા:—

Some people are oft in a hurry,
Without knowing what they are going to do,

And oft, through their bustle and flurry
Their business transactions they rue.
My advise is, take things nice and easy,
Don't let excitement baffle your fate.
Many people may think I am crazy
When I say it is lucky sometimes to be late.

Now I once on a journey was going
By rail a number of miles,
But from morning to night there's no knowing
What misfortune may add to man's trials;
I was late, the train had a collision,
Oh! sad was the passengers' fate.
Now see, by fortune's bright vision,
'Twas lucky that time I was late.

Once too, I was going to get married,
But the bride took another in spite,
And glad I am now that I tarried,
For she walloped him that very night;
And if he dare say that he's master,
She tears all the hair of his pate;
I'd have had her, but he was much faster—
I missed her, I'm glad I was late.

Another night when I knocked at my lodgings,
From the window a voice said, "Begone";
It was my landlord, disagreeable old Hodgines,
Who says: "I won't let you in after one."
I turned and walked to the circus,
And in the stable I slept safe and sound.
In the morn when I called at my lodgings,
I found the house burned to the ground.

Slow and sure is my motto through life, boys,
Though some don't approve of my gait;
But you will find what I say is quite right, boys,
'Tis lucky sometimes to be late.

( R. Patterson )

**સમજણ:**—કેટલાકો પોતે શું કામ કરવાના છે તેનો કયાસ કર્યાં વિના વારંવાર અધિરા બની જાય છે, અને એવી ગડબડ ધાંધળથી ઘણીવાર તેઓને પોતાના ધંધાધાપાના વ્હેવારમાં પશ્ચાતાપ કરવો પડે છે. મારી સલાહ છે કે, દરેક બાબતને સરળ સ્હેલ માર્ગ લેવા દેવો, તથા ઉસ્કેરાતને તમારાં કિસમતની આડે આવતો અટકાવવો. જ્યારે હું એમ કહું કે કેટલિક વખ્ત અસુરૂં કરવું લાભકારક છે, ત્યારે ઘણા લોકો મને ધુજરો ધારશે.

એક દિવસે હું આગગાડી મારફતે કેટલાક કાસની મુસાફરીએ નિકળનાર હતો, પણ તે આખો દિવસ કોઇને ખ્યાલ આવ્યો ન

હતો કે ઇન્સાનની સર્જતમાં કેવી કમનસિબી ભાગ પાડનાર હતી; સ્ટેશનપર હું મોડો જઈ પુગો, ઉપડી ગયલી ગાડીને અકસ્માત નડયો, અને અફસોસ કે ઉતારૂઓનો પુરો ફેજ થયો! હવે તમો જુઓ કે નસિબદેવીની તેજસ્વી દ્રષ્ટિકૃપાથી તે હિંગામે મારૂં અસુરાપણું મારા લાભમાં ઉતર્યું હતુ.

વળી એક ટાંકણે હું પરણવાની તૈયારીમાં હતો તેટલાં ધારેલી ધણીયાણીએ મારે બદલે બીજા સાથે લગ્ન લગાવ્યાં, અને હવે હું હરખાઉં છું કે હું જરા થોબી ગયો, કારણ લગ્નની રાત્રેજ તે પોતાના વરની સાથે વઢી પડી. જો તે કહેવાની હિમ્મત કરે છે કે તે તેણીનો માલેક છે, તો તે કમજાત તેના માથાના સઘળા બાલો મરઘી માફક ટુપી નાખે છે; મેં તેણીને મારી મેહબુબ બનાવી હતે, પણ પેલો મારી આગમચ સિતાબીથી લુગી વલ્યો હતો. મેં તેણીને ખોહી, ખુશી છું કે હું ઉતાવળે કુવામાં પડયો નહિ.

એક મોડી રાત્રે ઘર આગળ જઈ મેં દરવાજા થોકયા કે, "કાળું કરો અહિંથી" એવો અવાજ બારી વાટે મારે કાને પડયો. તે મારો હેતાળુ (!) ઘરવાળો બુઢો હૉગિન્સ જણાયો, જે ફરી બોલ્યો: "એમ છેક એક વાગ્યા પછી હું તુને અંદર દાખલ કરી શકતો નથી." હું પાછો ફર્યો અને રંગભૂમિ તરફ ચાલુ મુકાને, ત્યાંના તબેલામાં સહિસલામત શાંત ઉંઘમાં સુનો. પરોઢયાંમાં ઘર આગળ જઇ જોઉં છું તો તે આગમાં સપડાઈ તારાજ થયું હતું.

દિકરાઓ! હળવે હળવે પણ નિભ્રાંત આગળ વધવું એ મારી જીંદગીનો મુદ્રાલેખ છે, જોકે કેટલાકો મારે પગલે ચાલવાનું પસંદ કરતા

નથી; પણ તમો જોશો કે હું જે કહું છું તે સત્ય છે કે, કેટલિક વખ્ત અસુરું કરવું લાભકારક છે.

* * *

# ભુડું કોણ ભાખે?—

દોષ દર્શી ગુણ અંધકો, ગીન ગુણી અધમ અભાગ;
શર્દ સુધાકર શુધ્ધમે, સસશે ધનરસ ત્યાગ.

સમજણ:—શર્દ રૂતુના સ્વચ્છ પ્રકાશક ચાંદને દેખી આકાશની અદભુત લિલાનો ભાસ કરવાનું છોડી દઇને, તેમાં (ચાંદમાં) સસલાનું ચિન્હ (અર્થાત ડાઘ) જોવાની જીજ્ઞાસા ધરાવનાર ઇસમ જેટલોજ તે આદમી ખરો નિચ ને અભાગ્યો છે કે જે, કોઇના સદગુણો સમ આંખ આંધળી રાખીને, માત્ર તેની ખામીઓ તરફ નજર નાખતો રહે છે.

## ફાર્સિ લેખ.

કમાલો સેદકો મોહબત બેબીન, ન નસો ગુનાહ;
હરકે બીહુન્નર ઑફતદ, નઝર બ અઇબ કુનદ.

હરેક આદમીનાં નેક આચરણ, તેની સાચવત તથા તેની પ્રિતને જોતા રહેજો, નહિ કે તેની કશી ખોડખાપણને! જેનાં ભેજાંમાં ફકત ભુસાંનો ભંડાર ભરેલો હોય છે તેનેજ બીજાઓની અબ જણાય છે.

ખરો વિર તો તેજ જે, ન ભાખે ભુડું યાર;
ન કોક નિંદા કરી, હલકો આણે વિચાર.

* * *

## ઇચ્છિત આંકડા-ઉમ્મરઃ—

નિચલા કોઠાનો ગમે તે સળંગ ભાગ **પંદર** ગણાવશે.
—/ \ આ લીટીઓ પ્રમાણે ચાહે તેમ દોરવું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૪ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |

અબળાઓની ઉમ્મર ગોટી કહાડવાની રીત એક ઠેકાણે આપણે પામી ગયા, જે રીત મરદોમાટે પણ મુકાએલ હતી. આજે એક બીજી રીત રજુ કર્યે. બાજુમાં છ કોઠા આપ્યા છે, અને તે પ્રત્યેક કોઠાની ઉપર આપણી તરફના ૧, ૨, ૪, ૮, ૧૬, **૩૨**ના એલાહેદા આંકડા મનમાં રાખી સામા ધણીને સવાલ કરવો કે, મજકુર છ કોઠામાંથી તેની ઉમ્મરના આંકડા કયા કયા કોઠામાં દેખાવ દે છે તેજ ફક્ત કહેવું! બાદ તે જેટલા કોઠા તરફ આંગળી કરે, તે અમુક કોઠા ઉપરના આપણા ખાનગી આંકડાઓનો સર્વાળો કરવાથી નક્કી ઉમ્મર જણાઇ આવશે. દાખલા તરીકે, તે કહે કે તેની ઉમ્મરના આંકડા **ચોથા** ને છઠ્ઠા કોઠામાં છે તો, ૮+૩૨=**૪૦** વર્ષની વય થઈ. **પહેલો, બીજો, ચોથો** ને **પાંચમો** કોઠો દેખાડે તો, ૧+૨+૮+૧૬=**૨૭** થઇ. બધાજ કોઠાનો હવાલો "સાઠી ને બુદ્ધિ નાઠી" વાળા ૬૩ની બર્તિના મધરડાજીજ માત્ર આપે!

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૫ | ૯ | ૧૭ | ૩૩ |
| ૫ | ૬ | ૬ | ૧૦ | ૧૮ | ૩૪ |
| ૭ | ૭ | ૭ | ૧૧ | ૧૯ | ૩૫ |
| ૯ | ૧૦ | ૧૨ | ૧૨ | ૨૦ | ૩૬ |
| ૧૧ | ૧૧ | ૧૩ | ૧૩ | ૨૧ | ૩૭ |
| ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૨ | ૩૮ |
| ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૨૩ | ૩૯ |
| ૧૭ | ૧૮ | ૨૦ | ૨૪ | ૨૪ | ૪૦ |
| ૧૯ | ૧૯ | ૨૧ | ૨૫ | ૨૫ | ૪૧ |
| ૨૧ | ૨૨ | ૨૨ | ૨૬ | ૨૬ | ૪૨ |
| ૨૩ | ૨૩ | ૨૩ | ૨૭ | ૨૭ | ૪૩ |
| ૨૫ | ૨૬ | ૨૮ | ૨૮ | ૨૮ | ૪૪ |
| ૨૭ | ૨૭ | ૨૯ | ૨૯ | ૨૯ | ૪૫ |
| ૨૯ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૪૬ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૪૭ |
| ૩૩ | ૩૪ | ૩૬ | ૪૦ | ૪૮ | ૪૮ |
| ૩૫ | ૩૫ | ૩૭ | ૪૧ | ૪૯ | ૪૯ |
| ૩૭ | ૩૮ | ૩૮ | ૪૨ | ૫૦ | ૫૦ |
| ૩૯ | ૩૯ | ૩૯ | ૪૩ | ૫૧ | ૫૧ |
| ૪૧ | ૪૨ | ૪૪ | ૪૪ | ૫૨ | ૫૨ |
| ૪૩ | ૪૩ | ૪૫ | ૪૫ | ૫૩ | ૫૩ |
| ૪૫ | ૪૬ | ૪૬ | ૪૬ | ૫૪ | ૫૪ |
| ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૫૫ | ૫૫ |
| ૪૯ | ૫૦ | ૫૨ | ૫૬ | ૫૬ | ૫૬ |
| ૫૧ | ૫૧ | ૫૩ | ૫૭ | ૫૭ | ૫૭ |
| ૫૩ | ૫૪ | ૫૪ | ૫૮ | ૫૮ | ૫૮ |
| ૫૫ | ૫૫ | ૫૫ | ૫૯ | ૫૯ | ૫૯ |
| ૫૭ | ૫૮ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૫૯ | ૫૯ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ |
| ૬૧ | ૬૨ | ૬૨ | ૬૨ | ૬૨ | ૬૨ |
| ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ |

*　　*　　*

## પારસી પુત્રી કીર્તિ પ્રકાશઃ—

The position of women affords perhaps the best test of the real civilisation and intrinsic worth of any community. The Parsees in this respect stand high, far higher, than any other Oriental people, and on a level with the best European civilisation. Women have the same rights as the men. Parsee ladies may be seen everywhere in public, enjoying just as much liberty as the ladies of Europe or America. Nor are they at all behind their Western sisters in education, accomplishments, and, it may be added, in daintiness of fashionable attire. Female education is also actively promoted, and no prejudices stand in the way of attendance at the numerous girls' schools which have been established, or even of studying in medical colleges, where Parsee women attend lectures on all branches of medical science along with male students. 'Those who know the position of inferiority and seclusion in which women are kept among all other Oriental nations can best appreciate the largeness and liberality of spirit of a religion which, in spite of all surround-

ing influences, has rendered such a thing possible in such a country as India.

( Samuel Laing. )

સમજણ:—સ્ત્રીઓ સંસારમાં જે સ્થિતિ ભોગવતી હોય તે ઉપરથી એક કૉમના ખરાં સુધારકપણાંની પુરેપુરી કિમ્મત અંકાય છે. કોઇપણ ઉગમણનાં લોકો કરતાં આ બાબતમાં પારસીઓ બેહદ શ્રેષ્ટ છે, અને તેઓ ઇંગ્રેજી સુધારાની સરોબર છે. બંને જાતીના તેઓમાં સમાન હક છે. દરેક જાહેર જગ્યાઓપર પારસી બાનુઓ નજરે પડે છે, અને યુરોપ તથા અમેરિકાની બાનુઓનાં જેટલુંજ છુટાપણું તેઓ ધરાવતી જણાશે. કેળવણીમાં, સકળ સદગુણ કિંવા રીતભાતમાં, અને ઉમેરવું જોઇએ કે, ફાંકડા પોશાકમાં સજ થવાના હુન્નરમાં, પશ્ચિમ તરફની પોતાની બહેનો કરતાં તેઓ જરાએ ઓછી ઉતરતી નથી. પારસીઓમાં સ્ત્રીકેળવણી બોહળાં પ્રમાણમાં છે, અને સ્થાપવામાં આવેલી અસંખ્ય શાળાઓમાં છોકરીઓને ભણવા મોકળવાની તેઓમાં તલભાર છિત નથી, તેમજ તબિબી મકતબોમાં પણ પારસી બાનુઓ વૈદક વિદ્યાની દરેક શાખાનું જ્ઞાન વ્યાખ્યાન આદિ સાધનોદ્વારા મરદો ભેગાં સંપાદન કરે છે. ઉગમણની બીજી હરેક પ્રજાઓમાં સ્ત્રીઓને કેવી હલકી અને એકાંત હાલતમાં સબડતી રાખવામાં આવે છે તેનો જેમને અનુભવ છે તેઓજ તે બુલંદ ધર્મની મોટાઈ અને ઉદાર વૃતિની વાજબી પિછાન્યત કરશે, કે જે ધર્મએ આસપાસની ઉલટી અસરના પ્રવાહ છતાં, હિંદુસ્તાન જેવા એક ધર્માંધ દેશમાં, ન બનવાકાળ સાહસને યારી અપાવી છે.

કળાકૌશલ્યમાં, સાહિત્યમાં, સખી જીગરમાં, તેમજ સંસારની

દરેક શાખામાં, આજની પારસી બાનુઓ હિંદુસ્તાનની અગાડીઓમાં નિર્વિવાદ પડખે રહી છે. સ્વમાનનો ઝરો પોતાની બહેનપણીઓમાંથી કોઈ રવેશે સુકાઈ નહિ જાય તેની સઘળી સંભાળ લઈ તંગદસ્તીમાં આવેલી ગરીબ બહેનોને તેઓ સહાય થાય છે, અને તેવાં કામ ગૃહસ્થો વચ્ચે પડીને કરે તે કરતાં વધુ સારી રીતે આજની પારસી સંસારને તેઓ દિપાવે છે તેમજ બીજાંઓને પોતાનો પરમાર્થિ રાહ ધરવાને પ્રેરે છે. વર્ક કલાસો, સ્ત્રી મંડળો, વિગેરેના ફતેહમંદ કારોબારે તેઓને પારસી સંસારનાં શ્યાણા સુકાનીઓ તરીકે પુરવાર કર્યાં છે. ખાસ કરી કન્યા કેળવણીના દરવાજા પારસીઓએ ઉઘાડયા ન હતે તો, ખુદા ખબર બીજાં કેટલાં વર્ષ વહિ જતે કે જ્યારે હિંદી સ્ત્રીઓ પર્દેનશીન અવતાર તજી દેવાને સામર્થવાન થતે, શિક્ષકો અને તબિબો તરીકે બાહેર પડતે, સભાઓમાં અને મેળાવડાઓમાં હાજરી આપતે, સંસાર સુધારા સંબંધી સુંદર ભાષણો કરતે, બાળલગ્ન અને ફર્જયાત વિધવાપણાંને વખોડી કહાડતે, સતી અને મોલિની સામે બાઠ બિડતે, ગ્રંથકારો અને કવિઓ તરીકે નામના મેળવતે, સેવા સદન અને વનિતા વિશ્રામની વ્હારે જતે. હૉસ્પિટલ અને સુવાવડખાનાંની સુગ તરછોડતે! આપણું કેવું ચાહવું છે કે લેડી શાકરબાઈ દીનશાહ પિટિટ, લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઈ, બાઈ દીનબાઈ નશરવાનજી પિટિટ, બાઈ મોટલાંબાઈ માણેકજી વહાડીઆ, બાઈ આવાંબાઈ ફરામજી પિટિટ, બાઈ જરબાઈ નવરોજજી વહાડીઆ, જેવી લખ્ખો રૂપ્યાની બાદશાહી સખાવત કરનાર કાંઈ નહિ તો એકેક બાનુ, હિંદુ–ઇસ્લામ ટોળામાં હવે જન્મ લે! ક્યારે એવા હર્ષ સાથે નોંધ લઇશું કે એક વધુ દેશી બાનુએ મિસ હુમાબાઈ પિટિટ જેવી દિલાવર દિલની નસિબવંત નબીરી માફક પોતાનાં

અંગત ઉપયોગનાં રૂપ્યા બાર લાખનાં બેમુલ જરઝવેરાતો કોમની નિરાધાર બાળકીઓ માટે એક "ઑર્ફનેજ" સ્થાપવા સારૂ યા એવીજ કોઈ અવસ્ય હાજત કાજે સદકે કર્યાં છે? પારસી કોમની જે બખ્તાવર બેટીઓએ સખાવત સિવાયની બીજી જુદી જુદી દિશાએ દેશી બાનુઓમાં સઉથી પેહલું માન મેળવ્યું હતું તેઓ મધેથી માત્ર દશબારનાં મુબારક નામ-કામ ગયરમહજબી ઑરતોમાં નવોજ જુસ્સો બર્પા કરવાના એકલા હેતુથી હાં આશકારા કરીશું.

**બાઈ ફ્રેની ખુરશેદજી રૂસ્તમજી કામા; બાઈ મેહેરબાઈ અર્દે-શીર વકીલ; બાઈ રતનબાઈ અર્દેશીર વકીલ.**-સને ૧૮૮૫ માં મૅટ્રિક થયલી પેહલી બાનુઓ.

**બાઈ જરબાનુ બહમનજી એનજીનિયર, બી. એ.**-સને ૧૯૦૭ માં "બૅચેલર ઑફ સાયન્સ" (B. Sc.) ની પરિક્ષા પસાર કરનાર પેહલાં બાનુ.

**બાઇ મેહરબાઈ અર્દેશીર વકીલ.**-સને ૧૮૮૮ માં બી. એ. થયલી પેહલી બાનુ.

**બાઈ ગુલબાઈ જેહાંગીર વકીલ.**-પેહલાં બાનુ "એકાઉંટન્ટ." સને ૧૯૦૭.

**બાઈ ભિખાઇજી ભિમજીભાઈ પાલમકોટ.**-સને ૧૯૦૦ માં લંડનની "ત્રિનીટિ કૉલેજ ઑફ મ્યુઝિક" ની પ્યાનો વજાડવાની ચઢયાતી પરિક્ષા માન (Distinction) સહિત પસાર કરનાર પેહલાં બાનુ.

**બાઈ પીરોજા ફરેદુન બનાજી.**-સને ૧૮૯૯ માં "આર્ટ"ની ઉંચામાં ઉંચી પરિક્ષા પસાર કરનાર પેહલાં બાનુ, એમ. એ.

**બાઈ મિઠાબાઇજી અર્દેશીર** ઍનજીનિયર, એમ. એ.–સને ૧૯૧૦ માં કાયદા ( L. L. B. ) ની પરિક્ષા પસાર કરનાર એકલાં હિંદી બાનુ. હિંદુસ્તાનમાં વકિલાતપણું બાનુઓથી થઈ શકતું નથી, છતાં ઉલટમંદ સ્ત્રી ભેજુ શું નહિ કરી શકે તે આ ઇતિહાસિક દાખલો બતાવી આપે છે! સને ૧૯૦૪ માં "ઍસ્પેરેન્ટો" ભાષા શિખવામાં વરિક પુર્વ તરફની બાનુઓમાં એવણ પેહલાં હતાં/ એવણે પોતાની સેવા "સેવાસદન" ને અર્પણ કરી હતી. આગળ **મિસ** કૉર્નેલિઆ **સોહરાબજી** નામની બાનુએ પણ એલ. એલ. બી. ની સનદ મેળવી હતી જેના પારસી પિતાએ ખ્રિસ્ટી ધર્મ અખત્યાર કરી ખ્રિસ્તી બાઈ સાથે શેહાદી કીધી હતી.

**બાઈ જરબાઈ રૂસ્તમજી અર્દેશીર વહાડીઆ.**—સને ૧૮૫૭ માં મુંબઇની સરકારી ગોદીમાં **મેરી** નામની "પાઇલટ બોટ" ઉતારવાની ક્રિયા કરનાર પેહલાં બાનુ.

**બાઈ જરબાનુ કાવસજી મેહેરવાનજી શ્રોફ.**—સને ૧૯૦૮ માં "સિનીઅર બુક–કિપિંગ" ની પરિક્ષા માન ( Distinction ) સાથ પસાર કરનાર પેહલાં બાનુ. એવણે "મિડલૅંડ કાઉન્ટિઝ યુનિયન ઑફ ઍડયુકેશનલ ઇનસ્ટિટયુટ" ની પરિક્ષા પણ આખાં ઇંગ્લંડમાં ત્રીજે નંબરે પસાર કરી હતી, જે માન મેળવવાને કોઇબી દેશી વિદ્યાર્થિ હજી સામર્થવાન થયો નથી.

**લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઈ.**—સને ૧૮૪૨ માં ઉમરાવપદ મેળવનાર પુર્વ તરફનાં પેહલાં ભાગ્યશાળી બાનુ.

ડૉકટર **પીરોજા બહેરામજી મેહેરવાનજી મલબારી.**—સને ૧૯૦૫ માં ઇંગ્લંડ જઈ મિસ કૉપર સ્કૉલરશીપ મેળવી લંડનની

આંખની હૉસ્પિટલ, કે જ્યાં આગળ યા તે પછી, એક પણ હિંદી બાનુ અભ્યાસ અર્થે દાખલ થઈ નહોતી ત્યાં વર્ષો સુધી રહી ચાલુ ખંતથી પરિક્ષાઓ પસાર કરીને "આઈ સ્પેશિયાલિસ્ટ"નો અસાધારણ એલકાબ મેળવવા ઉપરાંત સુપ્રસિદ્ધ રૉયલ લંડન ઑપ્થેલમિક હૉસ્પિટલના ડૅપ્યુટી બૅક્ટ્રીઑલૉજીસ્ટનો જોખમભર્યો ઓધ્ધો પણ એક બાનુ દાખલ એવણે પ્રથમ સંપાદન કર્યો હતો.

**બાઈ ભિખાઈજી દોરાબજી કામા.**—સને ૧૮૫૭ માં આખાં ગ્રેટબ્રિટનમાં ફરી આવેલાં પેહલાં બાનુ મુસાફર. સને ૧૯૦૭ માં આખી દુનિયાના પ્રવાસે જનાર પેહલાં બાનુ દાખલ **બાઈ ડોસીબાઈ કાવસજી જસાવાળાનું** નામ જગવિખ્યાત છે. એવણ સરકારી મેહેલમાં હાજરી આપનાર બાનુ તરીકે પણ પેહલાં હતાં.

ડૉક્ટર **ડોસીબાઈ રૂસ્તમજી પટેલ**, એલ. એમ. એંડ એસ.—સને ૧૯૧૨ માં લંડન યુનિવર્સિટિની "ડૉક્ટર ઑફ મૅડસિન" (M. D.) ની બિકટ પરિક્ષા પસાર કરનાર પુર્વ તરફનાં પેહલાં અને હજી એકલાં બાનુ. એવણના સંબંધમાં એક બીજી જાણવાજોગ બિના એ છે કે આખી બ્રિટિશ સલ્તનતમાંથી "લંડન રૉયલ કૉલેજ" ની એલ. આર. સી. પી. ની સનદ મેળવનાર એવણ પેહલાંજ હતાં. કોઈપણ દેશી યા યુરોપ્યન કોમની અબળાએ આ સનદ હાથ કરી નથી.

**બાઈ ડોસીબાઈ શ્યાવકશાહ સોહરાબજી તારાપોરવાળા.**—સને ૧૯૦૬ માં નિઝામી રિયાસતનાં પેહલાં બાનુ "લેડી કમિશનર."

**બાઈ શીરીનબાઈ મનચેરજી કામા.**—જરનાં જોરે અમનચમનમાં રહેવાને બદલે બૅનડોરાના દરિઆ કિનારે "કૉન્વેલેસંટ હોમ"

સ્થાપી ત્યાં ગરીબ બાઇઓ અને બચ્ચાંઓની ગાંથનાં ગોપિચંદથી રાતદિન મયાળુ માતા સમાન મુજે મોહડે સારવાર ને સેવા કરનાર પૂર્વની પેહલી પરમાર્થિ "**દયાની બહેન**" (Sister of Mercy.)

**ડૉકટર ફ્રેની મર્ઝબાન મનચેરજી મર્ઝબાન.**—સને ૧૮૯૦ માં તબિબી (L. M. & S.) પરિક્ષા પસાર કરનાર પેહલાં બાનુ. ઇરાનીઓમાં એ સનદ મેળવવાનું પેહલું માન ડૉકટર **શીરીન રૂસ્તીમ આગા**એ સને ૧૯૦૭ માં ખાટયું હતું.

**લેડી પીરોજબાઈ ફિરોઝશાહ મેહેરવાનજી મેહેતા.**—તા૦ ૧૩–૧૧–૧૯૦૭ની મુંબઈ મ્યુનિસિપ્લ સ્ટૅનડિંગ કમિટીની સભામાં, તેમજ તેને બીજે દિવસે કૉર્પોરેશનની સભામાં, આ બાનુનાં ખેદયુકત મરણ માટે દિલસોઝીભર્યાં વિવેચન કરવામાં આવ્યાં હતાં. શેહેરસમાજની તવારિખમાં આ પેહલોજ બનાવ હતો (અને છે) કે જેમાં એક સભાસદનાં મોહરદારનાં મૃત્યુ માટે મંડળનાં દફતરમાં દિલગીરી દર્શાવનારી નોંધ લેવામાં આવી હતી.

ઉપલાં **વકીલ બહેનો**એ **કૉલેજ** કેળવણીની પણ પહેલ કરી હતી. તેમને કૉલેજમાં ભણવા મોકળવાનો અખત્રો પાર ઉતરવાનો અંદેશો પ્રથમ પેદા થયો હતો. છતાં કોઇપણ નડતરથી નાસિપાસ ન થતાં, કે સાંકડા વિચાર ધરાવનાર શખ્સોના ધડકધુમ્મારાથી ડરી ન જતાં, તેમના પિતા **મી૦ અર્દેશીરે**, તેમને રેવરંડ ડૉ૦ મૅકિકનની બાંહેધરી હેઠળ સને ૧૮૮૬ નાં સાલમાં બાનુ વિદ્યાર્થિઓ દાખલ ચૌપાટીનાં વિલ્સન કૉલેજનાં સાહિત્યનાં મંદિરમાં મુકયાં હતાં. પારસીઓના ઇતિહાસના પુસ્તકના પોતાના દિબાચામાં ડૉ૦ મૅકિકન, તેમને યુનિવર્સિટિની કેળવણીનો સંગિન પાયો નાખનાર

બહેનો ( Sister Pioneers of University Education ) ની ઉપમા આપી લખે છે કે, છોકરા-છોકરીઓને સાથે શિખવવાની અજમાયશ શુરૂઆતમાંજ અસરકારક સિદ્ધ થઈ. આ બાનુઓની આમદનાં મુહુર્તમાંજ બન્ને જાતીનાં માનમાં મોટા વધારા કરે એવા વિવેક અને અદબઅદાના પ્રસાર કૉલેજ કલાસમાં થવા માંડયા. મજકુર ફતેહમંદીનાં પરિણામે ત્યાર પછીનાં સાલમાં સંખ્યાબંદ સ્ત્રી વિદ્યાર્થિઓએ કૉલેજમાં પોતાનાં કદમ લંબાવ્યાં હતાં. ડૉ૦ મૅકિકનનેજ પેટપુરતું આપણે બોલવા દઈએ તો—

I have still a vivid recollection of the morning in the beginning of the year 1886, on which Mr. Ardeshir F. Vakil, senior partner in one of the leading firms of Solicitors in Bombay, brought his two daughters Meherbai and Ratanbai to the Wilson College to begin their career as students of the Bombay University. The experiment, which was then made, awakened some anxieties. Would it be possible for Indian ladies to study in a mixed College class? How would the men be likely to conduct themselves in the new situation?—these were the questions, which naturally presented themselves. The result of the experiment dispelled from the beginning all such fears. From the first day, the presence of these ladies elevated the tone and discipline of

the College class in a manner, most creditable to the ladies and to the men. The success of this experiment paved the way for the admission during subsequent years of an increasing number of lady students to the privileges of a University education, who are under no small obligation to the courage and character displayed by these two sister pioneers. They both came to the University under the impulse of a real love of learning and their success in the pursuit of it was assured from the beginning.

બીજી ભાષા (Second Language) ફ્રેંચમાં, વકીલ બહેનો મૅટ્રિક થઈ હતી. તે વખ્તે સનદ (Degrees) માટે બૉમ્બે યુનિવર્સિટિએ લૅટિન, ગ્રિક, અને સંસ્કૃત ભાષાઓ મુકરર રાખી, ફ્રેંચ ભાષાનો અસ્વિકાર કર્યો હતો. વકીલ બહેનોના માર્ગમાં આવતી આ વધારાની મુશ્કેલી દુર કરવા કાજે તેમના પિતાએ સતાવાળાઓને એક અરજી કરી લડત ચલાવવા માંડી. એ સવાલ ઉપર યુનિવર્સિટિએ ત્રણ દિવસ તૂલિક તકરાર ચલાવી હતી. તે વેળાના **મી૦** ફિરોઝશાહ મેહેરવાનજી **મેહેતા**-બૅરિસ્ટરે, **મી૦ જૉન જારડીન**-બૅરિસ્ટરે, અને ડૉકટર મૅકિકને, છોકરીઓના પિતાની અરજીને મજબુત ટેકો આપ્યો હતો. યુરોપ્યન સાહિત્યનાં સાંવા અને મુંબઈની હાઈકૉર્ટના વિદ્વાન જડજ **સર** રૅમંડ વૅસ્ટે, ફ્રેંચ સાહિત્ય તરફ નીતિની નજરે તદ્દન નાપસંદગી દેખાડવા ઉપરાંત તેને Libidinous Literature નો

ઍલકાબ આપી, ઉપલા ગૃહસ્થોની હિમાયત સામે પોતાનો મત દર્શાવ્યો હતો. બન્ને બોર્ડની ગરમાગરમ જુમ્બેશ બાદ મજકુર અરજી આયંદે બાતલ રહી, અને તે દિવસથી યુનિવર્સિટિની સનદ મેળવવા ચાહનાર અભ્યાસીઓ બીજી ભાષા દાખલ ફ્રેંચ ભાષા લેતા આવ્યા છે. આ મુજબ ફરજયાત એક વધુ પહેલ ફાએશ કરાવવાની મગરૂરી ( હિંદી ઑરતોની વાત બાજુએ રાખતાં ) ખુદ મરદોનેભી નહિ પણ, પારસી બાનુઓનેજ ફાળે જાય છે ! એવા તો બીજા બહુએ અપૂર્વ ( Record ) બનાવો છે. લેકિન વડાઈ લેવાના વિચારે આ વિષયને હરગેજ જન્મ આપેલો ન હોવાથી ઘણી બાનુઓને દેખીતો ગ્યરઇન્સાફ કરવાના ભોગે તે અત્રેજ અધુરા છોડવામાં આવે છે. કહેજે સૃષ્ટિના સર્જનારે સ્ત્રીને મરદ કરતાં હલકી મટોડીની બનાવી છે ! કમળાની આંખે સઘળું પીળુંજ દેખાય તે ધોરણે સાત પાણીએ ધોયલો સદંતર સાચ્ચોજ અભિપ્રાય ! !

* * *

## પ્રમાણિક પૈસો અને પ્રમાણિક પુરૂષો:—

Little drops of water, added to the milk,
Make the milkman's daughter clothe herself in silk.
Little grains of sand, in his sugar mixed,
Make the groceryman soon become well fixed.
Little acts of meanness, little tricks of trade,
All these pass for keenness, fortunes thus are made!

સમજણ:—દુધમાં જરા ડોહચાણ કરવાથી દુધવાળાની દીકરી માટે સુંદર પોશાકમાં સજ થવાનો માર્ગ મોકળો થાય છે. ખાંડમાં

જરા માટી મિશ્ર કરવાથી બોલ બોલતામાં ગાંધી મચી જાય છે. થોડાં નિચ કૃત્યો, અને વેપારમાં કાંઈક કારસ્તાન, આજે કુનેહ દાખલ લેખાય છે. દોલત ભેગી કરી શકાય છે તે મોટા ભાગે આ રીતે!

છતાં **સિલ્વૅસ્ટર હૉર્ન** નામનો ધર્મગુરૂ કહે છે તેમ બધા જરદારોની દયાનતદારીનું માપ એવી રીતે કરવું લાજમ નથી. આ સવાલનું છાંડણુ વાજબી રવેશે કરવા કાજે દરેક વ્યકિતની વ્હેવારૂ અજમાયશ લઈ ખાત્રી કરવી કે તેનામાં પ્રમાણિકપણાંનો કેટલો અંશ છે. પારસી કોમની કીર્તિ જગમશહુર કરનાર સખાવતના શાહ **પેહેલા હિંદી ઉમરાવ** નેક નામદાર **સર** જમશેદજી જીજીભાઈ બૅરોનેટની એવી કસોટી કરવાની ટક પ્રજાને ઘણી અચ્છી રવેશે મળી હતી. સને ૧૮૫૬નાં સાલમાં એ લોકરક્ષી મહાત્માનું બાવળું મુંબઈનાં "ટાઉન હૉલ"માં ખુલ્લું મુકવા ભેગી મળેલી ગંજાવર જાહેર સભા વખ્તે સરકારના સૅક્રેટરી **મીંo** **ઍન્ડરસને** એઓશ્રીનાં ઉમદાં પ્રમાણિકપણાં અને વિચારીને કીધેલી સર્વોતમ સખાવતની નિચલા અસરકારક શબ્દોમાં સ્તુતી કરી હતી.

His wealth has been achieved by sagacity, industry and *purest good faith;* it has not been lavished with mere ostentations and ill-considered profusion. In the long list of his public benefactions, there is not one which does not exhibit a wise discrimination.

વૅપારીઓની વાત બાજુ રાખતાં, સાધારણ આદમીઓ પણ બાજે વખ્ત કેટલાં પ્રમાણિક રહે છે તે આ ઉપરથી જણાઈ આવે

છે. એક વેળા લંડનના કોઇ વેપારીએ મામુલી વાતચિત દરમ્યાન પોતાના એક અશ્રાફ મિત્રને જણાવ્યું કે ચાલુ સાલમાં અમુક સૉર્ટિની ટિકેટ ખરીદવાની તે ખાહેશ ધરાવતો હતો. એ ટિકેટ હાલ તુરત પોતાના પૈસાથી મંગાવી લેવાનું મિત્રએ સભ્યતા દાખલ માથે લીધું, જે દરખાસ્ત પેલા વેપારીએ તકલિફમાંથી દુર થવાના ખ્યાલે ઉપકાર સાથે બાહલ રાખી. વકી રાખવા મુજબ વેપારીને ટિકેટ જેવું કાંઇ મલ્યું નહિ, અને વખ્તના વ્હેવા જોડે સઘળી વાત વિસરાઇ ગઇ. તેટલાં, એજ મીત્ર તરફથી ખબર મળી કે તેનાં (વેપારીનાં) આંકડાવાળી ટિકેટને ત્રણ લાખ રૂપીઆનું ઇનામ લાગ્યું છે. વેપારીએ આથી તેની મુલાકાતે જઇ, તે ટિકેટ ખરીદી ચુકવામાં આવેલી હોવાની ખબર તેને તેજ વખ્તે કાં ન આપી તે બાબે ખુલાસો ચાહ્યો.

**મિત્ર**—મારી અને તંમારી ટિકેટ બન્ને મેં એકજ દિવસે વેચાતી લઇ એક કબાટમાં મુકી હતી, અને ત્યાર પછી મને તેનો કદિ વિચાર પણ આવ્યો નહિ.

**વેપારી**—પણ તમો મારી અને તમારી ટિકેટ વચ્ચેનો તફાવત કેમ રાખી શકયા? અને તમો નહિ ને હુંજ કયા કાયદાનુસાર એ ઇનામ મેળવવાને હકદાર લેખાયો છું?

**મિત્ર**—વાતમાં ઝાઝો દમ નથી। ટિકેટો કબાટમાં મુકતી વેળાએ એકપર મેં લાલ સાહિથી નિશાની કરી હતી, કે જે તમારી છે એવો મેં નિશ્ચય કરી રાખ્યો હતો, અને સંદેશો મળતાં સમેત કબાટ ઉઘાડતાં મજકુર નિશાનવાળી ટિકેટ ભાગ્યશાળી જણાઇ.

કેવો ગુજાસે ગરીબ પણ ખમિરે અમીર આદમી! ધન્ય છે

બેરાદર, ત્હારા ધર્તિપર ધરેલા ઈન્સાનરૂપી અવતારને! પૈસાને ખાતર પ્રમાણિકપણું વેચનાર ઓ પાપીઓ, આ અનુપમ દાખલા ઉપરથી કાંઈ ચેતો, કાંઈ શિખો, કાંઈ બોધ લો! જાતી સ્વાર્થ સાંધવા માટે પોતાનાં અતલગનાં સગાં સ્નેહિઓનું વટિક હરામથી લુટી લેનારા ઓ નાતરસ અહેવાનો, તમારી આંખે ફરી બેઠેલા પ્રરડાઓ ખોલી જરા આ તરફ જુઓ!! શેકસપિઅર, તું ખરૂંજ કહે છે કે—

Rich honesty
Dwells like a miser, in a poor house;
As your pearl in your foul oyster.

* * *

## મનની મુઝવણઃ—

માણુસ, માંસ હાડકાંના લેબાશમાં એક અમ્મર હૈયાતી છે, કે જે વાસના અને જુસ્સાઓથી પ્રેરણિત (ચંચળ) થાય છે, અને અહિંતહિં હિંડે છે, અને આ લાગણીઓને તે પોતાની સાથે એક અમ્મર ખાસિયતની દોરીથી જોડે છે. આ દોરી તે મનુષ્યનું મન છે. આ મન નાફર્માન, ચલવિચલ, દુન્યાની વસ્તુઓમાં ભમે છે, જુસ્સાઓ અને વાસનાઓ, આશાઓ અને ફિકરોથી આ મન આમનેમ ધસડાય છે. આ મન દુનિયાની ખાકી ઈંદ્રિઓનાં દરેક પ્યાળાંઓનો સ્વાદ ચાખવાને તલ્પે છે. પોતાની આસપાસની રોશની અને ધમચકરીથી આ મન ઝપકે છે અને બેહોશ બને છે. જેમ અર્જુને ફર્યાદ કીધી હતી તેમ આ મન ચલવિચલ, તોફાની અને હઠીલું છે. પણ આ અકળાતાં ઝિકાતાં મનની ઉપર શાંત અને જુસ્સા વગરનો સાક્ષી સાચ્ચો આત્મા આદમીનો અમ્મર જીવ હૈયાતી

ભોગવે છે. નિચે ગમે તેવું તોફાન હોય, પણ ઉપર તો શાંતતા અને શાંતિનું સ્થળ છે.—The Place of Peace.

*  *  *

## ' પણ'ની પિડા:—

"I am strong and vigorous," says one: "I have health of body and activity of mind, *but*, I am doomed to chill penury!" "I have wealth," says another; "my cup is full, kind fortune has smiled upon me, *but*, I am condemned to drag about with me a suffering frame; my golden treasures are often a mockery to me, for I cannot enjoy them!" "I have both health and wealth," says another; "*but*, yonder grave has plundered me of what wealth and health never can purchase back." "Mine is the saddest of all *buts*. Wealth may come back again; health may again smile upon me; *but*, my children! my children!! No power can raise them up again, or bring them to my side!"

( Rev. Dr. *MACDUFF.* )

સમજણ:— એક કહે છે કે,, "હું તનદરોસ્ત અને મજબુત બાંધાનો છું; મારાં શરિરની પ્રકૃતિ તેમજ મનની તેજી સારી છે,

**પણ** હું શિતલ ગરીબાઇનો ભોગ થઇ પડયો છું." બીજો બોલે છે કે, "મારી પાસે પૈસો છે, મારો પ્યાળો ભરપુર છે, નસિબદેવી મારાપર પ્રસન્ન છે, **પણ** નબળી દેહનાં દુઃખની મને નવાજેશ થઈ છે; મારો સોનેરી ખજાનો મારી ગોયા ઠઠા કરે છે, કારણ હું તેનો લાહવો ચાખી શકતો નથી." ત્રીજો પુકારે છે કે, "હું જોરાવર છું અને મારી સોડે જર સુદ્ધાં છે, **પણ** પેલેપારની કબ્ર મને લુટવા એવી તો ટાંપી રહી છે કે તેના સપાટામાંથી જોર કે જર મારો કદિ છુટકો કરી શકનાર નથી." ચોથો બળાપો કરે છે કે, "મારો **પણ** વિશેષ કડવો છે. મારી ગુમાવેલી દૌલત મને કદાપી પાછી મળશે; હું કદાચ ફરી નિરોગી થઈશ; **પણ** મારાં બચ્ચાં! મારાં બચ્ચાં!! તેમને પાછાં સજીવન કરવાને, અથવા તો મારી ગોદમાં તેમને લાવી બેસાડવાને, કોઈમાં સામર્થ નથી!"

તથાપિ **પણ**ની મોહકાણ એટલામાંજ પુરી થતી નથી! પોતીકું ખાઈ પારકાંઓની ચાડી ચુગળી કરનારાંઓને **પણ**નાં જેવું સરસ હથિયાર જવલેજ મળશે! ઉકરડા ઉપરના કચરા મિસાલના એવા ગંધિલા હિચકારા હમદિન બદમાશોની પિડા આજકાલ ઘણી વધી પડી છે. પોતાનો વખ્ત સારાં કાર્યોમાં રોકવાને બદલે, પોતાના હાથ પાપમાં બોળી, તે કિરતારનો ખોફ તેઓ સરબસર ખેંચી લે છે. દાદીબાને મોટા દરમાયાનો ઓહ્દો મળ્યો એમ જો એક ઘણી કહેવા નિકળશે તો બીજો બુબખ "પણ" થી શુરૂ કરી આગળ વધારશે કે, **પણ** તે તો બૈરીને રાખતો નથી, **પણ** તે તો છાકટો છે. કેકોબાદને "કેશિયર" ની પદવી મળેલી સાંભળી કહેવામાં આવશે કે, એક જરથોસ્તી આગળ વધે તેમાં આપણ ખુશી અને આપણો ખુદા ખુશી, **પણ** તેની દયાનત પાધરી લાગતી નથી. બહમનશાહને

ખુબસુરત બૈરી મળી તો અદેખો આતશ તુરત શોળા (Sparks) ઉડારવા માંડશે કે, તે દેખાવળી છે એમાં કાંઇ શક નહિ, **પણ** લખંખણમાંબી તેવીજ ધારવી હો! નાદીરે નામદાર સરકારની નિમક-હલાલ નોકરી બજાવી પોતાના ઓધ્ધાપરથી ફારેગ થઈ ઉદ્યોગી રહેવા કાંઈ ધંધો કરવા માંડયો તો તેના ખયરખ્વાહો કહેવા નિકળશે કે, ધંધો હાથ ધર્યો તો ભલે, **પણ** તે શામાંથી? Leg-brake (તરફરમચી યઝમઝદે) કરીનેજ તો! સ્ત્રી ચરિત્રથીબી કોઈ નાવા-કેફગાર નથીજ! સુધરેલી શિખેલી **શીરીન** છાપાઓમાં લેખો લખે છે, **પણ** તે તેણીના હોવા માટે તુરત શક લઈ જવામાં આવે છે. **પીરોજા**એ સ્વાદિષ્ટ પકવાન પકાવ્યું, **પણ** તેમાં શું દમ છે, **પણ** તે તો "વિવિધ વાણી" માં છાપેલું છે, **પણ** તે તો ઘણાં જણાંને આવડે છે. ખુરશેદના ખાવિંદ પાસે જરનું જોર છે ખરૂં, **પણ** તેઓ તો ચોખ્ખા બિલોર છે. **આલુ** સારે ઠેકાણે અદ-રાઈ તો સહી, **પણ** સાસુ કલાંટ છે, **પણ** વર ઉડાઉ છે, **પણ** સસરો લુચ્ચો છે, **પણ** પોતે દુ:ખીદર્દી છે ઇત્યાદિ ઉબરા બાહેર પડેલાજ સાંભળવા! એ અક્ષરના આ નજીવા શબ્દની સાહ્યતાથી ઘણાક નાપે-કાર શયતાનો બીજાંનાં સંસારનાં સર્વોત્તમ સુખનું સમુળગું સત્યાનાશ વાળી સાધુના સાહ્યામાં ફરતા જણાય છે. એવા બે ચાર લ્યાનતી મર્દ-ઓરત મુજીઓની પુઠ પકડી બરાબર ખબર લીધી હોય તો, **પણ**ની પિડા મોટા ભાગે નાબુદ થાય. નનામાં પત્રો અને તારો મારફતે વકિક બેબુન્યાદ બદમાશો કાંઈ કમી ચેડાં કાઢતા નથી! તા૦ ૧૫-૧-૧૯૧૮ નું જામે જમશેદ, નિચલો તાજો સિંહાં સફો ખોલે છે:—" ગયા શનીવારે (તા૦ ૧૨ મીએ) મુંબઈથી કોઈ પારસી કોરગાએ નવસારી ખાતે વસ્તા માણેકજી મં૦ કરકરીઆ જોગ તારનો સંદેશો

મોકલાવ્યો કે તેમના ખેશી શાપુરજી બ૦ ભંડારા મુંબઇ મધે મોટર-કારના અકસમાતથી ઇજા પામ્યા છે, અને તે પછી થોડાક કલાકમાં બીજો તાર મોકલ્યો કે શાપુરજી મરી ગયા છે. આ ખબરથી શાપુરજીનાં કુટુંબીઓમાં રડારોળ થઈ રહી. તે વખ્તે તેવણના કુટુંબના એક છોકરાની નાવરની ક્રીયા થતી હતી તે અટકાવીને એ કુટુંબીઓ મુંબઈ આવ્યાં ત્યારે મજકુર ખબરનું ખોટરૂં માલમ પડયું, અને નવસારી તાર રવાના કરવામાં આવ્યો જે શાપુરજી તદન તનદ રોસ્ત છે તથા તેમનાં મોતની ખબર ખોટી છે." એક હિંગામે કોઈ ડાહ્યા પુરૂષે **સર્પને** પુછયું કે, "સિંહ, વાઘ, વરૂ, અને બીજાં ભયંકર પ્રાણીઓ પોતાની ભૂખ મટાડવા માટે માણસને મારી ખાય છે, પણ તને તો માણસનું માંસ ખપતું ન હોવા છતાં તેનાં શરિરમાં ઝેહેર પેવસ કરી તેનો કાજગરો જીવ તું અમસ્થો કાં લે છે?" **સર્પે** ઉતર વાલ્યો, "આ પ્રશ્ન મને કરવા કરતાં તારી જાતનાંજ આદમીને પુછી જો કે, જે ધણી તેના માર્ગમાં કદિ આવતો નથી, કે નથી તેને કોઇ દિવસ નુકસાન પ્હોંચાડતો, તે ધણીની ફકત અદેખાઇના આવેશમાં જુઠી 'ત્હારી–મ્હારી' કરી તેનું નખોદ વાળી તેને અધમુવો કરી મુકે છે તેથી તે પોતે શું અંગત લાભ હાંસલ કરી શકે છે?"

બરફ જેવો હશે તું ચોખ્ખો ને પાક,
આઇસ જેવો હશે તું નરો ને સાફ,
પણ બદગોઈના હુમલાથી બચનાર નથી,
કોઈ બ્હાને એ આફત ટળનાર નથી.

આ અસરકારક ઉદગાર કવિ જમશેદજી પિટિટના છે, લેકિન કોઈ મેહોમેદન કવિરાજ તો, એ કહેવાની આફતને સામી આવકાર-દાયક લેખી કહે છે :—

દુહો.

નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
સાબુ લેવે ગાંઠકા, મૅલ હમારા ધોય.

શરિરે સાબુ ચોપડતાં, બદનનો સઘળો મૅલ જેમ સાબુને સ્વાધિન થાય છે તેમ, નિંદાખોર પણ આપણા એક મિત્ર જેવો છે, જે આપણું પાપ સાબુ સમાન પોતાને સર હોરી લે છે.

*　　　*　　　*

## માંગવામાં મોત અને માન:—

માગન મરણ સમાન હય, મત કોઇ માગો ભિખ;
માગનેસે મરના ભલા, એહી સદગુરૂકી રિત.

સ્યાણા સજ્જનોની સલાહ છે કે કોઇ પાસે હાથ ઓળવા જવું યાને ભિખ માંગવી એ હલકું અને અકારૂં કામ છે. એવી હલકાઇમાં ઉતરવા કરતાં મરવું વધુ શોભાભર્યું છે.

દસ્તુર જમશિદના શબ્દોમાં બોલતાં—

બેત.

અવ્વલ ઝ આબરૂ ખુદરા દસ્ત શુસ્તન અસ્ત.
પસ લબ પીશે કસ બ સવાલ કશુદન અસ્ત.

પ્રથમ પોતાની આબરૂથી હાથ ધોઇને હરેક આગળ કશી ચિજના સવાલ સારૂં યા કાંઈ માંગવા સારૂં પોતાનો હોઠ ઉઘાડવો, સબબ માંગવું તે નિશ્ચે પોતાની આબરૂ ગુમાવવા બરોબર છે.

કબીરજી પણ એ શિખામણ કબુલ રાખે છે. છતાં જણાવે છે કે, કોઈ ધણીનું કલ્યાણ થતું હોય એવાં કાર્ય કાજે માંગવા જવામાં હું શરમ સમજતો નથી.

### દોહરો.

મરૂં પણ માંગું નહિ, મુજ સ્વાર્થ કાજ;
તોએ પરમાર્થના હેતુએ, ન ગણું એમાં લાજ.

ફકત દાદાર પાસેથીજ દાદ ચાહવાની નિચલી લીટિઓમાં સલાહ આપવામાં આવે છે.

### ફાર્સિ લેખ.

બસ આજેઝદ ખલ્ક, બ કસ અલ્તેજા મકુન;
હર આરજુ કે મીતલ્બી, અઝ ખુદા તલ્બ.

જગતનાં સર્વે લોક હાજતમંદ છે, માટે તેમાંના કોઇથી તું કશી મંછા રાખતો રખે; જેબી ખાહેશ તું ધરાવતો હોય તે માત્ર ખુદા તરફથી માંગ. (તેજ એકલો ત્હારી મુરાદ બર લાવશે!)

### દુહો.

બંદે મત કર પરવા કીસીકી, મત મંગ કીસીકે પાસ;
અપને સાહિબકો યાદ કર, તેરી પુરે પલ્કમે આસ.

બંદા! કોઇની કાળજી કરતો ના, અને કોઈ સૉડેથી માંગતો ના; આપણા ઇશ્વરને યાદ કર, ને સપાટામાં ત્હારી ઉમેદ તે પાર પાડશે.

* * *

## ખેડુત અને ખેતીવાડીઃ—

Ill fares the land, to hastening ills a prey;
Where wealth accumulates, and men decay.
Princes and lords may flourish, or may fade;
A breath can make them, as a breath has made.
But a bold peasantry, their country's pride;
When once destroyed, can never be supplied.

સમજણ:—જે દેશમાં દૉલતનો ડુંગર હોવા છતાં માણસોનો નાશ થાય, તે દેશનો ઉંધો ગ્રહ બેસીને ઘણી આફ્તોનો તે ભોગ થઇ પડવો જોઇએ. શાહજાદા અને અમિર ઉમરાવો સુખી થાય કે અસુખી બને, તેની ઝાઝી ચિંતા નથી; કેમકે રાજા અથવા પાદશાહનો એક બોલ તેવા ઘણાઓને ઉભા કરવાને પુરતો છે. પણ હિમ્મતી અને મર્દાનગીભરેલા ખેડુતો જેઓ દેશની મગરૂરી સમાન છે, તેઓ જો એકવાર નાશ પામ્યા તો, તેઓની જગ્યા પાછી પુરી શકાતી નથી.

કવિ ગોલ્ડસ્મિથ માફક શાહ જમશેદ, ખેડુતો અને તેમની મહેનત વિષે ઉંચો અભિપ્રાય બાંધતાં જણાવે છે કે, પાદશાહનાં રાજમાં જે કાંઈ સુધારા થાય તે ખેડુતોની મહેનતનાં ફળ છે. પાદશાહની ઉમેદ બર લાવવામાં, સંગિન રાજનીતિ અખત્યાર કરવામાં, વંશવેળો ચાલુ રાખવામાં, સંસારનો પાયો ટકાવી ધરવામાં, જે કાંઈ કારગર, મદદગાર કે ઉપયોગી થઈ પડે છે તે, એકલા ખેડુતોની મહેનતથી બર્પા થઈ બરકરાર રહે છે. કાયદાનો વધારો, દૉલતની રેલછેલ, મહેસુલની બરકત, અને દિનાર તથા હસમત, એ સઘળાંનો આધાર ખેડુતોની મહેનત તથા અરસપરસની મદદ ઉપર રહેલો છે. શિયાળાની કકડતી થંડી કે જે વેળા મચ્છી પણ તળાવમાંથી કુદી કકળતાં તેલની કરાહ ઉપર ચહડવાની ઇચ્છા ધરાવે છે, અને લુચ્ચું કોહળું પોતાનું ચામડું ઉળટાઈ જઈ તેનો રૂવાંવાળો ભાગ બદનને ગર્મિ આપે એવી તલ્બ રાખે છે, તે વેળાએ વટિક બાપડા ખેડુતો ન્હેરો ખોડવામાં અને ખેડેલી જમિનની બર્દાશ લેવામાં મશગુલ રહે છે. એજ મિસાલ ઉનાળાની અસહ્ય ગર્મિ કે જ્યારે ખાણના ભિતરમાં દટાયલા હિરા આફ્તાબની ગર્મિને લીધે મોમ માફક પિગળી પત્થરામાંથી પાણીના આકારમાં ઝરફવા માંડે છે, અને

નાઇલ નદીનાં તળાવમાં છુપાયલી મગરમચ્છનાં દાંત માખણ જેવા નરમ થઈ જાય છે, ત્યારે પણ બાપડા ખેડુતો પાક કાપવા અને ઉતારવા માટે વગર થાકવે પોતાનો ઉદ્યમ જારી રાખે છે. તેઓ જો જમિન ખેડવામાં બેદરકારી કરે, અથવા વાવણી કરવામાં ખામી રાખે, તો આપણું બળ મજબુત કરવાનાં સાધનો આપણા હાથમાંથી સદંતર જતાં રહે છે, અને દુકાળ તથા મોઘવારીનાં સંકટો હસ્તીમાં આવે છે.

*   *   *

## અશોઇરોહરની આરાધ્નાઃ—

To-day the Parsis hold a festival in honor of their dead and offer up prayers to all their departed friends, relatives and great men generally. To-day they will congregate in great numbers on Malabar Hill in the grounds wherein the "Towers of Silence" are built, which will present a holiday aspect, and where anything but silence will reign on account of the great concourse of people praying in their peculiar monotonous manner. There is a special liturgy for this occasion in the Avesta which they recite; and this prayer, if offered up near the place where the dead lie in the Towers, is supposed to have greater value than when offered elsewhere either at home or in public places of worship.

સમજણઃ—ગુજરેલાંઓનાં માનમાં આજના દિવસે પારસીઓ જશન કરે છે અને દરેક વિખુતા પડેલા દોસ્તો, ખેશીઓ તથા બહુધા મ્હાન પુરૂષોની યાદમાં તેઓ બંદગી કરે છે. મલબાર હિલની "મુગા મિનારા" (દોખ્મા) વાળી જગ્યા આગળ આજે તેઓ મોટી સંખ્યામાં હાજર થશે, જે એક તહેવારના દિવસનો ખ્યાલ આપશે, અને જ્યાં તેઓનાં ગંજાવર ટોળાંની અજબ પ્રકારની ગંભિર અદબઅદા સાથની અર્જગુજારી ગોર શાંતિ પાંથરી રહેશે. અવસ્તામાં જણાવેલી ખાસ પ્રાર્થના આ ટાંકણે તેઓ કરે છે; ઘરમાં અથવા આતશકદેહમાં મજકુર પ્રાર્થના કરવા કરતાં મરણ પામેલાંઓની આરામગાહ આગળ કરવાથી તે વધુ અકસિર થઈ પડતી લેખવામાં આવે છે.

એક ઇંગ્રેજી પત્રમાં પારસી શેહેનશાહી રોજ ફ્રરવદિન, માહ આદર, યઝદેગર્દિ સને ૧૨૭૭ ને દિને પ્રગટ થયલા ઉપલા લેખની મહત્વતા બીજી સુધરેલી પ્રજાઓના દાખલા ઉપરથી કેટલાક અધર્મધિકારી હમદીનોને દેખાડી આપવાની અગત દિસે છે. ખ્રિસ્તીઓનો (ખાસ કરી રોમન કૅઠૉલિકોનો) "All Souls' day" આબેહુબ પારસીઓનાં ફ્રરવર્દેગાનનાં જશન જેવો છે. એ દિવસે તેઓ કબ્રસ્તાનમાં જઈ 'બાઇબલ'ના કલામ પઢે છે. વડવાઓના અશોફ્રોહરોની આરાધ્નાના પારસીઓમાં વર્ષ દરમ્યાન બે મોટા દિવસ આવે છે તેમાંનો વધુ અગતનો દિવસ (રોજ ફ્રરવદિન, માહ ફ્રરવર્દિન) નવાં વર્ષ પછી તુરત આવે છે તેમ, ઇજીપશિયન પ્રજાનાં નવાં વર્ષ પછી તુરત આવતો તેમનો એ તહેવાર, "Uagait" અથવા "Festival of the Dead" એવાં નામે ઓળખાય છે. વળી ચિનાઓનો ગુજર પામેલાંઓની યાદ કરવાનો આ તહેવાર

પણ તેમનાં નવાં સાલને ટાંકણે પડે છે જે વખ્તે તેઓ પુષ્કળ રોશની કરતા હોવાથી તેને "Feast of the Lamps" ની ઉપમા આપવામાં આવી છે. એજ પ્રમાણે સૅલ્ટિક પ્રજાનો "Samain" નો તહેવાર, અને યાહુદીઓનો "Purim" નો તહેવાર, પારસીઓના ફરવર્દેગાનના તહેવાર સાથ કેટલુંક મળતાપણું ધરાવે છે પૅરિસમાં આ તહેવાર "Fete des morts" ને નામે મશહુર છે, જે વેળા રકમબંદ લોકો દાટવાની જગ્યા (Cemetery) આગળ જઈ પોતાનાં અમુક મરનારોની ઘોરપર ફુલોનો નેસાર કરી ત્યાંજ ભકિતમાં લિન થાય છે. જેપાનિઝોનાં દેવળો (Shinto Temples) માં પણ એક ચોકસ દિવસે જશન મારફતે અશોક્રોહરોને યાદ કરવાની કાળજી રાખવામાં આવે છે.

* * *

## મોટા તેટલા ખોટા:—

નામિચા શાએર ફિર્દોસીને તેની અમ્મર કેતાબ રચવા બદલ જે દામ આપવાનું નકકી કરવામાં આવ્યું હતું તેમાં તેને સર્વાંમ નિરાશી મળવાથી ગઝની શેહેરની બાહર નિકળી જવા આગમચ ત્યાંની "મસજીદે જામે" કે જ્યાં મહમુદશાહ હમેશ નમાજ પઢવા જતો હતો અને જે જગ્યાએ બેસતો હતો તેની દેવાળપર તેણે નિચલાં વચન લખેલાં કહેવાય છે.

**નઝમ.**

ખુજસ્તે દરગેહે મહમુદે ગઝનવી દર્યાસ્ત,
ચેગુને દર્યા કાનેરા કેરાને પયદા નીસ્ત.
ચુ ગુતેહા ઝદમો અંદર નદીદમ દોર,
ગુનાહે બખ્તે મન અસ્ત, ઈન ગુનાહે દર્યા નીસ્ત.

મહમુદશાહ ગઝનવીની મુબારક દરગાહ એક દરિયો છે, અને તે એવો દરિયો છે કે જેનો કિનારો પણ નથી. મેં તે દરિયાના મોજામાં હોમાવી જોયું, પરંતુ તેમાં મેં મોતી દિઠાં નહિ. એ કસુર મારા કમનસિબ સેતારાનો છે, નહિ કે દરિયાનો !

## દોહરો.

સેંકડો ડુબકી મારી મેં, પણ મોતી ન આવ્યાં હાથ;
તકસિર ત્યાં દરિયાની શું, કે કફોડું મારૂં ભાગ.

આ બાણો કેવા ઉંડા ઘા કરનારા છે, તે વાંચકો સ્હેલથી સમજી શકશે. એવોજ એક બીજો દ્રષ્ટાંત લઈશું. કોઈ કવિ, એક રાજા પાસે ગયો, પણ લેશબાર કદર થઈ નહિ. ફરતાં ફરતાં એક સમુદ્ર કિનારે તે આવ્યો. ત્યાં પાણીની સોસ લાગી તો પાણી ખારૂં દેખી, આસપાસ કુવો જોવા લાગો. આખરે તે સમુદ્રને કહે છે—

જીવન અપાર જાકી, જીસકો ન આવે પાર;
કિયે કોષ ભાંતિ ભાંતિ, રત્નોંકી ઘેરી હય.
સંપતિકે સાગર, જગતમેં કલ્યાણ કહે;
પરલોકોં દિજીએ, બડાઈ સબ તેરી હય.
અંગ અંગ પુરન, તરંગનતૈં છાય રહ્યો;
સોહે ચંદ તાત એક, બાત ઘટ ઘેરી હય.
બાટકે બટાઉ પ્યાસે, પુછે તીર કુપ કહાં ?
અહે! ક્ષાર સાગર! બડાઈ ધિક તેરી હય.

જેનું મોટું જીવન છે, અને જેનાં પાણીનો પાર મળતો નથી; જાતજાતનાં રત્નો એકઠાં કરી મોટા ઢગલા કર્યાં છે. લક્ષ્મીના સમુદ્ર, દુનિયામાં તને કલ્યાણરૂપ કહે છે; જો એ વસ્તુઓ તું બીજાંને

આપશે તોજ તેમાં ત્હારી મોટાઈ છે. ત્હારૂં અંગ પુરૂં (સદા ભરપુર) છે, તું તરંગ (મોજા) થી છવાઈ રહ્યો છે; વળી ચંદ્રમા જેવા સુપૂત્રનો તું પિતા છે, એટલું છતાં એક વાત ત્હારામાં ઘટે છે. તે એ કે રસ્તે ચાલતો મુસાફર ત્હારે કિનારે આવીને પણ એમ પુછશે કે અહિં કુવો કયાં છે? ઓ સાગર, તું મોટો કહેવાય્ગો, પણ ત્હારી બડાઇને ધિક્કાર છે. ( કારણ ત્હારૂં પાણી પિવાનાં કામમાં આવતું નથી. )

**દોહરા.**

સાગર! તું મોટો ખરો, પણ તુજમાં નવ સાર;
તૃષાતૂર તીરે ચઢી, તરસ્યો જાય અપાર.
કૂપ ભલો તુજથી, ભલે છે ન્હાનો પણ તોય;
તૃષાતૂર કેરી તૃષા, તૃપ્ત તુરત ત્યાં હોય.
અરે સાત સિંધુ તમે, ભર્યા ભલે ભરપુર;
મિષ્ટ જલે અમ તુંબડી, ભરવાથી છો દુર!
જે અંગે પરમાર્થ છે, તે અંગે નહિ સ્વાર્થ;
જે અંગે છે સ્વાર્થ ત્યાં, જડે નહિ પરમાર્થ!
મોટા ખોટા જાણવા, કકડા કાચ સમાન;
હિરો સાચ્ચો હોય તે, અંકાવે નિજ માન.
ગંધક કેરો ગાંગડો, ભલે હોય સમ પ્હાડ;
મુલ્યવાન વસ્તુ થકી, લડી શકે નવ લાડ.
ખુબી અપાવે ખલ્કમાં, કીર્તિ મોટી યાર;
મોતી ન્હાનું હોય પણ, કિમ્મત લક્ષ-હજાર.
સાગર! તારી શ્રેષ્ટતા, છે મિથ્યા તું જાણ;
કૂપ ભલો તુજથી ગણું, જે રક્ષે જન પ્રાણ.
મોટાની મોટાઇનો, ધરો ન દિલમાં ગર્વ;

ન્હાનો નિજ સદ્દગુણ થકી, કીર્તિ ખેંચે સર્વ.
બુંદ બુંદ બ્રહ્માંડ છે, કર્તા તણી કમાલ;
હાદી છે બહુ દાખલા, ચેતી જીવડા ચાલ.

*　　　*　　　*

## દરગુજરમાં દાનાઈ:—

હું મનુષ્ય તેમજ ફરેસ્તાઓની ભાષામાં બોલતો હોઉં, પણ મારામાં નાખતી કરવાનો (સખી દિલ દેખાડી દરગુજર કરવાનો) સદ્દગુણ ન હોય તો, હું માત્ર એક ઘોંઘાટ કરતું પિતળ અને ખણખણાટ કરતાં ઝાંઝ જેવો છું. ભવિષના બનાવોની આગળથી આગાહી કરવાની ગરચે મારામાં બક્ષેષ હોય, અને હું સઘળાં જ્ઞાનો અને ભેદોથી વાકેફ હોઉં, અને એવું સાબેત યકિન ધરાવતો હોઉં, કે જે વડે પ્હાડોને ખસેડી શકતો હોઉં, પણ જો દરગુજર કરી જાણતો ન હોઉં તો, હું કશી બિસાડમાં નથી. હું મારી સઘળી માલમિલક્ત ગરીબોને ખાવાને માટે આપી દઉં, અને મારાં શરિરને પણ બાળી નાખું, તોએ જો મારામાં દરગુજર કરવાની શકિત ન હોય તો, તે સઘળું મને કાંઈ ફાયદો કરી શકતું નથી.—*Saint Paul.*

*　　　*　　　*

## ચાર ઉત્તમ અવાજ:—

પાદશાહે પોતાના દાનાવ વજીરને પુછ્યું કે દુનિયામાં કેટલા શુર યાને અવાજ છે? વજીર બોલ્યો, "અવાજ તો ઘણા છે, લેકિન નિચલા ચાર મને વધારે ગમે છે."

**કુરકુરે બાંગે સુરાહી.** સિસામાંથી શરાબ નિકળતી વેળાએ કુરકુર અવાજ થાય છે તે.

**ચરચરે શીખો કબાબ.** કબાબ ભુજતાં **ચરચર** અવાજ થાય છે તે.

**મચમચે બુસો કેનારો.** માશુકને ચુંબન લેતી વેળાએ **મચમચ** અવાજ થાય છે તે.

**સરસરે શલવાર બંદ.** છિંક આવતાં સમેત પાયજામાનું નારૂં તુટી જતાં **સરસર** અવાજ થાય છે તે.

*　　　*　　　*

## ઇશ્વર આભારઃ—

### બેત.

નફસ મી નયારમ જદ અઝ શોકર દુસ્ત,
કે શોકરી નદાનમ કે દર ખુરદ ઉસ્ત.
અતાયસ્ત હર મુઈ અઝુ બર તનમ,
ચે ગુનેહ બ હર મુઈ શોકરી કુનમ.
સેતાયશ ખુદાવંદે બખશંદેરા,
કે મવજુદ કર્દ અઝ અદમ બંદેરા.
કેરા કઉવત વસફ અહેસાન ઉસ્ત,
કે અવસાફ મુસ્તગરક શાન ઉસ્ત.
ખાલેક કે શખ્સ આફરીનદ ઝે ગેલ,
રવાન વ ખેરદ બખશદ વ હુશ વ દેલ.
ચુ પાક આફરીદત બેહુશ બાશ વ પાક,
કે નંગસ્ત નાપાક રફતન બ ખાક.

( સાઅદી. )

સમજણઃ—તે દાદાર અહુરમઝદના શોકર કરવાને હું દમ મારી શકતો નથી, કારણ તેના મોભાને લાયક શું :શોકર કરવી તે સમજવાને હું અશકત છું. મારાં બદનપરના દરેક બાલ વટિક તેની ઉદારતાને આભારી છે, તો એ દરેક બાલ માટે તેનાં કઈ રવેશે શોકર કરૂં? સ્તુતી તે બક્ષેષના કરનાર પરવરદેગારની, જેણે ઇન્સાનને નિસ્તીમાંથી હસ્તીમાં આણ્યું છે. તેની માયા મહેરબાની માટે ઘટતા વખાણના શબ્દો બોલવા કોણમાં પુર તાકાત છે? કારણ કાંઇપણ વખાણ તેના દરજ્જા આગળ વટાવમાં જાય છે. ખુદાએ માણસને માટીમાંથી પેદા કરી તેને જાન, ડહાપણ, અકકલ હુશિયારી તથા કાયા બક્ષી છે. તેણે તુંને પાક પેદા કીધો તો તું ખબરદારી સાથે પાક રહે, સબબ નાપાકી સાથે ખાકમાં જવું શરમભર્યું છે.

*　　　*　　　*

## જ્ઞાની ગમારોઃ—

શિખેલામાં ખપીને જે શખ્સો શ્યાણપત કે સજુકાઈ ધરાવતા નથી, અને તેનો લાભ બીજાંઓને આપી શકતા નથી, અથવા વિદ્યાભ્યાસનો મુળ અર્થ સમજી શકતા નથી, તેવા શખ્સો લાકડાંના થાંભલા સર્ખા છે, જે પોતાને માથે બોજો ધરાવીને સદા રિબતા અને કચડાતા રહે છે. પણ જે શખ્સો ખરી વિદ્યાનો ખરો અર્થ સમજી શકે છે, તથા ખરો ઉપયોગ કરી જાણે છે, તેઓ પોતાનાં કર્તુંકો સદા સ્વચ્છ રાખી, અથવા પોતાનાં પાપો વટિક ધોઈ નાખી, સ્વર્ગ-સુખ ભોગવે છે. ચંદન અને કસ્તુરીના કોથળાનો ભાર એક ગધેડો પોતાની પિઠ ઉપર ઉપાડે છે ત્યારે તેના ભારનીજ પિડા તે સ્હેવી શકે છે, પણ તે ચિજોની કિમ્મત, સુગંધી તથા ખુબીની કાંઈબી કદર કે પિછાન્યત તે ધરાવી શકતો નથી; તેજ મિસાલે ચોપડીઓ

વાંચેલો, ઘણા હિસાબો ગણેલો, તથા ઘણાં શાસ્ત્રો ભણેલો એકદર શખ્સ, એક ગધેડાનીજ હાલતનો લેખાય છે, જે પોતાનાં ભેજાં ઉપર માત્ર ભાર સહન કરીને જીંદગી ગુજારે છે.

### કવિત.

ઉપરકે લેખ અતી સુંદર બનાવત હે, ભિત્તર સબ સ્રંગાર રસ ભર્યો હે;
જપ તપ ધ્યાન પુંજા કરત દિખાય રહે, અંતર ઔર અવગુણ હિલમિલ રહે હે;
આપકુ છોડ સબ જગત પ્રબોધત હે, ભાખે પરમાર્થ બોધ વ સ્વાર્થમેં પરે હે;
ઇનિકે મીલકર ચલ્યે આગે રે, દૂરસે પ્રનામ કવિ રઘુરાય કરે હે.

જેઓ પોતાની તેજી કલમ યા છટાદાર ભાષણથી લોકોની આંખ આંજી નાખે છે, પણ પોતે તો અંદરખાનેથી દરેક બદીને આધિન રહે છે; જેઓ લોકોને દેખાડવા હરેક ધર્મધ્યાન અને પુંજાપાતરી કરે છે, પણ અંતરમાં દાવપેચ અને કપટ રાખી ફરે છે; જેઓ પોતાની અંગત ખામીઓ ન સુધારતાં બીજાંઓને સ્વાર્થ તજીને લોકોનુ ભલુ કરવાની મોટી મોટી શિખામણો આપે છે, તેવાઓનો દૈવ સંજોગે મેળાપ થતાં તેમને દૂરથી સાહેબજી કરી તુરત ચાલતી પકડવાને કવિ સંબોધે છે.

*　　　*　　　*

## સંપમાં સંસાર સુખઃ—

સંપ વિન સંસારમાં, જીવન છે કમજોર;
દોરા ઝિણા સાથ લઈ, ધરે દોરડું જોર.

હિંદુઓમાં વર-કન્યા પરણે છે ત્યારે મંગળફેરા ફેરવતી વખ્તે તે જોડાંની આસપાસ કાચ્ચાં સુતરનો તાર લપેટવામાં આવે છે તેને ગૃહસુત્ર કહે છે. જરથોસ્તીઓમાં પણ અથોરનાનો પરણતાં જોડાંને લગ્ન-ગાંઠ બાંધે છે તે આગમચ પ્રથમ "યથા અહુ વૈર્યો" પઢતાં, કાચ્ચાં

એકવડાં સુતરના સાત આંટા બંનેની અનરાક લઈ જઈ, તે સાત આંટાને એક કરે છે. કાચ્ચાં સુતરનો તાર એ તદન દૂર્બળ ચિજ છે, પણ તેજ દુર્બળ તારના સાત આંટા વળ ખાઈ એકઠા થાય છે ત્યારે તુટી જવાની જરાએ ધાસ્તી રહેતી નથી. વળી લગન થવા બાદ ધણીના જામાનો છેડો ધણિયાણીની સાડીના છેડા સાથે બાંધી ધણિયાણી ખાવિંદને ઘર જાય છે. એ પણ લગ્નના ગાંઠમાં જોડાવાની ગવાહી છે, જે ભાસ આપે છે કે, બંને એકદિલ થઇ, સંપે જોડાઈ ચાલશે તો, તેઓનો સંસાર સર્વદા સુખી નિવડશે. લપેટવામાં આવેલા તારની સાથે આર્યબંધુઓમાં વર આગળ, અને કન્યા પાછળ ચાલે છે. વર જોરથી ચાલે તો, કન્યા પણ પેલો તાર ન તુટે તેમ આગળ વધે છે, અને કન્યા પાછળ રહે છે તો, સ્હેજ પણ તાર ખેંચાતાં વર ઉભો રહે છે. લગ્ન વખ્તની એ નિશાની સુચવે છે કે—

એક તાને એક ઢીલ દે, તુતે ન કચ્ચો તાર;
અતી તાને તુટ જાત હે, લોહા સંકળ સાર.

એક ખેંચે અને બીજો ઢીલ આપે તો, કાચ્ચાં સુતરનો તાર પણ તુતતો નથી; પોલાદનાં લોઢાંની સાંકળને ઘણીજ તાણવામાં આવે તો, તે સૂધાં તુતી જાય છે.

સારાંશ કે સ્ત્રી ગરમ થાય તો, પુરૂષે ઠંડા થવું. પુરૂપ ક્રોધે ચઢે તો, સ્ત્રીએ શાંતિરૂપી જળથી તે ક્રોધને સમાવવો. બંને છુટછાટ નહિ મુકે તો, તેમનો સંસાર તુટી જઇ બગડે છે.

અતીઘણું નહિ તાણએ, તાણે તુતી જાય;
તુત્યા પછી જો સાંધએ, ગાંઠ વચ્ચે રહિ જાય.
સિસો ભાંગ્યો ધોતાં, મન ભાંગ્યું કુવૅણ;
મોતી ભાંગ્યું વિંધતાં, તેને ન સાંધો કે રેણ.

આતશ ઉપર લોબન મુકવામાં આવતાં સમેત પારસી ધણીધણીયાણી અકેક ઉપર ચોખા છાંટે છે. પહેલે ચોખા છાંટનાર જાણે જામિનગીરી આપે છે કે, "મારા તરફની તમારી મોહબત કરતાં, તમારા તરફની મારી મોહબત, અગ્રસ્થાન ભોગવશે." તેને હાથેવારો કહે છે. ચોખાને શુભ સુકન દાખલ લેખવામાં આવતા હોવાથી આશિર્વાદ દેતાં (નહિ કે, સારતાં!) દરમ્યાન પણ પરણતાં જોડાંપર ચોખા છાંટવામાં આવે છે. તા૦ ૨૧ મી માર્ચ સને ૧૯૧૪ ના **જમશેદી નવરોઝ**ના બાદશાહી બખ્તાવર પ્રસંગે ખાસ ચોખાનાંજ વ્હાણની આમદ સાથ મ્હાન "બૅામ્બે ઍલૅકઝાંદ્રા ડૉક" નાં કામકાજનું મંડાણ કરવામાં આવ્યું હતું. લગ્ન પ્રસંગે ચોખા છાંટવાનો શુભ રેવાજ નિચલા બનાવપરથી ચિનના લોકોમાં ચાલુ થયલો જણાય છે. કેઓ નામનો ચિનનો એક નામાંકિત જાદુગર, બીજી એક જુવાન જાદુગર સ્ત્રીની અંદરખાનેથી ઘણી અદેખાઇને કરતો હતો. તેણીની શંકિતનો નાશ કરવા સારૂં તેણે પોતાના દિકરા સાથે તેનાં લગ્ન કરવાનું માગું મોકલ્યું, જે બહાલ રાખવામાં આવ્યું. મકરબાજ કેઓએ એક ઘણોજ અપસુકનભરેલો બદબખ્ત દિવસ તેમનાં લગ્ન માટે પસંદ કર્યો. આ દિવસે એક નઠારો ગ્રહ ચહડયાતો હોવાથી પરણનાર સ્ત્રીનો પરાજ્ય થાય તેવો જોગ હતો. નેહસ્ત ગ્રહને લીધે એક પક્ષિ આવીને તે જાદુગર સ્ત્રીને સ્વધામ પ્હોંચાડશે એવી કેઓની ખાત્રી હતી. લગ્ન પ્રસંગે તે પક્ષિ આવ્યું, પણ તે ચપરખંધી જાદુગર સ્ત્રીએ દરવાજા આગળ પોતાની ઉપર તથા પોતાના વર ઉપર ચોખા છાંટવાનો હુકમ કર્યાથી તે પક્ષિ ચોખા ખાવા રોકાયું તેટલામાં, તે પોતાની યુકિતના પ્રતાપે ત્યાંથી સહિસલામત પસાર થઈ બચી જવા પામી.

*    *    *

## ખાનદાની ખમિરઃ—

બડો બડાઈ ન કરે, બડા ન બોલે બોલ;
હિરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

એક ખરો ખાનદાની તથા જ્ઞાની આદમી અપોતી ખુબીનાં બાકાં પોતેજ ફુંકશે નહિ; હિરો પોતાને મોહડે નહિ કહેવાનો કે, મારી કિમ્મત ( મોલ ) લાખ રૂપ્યાની છે.

જેમ ખુરશેદમાં છે પુર જાતી પ્રકાશ,
નહિ રાખતો તે ત્રાહિત નુરની આશ;
તેમ હોય છે જે અસલ ખરાં ગવેહદાર,
નહિ ચાહતાં તેઓ ઉછીનો સંગાર.

કારણ—

### ઘનાક્ષરી છંદ.

તારાકી તેજસે ચંદ્ર ન છુપે કહીં,
સૂર્ય ન છુપે કહીં બાદળકે સાયેસે.
રનકે મયદાન બીચ વિર ન છુપે કહીં,
છુપે નહિ ભાગ, માથ તિલકકે લગાયેસે.
ચંચલ ચિતચોર છુપે નહિ નારીસે,
પ્રિત ઑાર કસ્તુરી છુપે નહિ છુપાયેસે.
જો નર હો દાની દાતાર ઑાર સાહસી,
તાલિબ વહ છુપે નહિ આફતકે આયેસે.

ચળકતા તારાના તેજ આગળ ચાંદ ઝાંખો પડવાનો નથી. ( દ્રષ્ટિમર્યાદાથી દુર થવાનો નથી. ) વાદળના ઘેરાવાથી સૂર્ય

ઢંકાઈ રહેવાનો નથી. (વાદળાં ખસતાં, તે ફરી દેખાવ દેતો રહેશે.) લડવઇયાનું પાણી રણસંગ્રામમાં છુપું રહેતું નથી. (ત્યાં તેનું શુરાતન યા બાયલાપણું જણાઈ આવે છે.) સગન દાખલ કપાળપર કંકુના તિલા કરો, પણ તમારાં ભાગ્યમાં જે બનવાનું હશે તે તેનાં જોરે નાબુદ થવાનું નથી. સ્ત્રીનું ધ્યાન ખેંચવાથી બાહોશ પ્રૅમી બાકાત રહેનાર નથી. મોહબતને તેમજ હરણની નાભિમાં રહેતી કસ્તુરીને ઢાંકી રાખશો, લેકિન તે ઢંકાઈ રહેવાની નથી. (મોહબત જાહેર રૂપ લેશે, તેમજ કસ્તુરી પોતાનો સુવાસ ફેલાવશે.) ડાહ્યા સખી અને સાહસિક આદમીપર અસંખ્ય આફત હાડમારી આવી પડે તથાપિ તે પોતાના ગુણ તજનાર નથી.

The feeble stars cannot obscure the moon;
The sun's bright light by clouds is ne'er concealed;
A hidden genius comes out late or soon;
A brave man never hides on battle—field.
A woman's wit can never hidden lie;
True love, like musk, must soon itself proclaim;
A virtuous man, despite adversity,
Will bravely bear all sorrow and shame.

*    *    *

## સ્વભાવ સાચવનારની સફળ સૃષ્ટિ સફર:—

### બેત.

તીઝી વ તુંદી ન આયદ બકાર,
બ નર્મી બર આયદ જે સુરાખ માર.

ચુ તો ગર્મી કુની નેકો ન બાશદ,
ગુલ ગર ગર્મ શુદ બુશબો ન દારદ.

સમજણ:—તૉર અને તુંડાઈ કાંઈ કામ આવતાં નથી, પણ મિઠાશ અને નમ્રતાથીજ (મિઠા સરોદવાળી વાંસળી વગાડીનેજ) સર્પને પણ તેનાં દરમાંથી બાહેર કહાડી શકાય છે. તું ગુસ્સે થઇને ગડબડ કરશે ત્યારે તારી નેકીની અસર નાબુદ થશે, જેમકે ફુલ તાપથી તપવા માડે છે ત્યારે તેનો સોરમ જતો રહે છે.

પોતાને ઉશકેરાવનું જબુન કારણ મળવા છતાં સ્વભાવપર કાબુ રાખી, ગુસ્સા અને ધિરજની સૌથી બિકટ પરિક્ષામાંથી પસાર થનાર જીનિવા શેહેરના રહિશ ફિલસુફ **અબુઝિટનો** દાખલો લક્ષમાં લેવા લાયક છે. પોતાના બધા અભ્યાસોમાં "હવાના પૃથકરણ" ના અભ્યાસ ઉપર તે ઘણાં વર્ષોથી તનમનથી મંડયો હતો. કલાકો સુધી હવા માપવાનું યંત્ર (Barometer) પોતાની આંખ સન્મુખ ધરી તે શોધ ચલાવતો. સતાવિસ વર્ષ દરમ્યાન તેણે એકથી અનેક શોધો કીધી, જે તે એક કાગળપર ઉતારી લઈ દિવાલે ટાંગેલું રાખતો. એક દિવસ કોઈ નવો નોકર **અબુઝિટને** ત્યાં રાખવામાં આવ્યો, જે પોતાના માલેકનો અભ્યાસનો ઓરડો સાફ કરવા રોકાયો. **અબુઝિટ** અંદર ગયો, ત્યારે તેણે પોતાના નોકરને પુછ્યું, "આ હવામાપક યંત્રની પાસે કાગળ ટાંગેલું હતું તે કયાં છે?" "ઓહ! સાહેબ," જવાબ મળ્યો, "તે કાગળ એટલું રદી ને ખરાબ થયલું કે મેં તે બાળી નાખી તેને ઠેકાણે આ નવું મૂકયું છે." આ સાંભળતાંજ **અબુઝિટે** હાથોની અદબ વાળી, પોતાનાં જીગરમાં ઉઠેલા તુફાની ગુસ્સાના મોજાઓ ઉપર ધિરજ અને સ્વકાબુથી થોડા વખ્તમાં ફતેહ મેળવી, નોકરને શાંતિથી કહ્યું, "દોસ્ત! તેં સતાવિસ વર્ષના મારા

બિકટ ઉંડા અભ્યાસનો આજે નાશ કીધો છે. હવે ભવિષમાં આ ઓરડામાંની કોઇબી ચિજને હાથ લગાડીશ નહિ." એ તે ઇન્સાન! એ તે સ્વભાવ! એ તે સ્વકાબુ! એ તે શાંતિ! એ તે જીવન સાફલ્ય!

જેને જેવી ગમ પડે, તે વશ તેને તેમ;
કપટી કપટ તજે નહિ, રહેમી તજે ન રહેમ.

* * *

## આપઘાતનો અજીમ અપ્રાધ:—

Our time is fixed, and all our days are numbered;
How long, how short, we know not; this we know,
Duty requires we calmly wait the summons,
Nor dare to stir till Heaven shall give permission,
Like sentries that must keep their destined stand,
And wait the appointed hour, till they are relieved.
Those only are the brave who keep their ground,
And keep it to the last.
To run away is but a coward's trick.

(Robert Blair.)

સમજણ:—આપણી હૈયાતીની હદ હકતાળાએ ચોકસ ઠેરવી છે, અને દરેક આવતો દિવસ તેની ગણત્રીમાં છે; આપણે જાણતા નથી કે કેટલો લાંબો યા ટુંકો વખ્ત આપણે માટે મુકરર થયલો છે; તોપણ એટલું તો આપણે જાણયે છિયે કે તે દાદારની દરબારમાંથી મ્હોતનો પૅગામ આવી પ્હોંચે ત્યાં સુધી શાંત મને હૈયાતી

ભોગવતા રહેવું સજાવાર છે, અથવા તો જ્યાં તૂલિક આ દુનિયામાંથી ઉઠાવગીરી કરવાનો હુકમ મળે નહિ ત્યાં તૂલિક કોઇ બીજી કિસમે જીંદગીનો છેડો લાવવો આપણુને મકદુર નથી, જેમકે પહારો ભરતા સેપાહ બચ્ચાઓ પોતાને નેમી આપેલા વખ્ત મુજબ કામ કરતા રહિ બીજા છોડવે નહિ ત્યાં તૂલિક તે જગ્યાએથી એક ડગળું પણ દૂર જવાની સત્તા ધરાવી શકતા નથી. ખરા મર્દાને મર્દ તેઓજ છે કે જેઓ આખર પર્યંત મુકરર મથકપર ઓસ્તવાર ઉભા રહિ પોતાનું કામ આટોપે છે. તેજ શખ્સો ખરા હિચકારા છે કે જેઓ કુદરતી અજલ આગમચ ન્હાસી જવાની (આપઘાત કરવાની) મકસદ રાખે છે.

એક લશ્કરી ટુકડીમાંના જવાન સેપાહે પ્યારમાં ધિક્કારભરી હાર મળવાથી પોતાનાં માથામાં ગોળી મારી આપઘાત કર્યો. આ વાતની લશ્કરના વડાને ખબર પડતાં, સઘળાં લશ્કરને પોતાની બાજુમાં સફસમારી ખડું કરી ઠઠરાવનારા અવાજે તે આ શબ્દો બોલ્યો:—દરેક સેપાહે આ જીંદગી દરમ્યાન પડતાં દુઃખ અને દિલ-ગીરીને કેમ દાબવાં તે જરૂર શિખવું જોઇએ; કારણ ખરૂં જોશો તો તોપના ગોળાના મારાની સામે થવા કરતાં, દુઃખ દિલગીરીની સામે થવું વધારે દિલાવરી અને નામવરી ભરેલું છે. વળી યાદ રાખજો કે, જે શખ્સ સખ્તી અને સંકટોને હફાવવાને બદલે, જીવ આપી પોતાને તેમાંથી અળગ કરે છે, તે ગોયા લડાઇનાં મેદાનમાંથી હાર્યા યા જીત્યા વગર એક હિચકારા સેપાહના દરદહેસ્તી પલાયણ બરાબર છે.

* * *

## પાપનો માલ પચવો મ્હાલઃ—

અનીતિથી ધંધા કરી, પઇસા બહુ કમાય;
વિજળીનો ચળકાત એ, જ્ઞાની નહિ ફસાય.
પઇસા સાથે આવે નહિ, પઇસાથી છે દુઃખ;
સાચવતાં પિડા ઘણી, જતાં જીવ અસુખ.

કોઈ અનીતિના ધંધા એટલે રાજની દાણચોરીથી, કે ચિજોમાં ભેળ કરવાથી, ચોરીનો માલ પચાવવાથી, કે ઓછું આપી વધારે લેવાથી, થોડા વખ્તમાં પઇસાદાર થાય. છતાં જે જ્ઞાની હોય તે એવું અધર્મ કરવા ઇચ્છે નહિ, પણ મનમાં સમજે કે વિજળીનો ચમકારો અલ્પવારજ થઈ પાછું અંધારૂં ફેલાય છે, તે કરતાં બતીનો પ્રકાશ સારો કે અજવાળું થોડું પણ કાયમ રહે. તેમ અનીતિનું ધન થોડા સમયમાંજ નાશ પામે, લેકિન નીતિનું વધારે ટકે. વળી તે પાપનું ધન ભેગું કરે તો કમાતાં પણ પિડા, અને રખેને ચોરી પકડાઈ જતાં તેનું ધન સરકાર લૂટી લે એવો તેને ડર રહે છે, તથા જો કદિ તેમ લૂટાયું તો તે મનમાં ઘણો મુઝાય છે.

* * *

## સાધુનો ઢોંગી સાદોઃ—

એક સાચ્ચા સાધુને ભિખ માગવી યા પૈસા ટકાની તૃષ્ણા ધરાવવી ઘટિત નથી. તેણે તો માત્ર વગર માગવે જે મળે તે ઉપરજ સબુરી રાખવી જોઇએ. જો તે કાંઈ આશા રાખે છે તો તેથી પુરવાર થાય છે કે તે હજી દુનિયાઈ લોભ લાલચમાં મચ્યો રહ્યો છે. મનુષ્યમાત્ર ફિકર તથા જંજાળથી ભરપૂર છે, તેમ એક સાધુ હોવો

જોઇએ નહિ. ઇશ્વિરયાદ એજ તેનું એકલું કર્તવ્ય હોવું જોઇએ. કહ્યું છે કે—

સાધુ ભૂખે ભાવકે, ધનકે ભૂખે નાહિ;
જો સાધુ ધનકે ભૂખે, વહો સાધુ નાહિ.

એક ખરો સાધુ, તે સાહેબની સેતાયશનો ભૂખો અથવા તલબગાર હોવો જોઇએ, નહિ કે ધન દૉલતનો; ધન દૉલતપર મરી ફિટનાર સાધુને, સાધુનું નામ આપવું પણ લાજમ નથી.

આજના જમાનાના કહેવાતા સાધુસંતો ખાઈ પીને મસ્તાન બની દેશના સઘળા ખુણામાં કેવી મોજમજા ભોગવતા ફરે છે તે જુઓ!

## શાંતરસ.

બાલકોં રખાવે, પર બાલકોં ન ત્યાગતહે;
નિધનતેં ડરે બિના, ધામ લેંન ધનકો.
વિશ્વમેં વ્યરાગી બની, રહંતહે રાગી સદા;
ભગતી ન કરે, પર ચાહે ભગતીનકો.
ધારત વિભુતી, પર છોડત વિભુતી નાહિ;
બસન તજત, પર ધરત બ્યસનકો.
ગોવિંદ કહત ઇતિ ઉતકે બિગારે એસેં;
ભ્રષ્ટ ભવ યાહિં, કૈસે મોક્ષ પાય જનકો?

યાને,–કાંઇકિ સાધુ જટા (બાલ) રાખે છે, પણ પરિવાર યા બાલા (બાળકો)ને છોડતા નથી; ભંડાર (નિધન)થી ડર્યા વગર બેધડક ધન લેવાને દોડે છે. દુનિયામાં કહેવાય છે તો સાધુ (વ્યરાગી,) પણ હમેશાં પ્રૅમી (રાગી) થઇને રહે છે; બંદગી (ભગતી) કરતા નથી, પણ વેશ્યાઓ (ભગતીન)ને ચ્હાય છે. ભભુત (વિભુતી) ધારણ

કરે છે, છતાં સંસાર (વિભુતી)ની માયાને છોડાતી નથી; કપડાં (બસન) કહાડીને નાગા બાવા જેવા બને છે, પણ ગાંજા વિગેરેના વ્યસનને વિખુટાં કરતા નથી. ગોવિંદ કહે છે કે એવા ઢોંગીઓ આ લોક (ઇત) અને પરલોક (ઉત) ને બગાડી ભવમાં ભ્રષ્ટ થઈ મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

*     *     *

## પ્રજા લાગણીનો પ્રૌઢ પ્રવાહ:—

Let no man go against the people's voice. When it is unjust, it is a wolf; but when it is just, a dragon. Though the abuser, seated high, does think he may condemn their feelings; yet he ought to remember that they have many hands, while he hath one neck only. If he, being single, be dangerous to many, those many will to him alone be dangerous in their hate. The sands of Africa, though they be but barren dust and lightness, yet, angered by the winds, they bury both the horse and traveller alive.

(Owen Feltham.)

સમજણ:—બહુમતી પ્રજા અવાજની વિરૂધ્ધ કોઈ પુરૂષે જવું જોઇતું નથી. એ અવાજ અન્યાઈ હોય છે તો, તે વરૂ જેવો છે; પણ તે અદલ હોય છે ત્યારે, તે ઝેહેરી સર્પની જગા સાચવે છે. ગાળગળોચ કરનાર ઉંચે બેસીને એમજ વિચારે છે કે પ્રજાની

લાગણીઓને તે તુચ્છકારતો રેહશે;" પણ તેણે યાદ રાખવું કે પ્રજાને ઘણા હાથ છે, જ્યારે તેની પોતાની ગરદન તો એકજ છે. એકલો હોવાં છતાં, ઘણાંઓને તે ત્રાસ સમાન હોય તો, ઘણાંઓ તેના એકલા ઉપર છેવટે ભારે ધિક્કારનો મારો ચલાવશે. આફ્રિકાની સુકી રેતી નરમ ધુળની બનેલી હોય છે, તોએ પવનના ફુંફાડાથી ક્રોધે ચહડી, ઘોડા અને મુસાફર બંનેને, તે જીવતાંજીવત તેમાં દાટી દે છે.

ખુદાનો ખરો બંદો તો તેજ કે જે દુનિયા ખાધેલોના દારૂણ દુરઅંદેશ મત સામે મિથ્યા સરકશી ન કરતાં "પંચ કહે સો પરમેશ્વર"નો સૉનેરી નિયમ માન્ય રાખે! એવા નર રત્ન માહેલા એક દખણના દસ્તુર શમ્સ-ઉલ-ઑલમા સરદાર કેકોબાદ આદરબાદ નૌશિરવાને થોડુંકપર રંગુનમાં એક જુદદીન બાપની છોકરીની નવજોત કરી હતી, તેની વિરૂધ લાગણી જાહેર કરવા કાજે સમસ્ત જરથોસ્તી અનજોમનની સભા બોલાવવાનું ૧૮૦૦૦ સહિ સાથનું એક 'રૅકવિઝિશન' પારસી પંચાએતના મુંબઈ ખાતેના ટ્રસ્ટીઓને કરવામાં આવ્યું હતું, અને તે સાહેબો મજકુર સભા મેળવે તેટલાં દસ્તુર મોસુફે પારસી સંસારનાં બેહેકેલાં વાજાંનો ગંભિરાઈથી ખ્યાલ કરીને તા૦ ૫-૫-૧૯૧૪ ને દિને ટ્રસ્ટીઓપર વગર શર્તનો એક યાદગાર રૂકકો રવાના કરી શયતાન ડાવો કર્યો હતો. પોતાની રગોમાં દોડતાં ઉંચાં લોહિની ગવાહી આપનારા દસ્તુરજીનાં ખુલ્લાં દિલનાં દિલગીરીપત્રનો એક ભાગ આ મુજબ છેઃ-"મેં મજકુર નવજોત સારી નિષ્ટાથી અને જરથોસ્તી ધર્મનાં ફર્માનો વિશેના મારા પોતાના વિચારો પ્રમાણે કરી હતી. હાલ હું જાણીને ઘણો દિલગીર છું કે એ કામ આપણી કોમના ઘણા મોટા ભાગના મકકમ વિચારો અને તિક્ષણ લાગણીની વિરૂધ થયું છે. પણ મેં જ્યારે એ નવજોત કીધી ત્યારે

મને સ્હેજ પણ ખ્યાલ નહિ હતો કે કોમના મોટા ભાગની લાગણી એટલી બધી દુ:ખાશે! હું સારી રીતે સમજું છું કે જરથોસ્તી અનજોમનના એક દસ્તુર તરીકે તેઓના ઘણા મોટા ભાગના મક્કમ વિચારો અને તિક્ષણ લાગણીઓને માન આપવાની મારી ફર્જ છે. તેથી હું ખાત્રી આપું છું કે હવે પછી એ વિચારો અને લાગણીઓને માન આપીને હમેશાં એવી નવજોત કરવાથી હું પહરેજ રહીશ. મને આ બાબતમાં જે કિમતી સલાહ અને મદદ આપણી કોમના વડા નામદાર સર જમશેદજી જીજીભાઇએ અને આપણી કોમના ખયરખવાહ નામદાર સર દીનશાહ દાવરે આપી છે તે માટે એ બન્ને સદગૃહસ્થોનો આ ટકે ઉપકાર માનવાની રજા લઉં છુંજી."

*    *    *

## શ્રમ વગર સુખ ન સાંપડેઃ—

દુ:ખમેં હે સુખ હોત હે, ડર મત દેખી દુ:ખ;
જગત જનો દુ:ખહી તાપકો, ઈતનો વૃષ્ટી સુખ.

દુ:ખી દશા દેખી તું અકળાઈ ગભરાઈ જતો મા. ગર્મિના દિવસોમાં ભારે તાપથી હયરાન થવું પડે છે, પણ બીજા હાથપર વર્ષાદ વર્સી અતી આનંદ ઉપજાવે છે, તેમ દુઃખ પાછળ સુખની પ્રાપ્તી પણ જરૂર થશે.

એવી હાડમારી હાંદેશામાંથી જાની બાહોશી અને બુધ્ધિબળના આધારે તરી નિકળવાનો દાખલો બ્રિટિશ પાર્લામેંટની આમની સભા (House of Commons) માં બિરાજી ગયલા કામદાર પક્ષ (Labour Party) તરફના સભાસદ મર્હુમ મી૦ કેર હાર્ડિ ઉપરથી મળે છે, કે જે નર પૂર્વ બંગાળ તથા પંજાબમાં ચાલેલી

અશાંતી બાબેની ખરી વિગતોનો અંગત અનુભવ મેળવવા બીજા દેશો ઉપ્રાંત મુંબઈ શેહેરમાં પણ સને ૧૯૦૭ની આખેરીએ લટાર મારી ગયો હતો. **મી૦ કેર હાર્ડિ** ન્હાનો છોકરો હતો તે વેળા તેનાં માબાપ ઘણી ગરીબ સ્થિતિમાં હતાં. તેમનો નિભાવ બહુ મુશ્કેલીથી થતો હોવાને લીધે તેઓએ તેને બચપણથીજ નોકરીની શોધમાં જવાની ફરજ પાડી. આથી તે એક રોટીવાળાને ત્યાં ઘરેઘર રોટી પુરી પાડવાનાં કામે રહ્યો. તેને તેનો શેઠ બહુ ઓછો પગાર આપતો, જેમાંથી તે પોતાનાં માબાપનું પોષણ જેમ તેમ કરતો હતો. તે આ નોકરી કરવા છતાં અપોતા ફુરસદનો વખ્ત અભ્યાસ કરવામાં અને વાંચવામાં ગાળતો હતો. આ પછી તે **ગ્લાસગો**માં એક શૅરદલાલને ત્યાં રહ્યો, જે તેની આ નોકરી માટે દર અઠવાડિયે માત્ર બે ત્રણ શિલિંગનો દર્માયો આપતો હતો. તે આ ચાકરીથી સંતોષ ન પામતાં પાર્લામેંટની બાબતોનો અભ્યાસ કરવા લાગો, અને તે સાથે રાજદ્વારી સવાલોમાં ઘણો ઉલટમંદ ભાગ લેતો ગયો, જેનાં પરિણામમાં તે કામદાર પક્ષ તરફથી પાર્લામેંટમાં ચુંટી કઢાગો. **મી૦ કેર હાર્ડિ**, એ મહાન મંડળમાં મજુર પક્ષની ઘણી સારી સેવા બજાવી, બાઆબરૂથી પોતાનું આસાન ગુજરાન કરતો હતો.

અગવડથી સગવડ મળે, દુઃખ વેઠવે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.

* * *

## ઇન્સાનને એબાદતની અગતઃ—

**ગજલ.**

ખાબે ગફલતસે ઉઠો કાસિદા, એબાદત કરો,
વખ્તે સોબેહ ગનીમત હે, મુનાજાત કરો.

ખોલ બયઠે હે ફરિસ્તે, દરે રહેમત બર દિલ,
હુશિયાર હો તુમભી, કુનજે કનાઆત ધરો.
બાગોમેં હે બુલબુલો, ઓર બાગકે ગુશેમે ગુલ,
જીકરે યઝદ કરતે હે, તુમભી યહી બાત કરો.
કલકી કયામતમેં ગર હો ઉમીદે બહીસ્ત,
આજકે દીમેં ગરીબોકી મુદારત કરો.

સમજણઃ—આ જેહાનના સફર કાજે આવેલા કાસદ અથવા મુસાફિર, તું તારી ગફલત અથવા બેખબરીના ખાબમાંથી ઉઠી ટટાર થા, અને આ ઉગતા સુર્યના બામદાદના વખ્તને ગનિમત ગણી તે સાહેબની એબાદત કિંવા મુનાજાત કરવામાં મશગુલ થા. તું જો કે આ ઉગમણ દિશા તરફથી ખિળતા ફરેસ્તાએ તારાં સુખસંપજ માટે રહેમત અને બક્ષેષના દરવાજા ખોલ્લા કર્યા છે, વાસ્તે તુંબી સાવધ થા, અને એક એકાંત જગ્યાએ અથવા એબાદતખાનામાં બેસી તેના ઉપકારમાં તે સાહેબની બંદગી કરવા મંડી જા. આ આસપાસના બાગો મધેનાં બુલબુલો જાગી ઉઠયાં છે, અને એ બાગોનાં ખુણાં-ખટોળાં મધેનાં ફુલપાનો પણ ખિળતાં થઇને તે સાહેબની સેવા કરતાં દિશે છે, વાસ્તે તું પોતેબી તેવીજ વાત અથવા દુવા કર. જો આવતી કાલની કયામતના પેલી જેહાનના બુલંદ બેહેસ્તનું સુખ સંપાદન કરવાની કાંઇબી ઇચ્છા તું રાખતો હોય તો, આ જીંદગીના તારી હૈયાતીના આજના દિવસમાંજ ભલાઈ કરી, ખરા ગરીબ તથા નાચારબેચાર શખ્સોને નવાજી તથા ઘટતો આશ્રો આપી, તેઓની દુવા હાંસલ કરી લે.

કુળ કુદરતના મ્હાન પિતા જેની કૃપા અને કુમકથી શું ઇન્સાન, અહેવાન ને ઝાડપાન જેવી જીવવાળી ને નિર્જીવ વસ્તુ

હરપળ શ્વાસ લઈ પોતાનો ઉધરભાવ કરે છે, તે દાદગર દાદાર અહુરમઝદનું સ્હેજ અને સદંતર ઝાંખું અહેશાન અદા કરવાનું એકજ ઓઝાર જે આપણા કબજામાં છે તે પ્રાર્થના છે. એ કિસમની ફર્જ બજાવનાર આદમી તે સાથે ખુદ પોતાના બાબમાં પણ કેવો નાદર ફાયદો પ્રાપ્ત કરે છે, તે એક ઇંગ્રેજ લેખકના નિચલા શબ્દો સિદ્ધ કરી આપે છે.

Leave not of praying to God; for either praying will make thee leave off sinning, or continuing sinning will make thee desist from praying. He that prays, despairs not; but sad is the condition of him that cannot pray. Happy are they that can, and do, and love to do it.

યાને,—તે કરીમે કારસાજની બંદગી કરવાનું તું હરગેજ છોડી દેતો ના; કારણ બંદગી કરવાનું તું જારી રાખશે તો ત્હારો પિછો પાપ આપોઆપ છોડશે, પણ પાપમાં તું પોતાને પ્રબોળતો રહેશે તો સ્યતાન ત્હારો સાથી થઈ તુંને બંદગી કરતો અટકાવશે. જે બંદગી કરે છે, તે કદિ નામુરાદ થતો નથી; પણ ખરી શોકજનક સ્થિતિ તેનીજ છે કે જે બંદગીમાં બ્હેતરી સમાયલી સમજતો નથી. જેઓ બંદગી કરી શકે છે, કરે છે, અને તે કરવામાં મૉજ માને છે, તેઓ ખરા સુખી સુખ્યારા છે.

બંદગી કરનાર પોતાથી થયલા જાણ અજાણ ગુનાહ માટે ખુદા આગળ પોતાની દિલગીરી દર્શાવે છે, અને ફરીથી તેવા ગુનાહ ન કરવાને ખુદાને વચન આપે છે. આ રીતે માણસ દર દિવસે વધારે ને વધારે સદગુણી થવાની કોશેષ કરે છે, અને ગુનાહમાં ગિરફતાર થતો

અટકે છે. વધુ ગુનાહમાં નહિ સંડોવાની હરરોજ આપવામાં આવતી કબુલાત પાળવાનો યત્ન કર્યે તોજ આપણે ઈશ્વરની કૃપા મેળવી શકયે! જેઓને ભગવાનનો ભય નથી, અને ભક્તિ ઉપર ભાવ હોતો નથી, તેઓ ચાલુ દોજખી કામ કરી આયંદે અહેરાન પરેશાન રહે છે. માણસજાત પાપને પાત્ર છે. પણ જેઓ પોતાનો જે રીતનો ગુનાહ થયો હોય તેનો જીગરોજાન પશ્ચાતાપ કરી તેમાં પાછા નહિ પડવાનું માથે લે છે તેઓ માલેકની મેહેરબાની મેળવી તેની પનાહમાં ઉત્તમ સુખ ભોગવે છે. માટે—

ઉઠો શિયાણા, તજો બિછાનાં, ભજો ખુદાને બડી ફજરમાં;
તનો સમારી, ભણો પુકારી, નમો પિતાને ધરી નજરમાં.

*　　　　*　　　　*

## કિરતારની પસંદગીનાં કામઃ—

Good works are of four kinds: Theory, Practice, Sincerity, and Continence. Theory is the endeavour to ascertain your duties; Practice is the performance of them; Sincerity is the renunciation of envy, hatred, and malice; and Continence is patience and the forsaking all worldly vanities. Good administration is from good management, good management from good counsel, and good counsel is only to be found with wise and sincere advisers.

સારાં કામ ચાર પ્રકારનાં છે: અનુમાન, અનુભવ, નિખાલસ મન, અને નઠારા વિકારને વસ રાખવું તે. તમારી ફરજ શું છે તે નક્કી કરવાની યત્ન કરવી તે અનુમાન; એ ફરજને અમલમાં લાવવી એ અનુભવ; અદેખાઈ, ધિક્કાર, અને વૈરભાવ તજવાં એ નિખાલસ મન; અને ધિરજ ધરી દુનિયાની સઘળી જુઠી મોટાઈ તજવી એ નઠારા વિકારને વસ કરવું છે. સારો વહિવટ સારા બંદોબસ્તથી છે, સારો બંદોબસ્ત સારી સલાહથી છે, અને સારી સલાહ ફક્ત ડાહ્યા તેમજ નિષ્કપટ માણસોથીજ મળે છે.

The duties which the wise man owes are these: to God, obedience and gratitude; to the king, sincere loyalty and counsel; to himself, earnestness for good and avoidance of evil; to his friends, liberality and faithfulness; and to mankind generally, courtesy and protection.

શાણા સજ્જનની ફરજ આ છે: ખુદાને આધિન અને આભારી થવું; પાદશાહને વફાદાર રહેવું અને સારી સલાહ આપવી; પોતે રૂડાં કામ કાજે ઉમંગ રાખવો અને બુરાં કામથી દુરી પકડવી; મિત્રો સાથે મોટા દિલગુર્દાથી વફાદાર રહેવું; તથા સર્વે માણસજાત સાથે મર્યાદાથી ચાલવું અને તેમનું રક્ષણ કરવું.

A man is perfected only by three things: by being great in the sight of others and little in his own esteem, by despising wealth for its own sake, and by being truthful under difficulties.

ત્રણ વસ્તુઓથી માણસ પૂર્ણ થાય છે: બીજાંઓની નજરમાં

મોટા લાગવાથી અને પોતાની નજરમાં પોતાને નકામો ગણવાથી. દૉલત ફક્ત લોભનેજ ખાતર મેળવવાનો ધિક્કાર રાખવાથી, અને મુશ્કેલી વેળાએ સત્ય રહેવાથી.

True bravery is to face the world with a frank and open heart; true patience is in bearing up against disappointments; true liberality is in the rewarding merit, and bestowing wealth in the proper time and place; true clemency is in fore-going revenge, when it is in one's power; true caution is in the taking advantage of opportunities.

નિષ્ટકપટ અને ખુલ્લાં દિલથી દુનિયામાં ચાલવુ એ ખરી બ્હાદુરી છે; નિરાશી ખામોશ કરવી એ ખરી ધિર્જ છે; લાયક ગુણને ઈનામ આપવું, અને ઘટતી વખ્તે તથા ઘટતી જગાએ દૉલત આપવી એ ખરી સખાવત છે; પોતામાં વૅર લેવાની શકિત છતાં તે નહિ લેવું એ ખરી દયા છે; મળતી ટકોનો તુરત લાભ લેવામાં ખરી સાવચેતી છે.

**દોહરો.**

તજી દુર્ગુણ ભણી ગણી લઈ, કદર ફર્જ સહુ જાણ;
ભજી ભગવત સદગુણ સજી, સ્વર્ગ સર્વ સુખ આણ.

* * *

## હિંદમાં પારસી પરાક્રમઃ—

We have spoken much of the past of the Parsis: who shall venture to predict their future?

Yet, for wise and gracious purposes, we trust, have our Parsi Brethren been brought, in the providence of God, to the land of Hapta Hendu...........India, we rejoice to believe, will march at the head of Asiatic Kingdoms, teaching the awakened East to emulate the West in all that forms the glory and defence of nations. And who shall be the leaders of India – the foremost of her sons in the career of improvement? We think the Parsis might be so – as a small, compact, conspicuous band like the "Immortals" of their ancient kings.

(*Bombay Quar: Rev: 1856.*)

પોતાની મૂઠ્ઠીભર સંખ્યા છતાં ક્રોડો હિંદીવાનોમાં પારસીઓ અત્યારસુધી આગળી હરોળમાં રહી શકયા છે, તેમજ નામદાર સરકાર તથા ભાઇબંધ કોમોનું માન મેળવી શકયા છે, તેનું મુખ્ય કારણ એજ છે કે, દરેક પ્રકારના સુધારાવધારાને આગળ પાડવામાં તેઓ વહેળા બાહેર પડે છે, અને તે મારફતે તેઓ નામદાર સરકાર તથા ભાઇબંધ કોમોને તે રસ્તે આગળ વધવાનો માર્ગ કહાડી આપવા માટે જાણીતા થયા છે. હિંદની અને ખાસ કરીને મુંબઈ ઇલાકાની આર્થિક, નૈતિક, રાજદ્વારી, તેમજ સંસારિક સ્થિતિમાં થયલા બોહળા સુધારા વધારામાં કોઇપણ એવી હિલચાલ બતાવવી મુશ્કેલ માલમ પડશે કે જેમાં પારસીઓની આગ્રેવાનીએ અમુલ્ય હિસ્સો આપ્યો ન

હોય, અથવા જેને ફતેહમંદ ઉતારવામાં તેમની આગેવાની ઉપયોગી થઈ શકી ન હોય! તે બિના નામદાર સરકાર તથા ભાઇબંધ કોમો તરફથી વખ્તબેવખ્ત સ્વિકારવામાં આવી છે. ઘટતી મગરૂરી સાથે એક તાજી નોંધ પારસીભાઇઓ લ્યાં લેશે. મુંબઇની સર જે. જે. સ્કુલના ફતેહમંદ વિદ્યાર્થિઓને ઈનામો વ્હેંચી આપવાનો મેળાવડો તા૦ ૨૦ મી માર્ચ સને ૧૯૧૩ ની સાંજે સ્કુલનાં મકાનમાં મુંબઇના નામદાર ગવર્નરની કાઉન્સિલના વડા સભાસદ **ઑ૦ સર રિચર્ડ** લૅંબ, સી. આઈ. ઈ., આઈ. સી. એસ., નાં પ્રમુખપણાં હેઠળ કરવામાં આવ્યો હતો, જે વખ્તે પોતાનું પ્રમુખ દાખલનું વિવેચન કરતાં એ ઑનરેબલ સભાસદે નિચલાં વચન કહી સંભળાવ્યાં હતાં.

From the remote date when the refugees from Persia took shelter in India up to a comparatively recent period, we do not hear very much of the Parsis. Now they occupy positions of eminence in every walk in life. Not only the first, but two more Indian Baronets are Parsis. On the bench of the High Court, in civil, medical, engineering, indeed in every branch, the names of Parsis are surely to be found. One whom they might call the *Grand Old Man of India* they found him in a Parsi. A name very prominent in the public life of this many-peopled city of Bombay is that of another Parsi. What name is more illustrious in recent expansions

of industry—in that expansion of which he was the farseeing leader—than that of Mr. J. N. Tata, a Parsi? The Parsis are a mere drop in the ocean of millions inhabiting this country, but in strength of exertions, in skill, in trahe, in activity and generosity, they hold the first place among the people of India.

*( Hon. Sir Richard Lamb. )*

યાને,—પારસીઓના વડવાઓએ ઇરાનથી આવી હિંદુસ્તાનમાં આશ્રો લીધો ત્યારથી છેક અત્યારસૂધી (હિંદમાં ઇંગ્રેજી અમલા સ્થપાયો ત્યાં તૂલિક) તેઓ આપણી ઝાઝા જાણમાં આવ્યા ન હતા. પણ હમણા તેઓ જીંદગીના દરેક તબકકામાં ખિલી નિકળેલા જોવામાં આવે છે. પેહેલા હિંદી બૅરોનેટ ઉપ્રાંત બીજા બે વધુ બૅરોનેટ પારસીઓ છે.' વડી અદાલતના ન્યાયાસન ઉપર, સિવિલ, તબિબી, ઍનજીનિઅરિંગ ઇત્યાદિ દરેક શાખાઓમાં, જ્યાં જુઓ ત્યાં, પારસીઓ ખચિતજ મળી આવશે. **હિંદના મહાન બુઝોર્ગ નરની** ઉપમા મેળવવાને ભાગ્યશાળી થયલો ઇસમ પણ એક પારસીજ છે. મુંબઇની મોટી પચરંગી વસ્તીમાં એક નામ જે ઘણું મશહુર થયલું છે તેબી એક પારસીનુંજ છે. અથાગ દુરઅંદેશીથી ઉદ્યોગ હુન્નરની ખિળવણી કરનાર આગેવાન યોદ્ધા મી૦ જે. ઍન. તાતા નામના એક પારસી કરતાં કયા હિંદીવાને એ વિભાગમાં પોતાનું નામ વધુ શ્રેષ્ટ કર્યું છે? આ દેશની રકમબંદ વસ્તીમાં પારસીઓ સમુદ્રનાં એક ટિપાં સમાન છે, પણ મેહેનતની કસોટીમાં, બુધ્ધિ-બળમાં, વેપારમાં, ચાલાકીમાં અને પરગજુપણામાં, પારસીઓ હિંદી પ્રજામાં અવ્વલ દરજજો ધરાવે છે.

કોઇબી નવા સાહસમાં ઝિપલાવવાને કદિ હારી ન ખાય એવો ચટપટયો પારસી ખવાસ છે. હિંદુસ્તાનમાં આજે ચાલતા ઘણાક હુન્નર ઉદ્યોગો પારસી સાહસને આભારી છે. લાખ્ખો બલ્કે ક્રોડો રૂપ્યાની ઉથલપાથલ કરાવનારો હિંદી મિલ ઉદ્યોગ પોતાની હસ્તી અને આજની આબાદ સ્થિતિ માટે કોણને ઓશિગણ છે? ગુજરાતી છાપાકળાનું બિડું પેહેલાં કોણે ઝડપયું હતું? મુંબઇમાં હાલ કીડીની માફક કકડી જતી દુધની "ડેરી કંપની"ઓની પેહેલી શુરૂઆત કોણથી થઈ હતી? અત્રે પેહેલવેહેલી "ગૅસ લાઇટ"નો અખ્તરો કરનાર કોણ હતું? પાર્લામેંટના દરવાજા દેશીઓ માટે પેહેલા કોણે ઉઘડાવ્યા હતા? પેહેલા હિંદી "માસ્તર બિલ્ડર" કોણ? શાસ્ત્રીય (Scientific) ધોરણ ઉપર કપડાં ધોવા અને રંગવાના હુન્નરની શુરૂઆત કોણથી થઈ હતી? "કલકત્તા ડૉકિંગ કંપની" નામની પોતાની માલેકી હેઠળની પેહેલવેહેલી ગોદી સ્થાપનાર કયો દેશી હતો? હિંદમાં લોખંડ તથા પોલાદ બનાવવાનો ઉદ્યોગ હસ્તીમાં આણનાર, બૅંગ્લોરમાં જંગી શોધખોળ ખાતું (Research Institute) બર્પા કરનાર, અને પાણીના ધોધ વડે વિજળીક બળ ઉત્પન્ન કરવાની મહાભારત યોજના માથે ઉઠાવનાર ધણી કોણ? આંગળાં ઉપર ગણવા બેસીયે તો, એવા અનેક ઉદ્યોગ હુન્નરો જરથોસ્તી બચ્ચાના ઉત્સાહની બોલબાલાથી સેંકડો નહિ પણ હજારો આદમીઓને આજે રોજીનું સાધન પુરૂં પાડતા માલમ પડશે.

નામદાર સરકાર અને ભાઈબંધ કોમો વચ્ચે પારસીઓ દુભાસ્યા બલકે સૉનેરી સાંકળ સમાન થઈ પડશે, અને પારસીઓથીજ હિંદની ઉનંતી થશે, તેની છેક ઇસવી સને ૧૮૫૬ નાં સાલમાં તે વેળાનાં "બૉમ્બે કવૉટર્લિ રીવ્યુ" નામનાં ઘણાંજ મોભાદાર ઇંગ્રેજી ચૅાપા-

નિઆમાં કરવામાં આવેલી આગાહી આપણ મથાળે વાંચી ગયા. કેવી મગરૂરી ઉપજાવનારા તે ઉદગારો છે? પારસીઓને માથે કેવી મહાન ફર્જ મૂકવામાં આવી છે? એશિઆમાં હિંદને સૌથી ચઢતો દરજજો ભોગવતું દેખવાની અને તેને પશ્ચિમના સૌથી કીર્તિવંત તથા બળવંત દેશોના જેવું જોવાની તેમાં ઉમેદ રાખવામાં આવી છે. તે ઉમેદ પાર ઉતારવાની આગેવાની લેવાને પારસીઓ સર્જાયલા છે એમ જણાવી, તે બાબતમાં ઇરાન સલ્તનતને ઝળકાત આપી ગયલા જરથોસ્તી પાદશાહોની માફક પારસીઓ પોતાનું નામ અમ્મર કરી શકશે એવી ખાતરી તેમાં બતાવવામાં આવી છે. પારસીઓ ઉપર તે પ્રમાણે જે આશા બાંધવામાં આવી હતી તે, તેમના સંબંધમાં ખોટી નહિજ નિવડી! તેઓ દુર્બિન હોવાથી દેશના સામાન્ય લાભમાંજ પોતાનો લાભ સમાયલો માની, તેને વધુમાં વધુ બુલંદ સ્થિતિ ઉપર લાવવાને પોતાથી બની શકતી દરેક કોશેશ કરતા આવ્યા છે. સામાન્ય કોમો વચ્ચે દેશની આબાદી સાથે સંબંધ ધરાવતા જુદા જુદા સવાલોની બાબતમાં જે જાગૃતી આવી છે, તે જાગૃતી લાવવામાં પારસીઓએ આપેલો હિસ્સો હિંદના ઇતિહાસમાં હમેશ માનભરેલી જગ્યા રોકશે.

સૂરજ સદા આ કોમનો ઉગતો રહે ઝળકાટથી,
નહિ ઝાંખ મારે તે કદિ હમેશના ચળકાટથી!
શું દેશ કે પરદેશમાં રહે કોમ-ડંકો વાજતો,
ટોળો હમારો હર તરેહ રહે સદા ગાજતો!
વૅપારમાં સંસારમાં હર કારમાં ઓ બાપ નેક,
યારી દઈ આ કોમનો જાળવજે હમેશ ટેક!
જ્યાં પારસી બચ્ચો વસે ત્યાં રહેમ ત્હારી નાખજે,
સરતાજ થઈ કૉમ લાજને બસ મોભામાં તું રાખજે!

* * *

## મનુષ્ય મનની મહત્વતા:—

Mind is the master power, that moulds and makes;
Man is mind, and evermore he takes
The tool of thought, and shaping what he wills
Brings forth a thousand joys, a thousand ills.
He thinks in secret, and it comes to pass;
Environment is but his looking glass.

*(James Allen.)*

સમજણ:—માણુસનું મન, એ મ્હા બળવાન શકિત છે કે જે આકાર ઘડે છે ને બનાવે છે; માણુસ અને તેનું મન, એ બંને, સમાન પંકિતએ છે. જેવી ખાહેશથી ઇન્સાન પોતાના ઇરાદાનું ઓજાર કામે લગાડે છે તેવો આબાદ આકાર તેનું મન બનાવે છે, જે રકમબંધ સુખ યા તો દુ:ખ બર્પા કરે છે. માણુસ ગુપ્ત રીતે કલ્પના કરે છે, છતાં તે જાહેર થવા પામે છે; આસપાસના સંજોગો તે માત્ર તેની આરસી છે.

મનુષ્યજાતિના સ્વભાવ બે પ્રકારના હોય છે. એક ઉંચ અને બીજો નિચ. એક શારીરિક (જીસ્માની) સ્વભાવ છે જે તેને આ ફાની દુનિયાના મોજશોખના ખાડામાં ઘસડી લઈ જાય છે, અને બીજો માનસિક (રૂહાની) સ્વભાવ છે જે તેને મનોવિકાર અને બીજી સઘળી બુરાઇઓથી દૂર રાખે છે, તથા પરલોક (આકેબત) અને

નિરંતરનાં સુખી ઘરનો રસ્તો દેખાડે છે. ઉંચ અને નિચ વળણુ વચ્ચે ખેંચતાણુ છે, અને જ્યારે નિચ પ્રકારનું વળણુ અને નિચ પ્રકારની ઇચ્છાઓ વધારે જોર કરે છે ત્યારે આપણે હમેશાં આપણુને ( એટલે પોતાની જાતને) કાબુમાં રાખવી જોઇએ. જો આપણું વળણુ સુસ્તી અને આળસ પ્રત્યે થાય તો આપણે હાથપગ હળાવી મહેનત કરવી જોઇએ. જો આપણું વળણુ સ્વાર્થ તરફ હોય તો આપણે તે તજી દેવો જોઇએ, કેમકે હમેશાં પોતાનોજ સ્વાર્થ સાધવાની ટકમાં રહેવું નિચમાં નિચ કામ છે. જો આપણી તબિયત કાબુ બાહેર રહેવા ચાહતી હોય તો આપણે તેને યોગ્ય આંકોશમાં રાખવા કાજે બનતો પ્રયત્ન કરવો જોઇએ. જો આપણા ઉપર કોઈ ન્હાની અથવા મોટી બુરાઈ ગલ્બો કરવા ચાહતી હોય તો આપણે દ્રઢ નિશ્ચય કરી તેને દાબી દેવી જોઇએ. જે માણુસને પોતા ઉપર પુર્ણ ભરોસો હોય છે, અને જે પોતાના સ્વભાવ ઉપર સત્તા રાખે છે, તે પોતાની ગમે તેવી સ્થિતિમાં પોતાની ઇચ્છાઓ ઉપર રાજ્ય કરે છે. જે માણુસમાં પોતાનાં મન ઉપર જાપતો રાખવાની જેટલી શકિત હશે તેટલી તે માણુસની નૈતિક સ્થિતિ ઉંચ હશે. એવા આદમી દરેક કામ પોતાની બુદ્ધિના પ્રભાવથી કરે છે. એવો કોણુ છે કે જેણે પોતાની જાતને વસ કરી નથી તે બીજાઓને વસ કરી શકે? મ્હાગુરૂ શેકસ્પિઅરે રમુજમાં કહ્યું છે જે, "*He that is giddy, thinks the world turns round.*" તેમ મનોવૃત્તિમાં આપણે દુઃખી હોઇએ તો, કુળ દુનિયાને દોજખ ગણી બીજાંઓને દુઃખી કર્યે; પણ જો સુખી ને આબાદ હોઇએ ને થઇએ તો, બીજાંઓનેબી સુખી ને આબાદ કર્યે.

*                *                *

## નેક નસિહતો:—

બદકાર આદમીને સજા કરવામાં ઉતાવળા થવું. નેકી કરે તો નેક યા બદનો તફાવત જોવો નહિ. ઉસ્તાદો સાથે નેકી કરજે. કોઇની ઍબ જણાય તો જાહેર કરતો ના. ઘણી ખુશાલી માણસને મગરૂર બનાવે છે, ઘણી મૉજમજા માણસને મુરદાળ કરે છે, અને ઘણો ગમ તે એક જાતની બિમારી છે. ખોટા યા નકામાં શબ્દોથી કદિ ચાપલુસી કરતો ના. તારાં દિલની અનેક ખાહેશો મધ્યપણાંની હદમાં રાખજે. બક્ષેશમાંથી મોટાઈ, વિદ્વાનોની સંગતથી ખુદાઈ પિછાણ, ગુનાહ અને બુરાં કામોને તજવાથી નિર્ભયતા, અને દોસ્તીથી મ્હોબત મળે છે. જે કોઈ તુંને વધારે ફાયદો કરે તેને તું મિત્ર બનાવજે. જે ચિજ સારી ન હોય તે બીજાં માટે રહેવા દેતો ના. જેઓને તારી સાથે વૅર હોય તેઓને તું કદિ તારી નોકરીમાં રાખતો ના. જે વાત તેં જોયલી યા સાંભળેલી પણ હોય તેને વાત તરીકે ઓળખાવતો ના. જે પુરૂષ પરવરદેગાર તરફ ધ્યાન લગાડે તેની ઉપરના છુપા ભેદો આશકારા થાય. ખુદાનો તથા દિનદાર માટેનો દોસ્ત થજે. આપમતલબ્યાની દોસ્તીથી દુર રહેજે. વચન તોડવાથી, હઠ રાખવાથી, અને મકકર કરવાથી દુરી પકડજે. કવખ્તે ઘણું હસતો ના. ક્રોધી પુરૂષ સાથે રસ્તાનો સાથી થતો ના. તવંગર તથા કમિના પુરૂષ સાથે ખાણું ખાતો ના.

* * *

## મદીરા મોહકાણ:—

Once the demon enters, stands within the door,
Peace, hope, and gladness, dwell there never more.

*(Challis.)*

દૈત્ય (દારૂ) એકવાર ઘરની અંદર દાખલ થાય છે, અને બારણાંની અંદર ઉભો રહે છે કે પછી શાંતિ, આશા, ને હર્ષ, જરાવાર પણ ત્યાં થોભતાં નથી.

## ચોપાઈ.

કેવો સુંદર મારો બાળ, ન્હાની વયમાં લાગે લાલ;
દારૂ શત્રુ પુઠે પડયો, મન માર્ગની આડે અડયો.
કેવો નાજુક હતો શરિર, કેવો ન્હાતો ઇનેમલ જાર;
તે આજે દારૂમાં ન્હાવા જાય, ગંદા દિલથી ખતા ખાય.
અરે કોઈ લાવો ઘાંય, ગયો બાળ રે અહિંથી કયાંય;
એકજ મારૂં રાંક રત્ન, બગડયું કરતાં પુર્ણું જતન.
દારૂ ! ત્હારૂં જાય નખોદ, દિકરાને શું દેવો બોધ ?
ખુદા ! અમારી તું પત રાખ, દુર્ગુણ દારૂના કહાડી નાખ.

દારૂડયા દિકરા બાબે માતાના મ્હોમાં મૂકવામાં આવેલા આ માહેતમના શબ્દો મનન કરવાજોગ છે. મુંબઈની વિકટોરિયા નાટક મંડળીમાં આગળ **મી૦ પેસ્તનજી લાલી** નામના એક ખેલાડી હતા. તેવણ 'વાણયા'નો ભાગ લેવામાં કુશળ હતા. નાટકનાં કામમાં પડવા પછી દારૂનો ચસ્ટો તેવણને વધતો ગયો–કહો કે લખ લાગો ! આ લખ એટલી હદ સુધી લંબાગો કે તે મોડી રાત્રે પણ રમુજી ભાગ ભજવતી વખ્તે દારૂ પી તખ્તાપર જતો હતો. આ આદતે આયંદે અતેરાંનું રૂપ લીધું, અને દારૂ પીધા વગર તેવણથી "પાર્ટ" થતાજ ન હતા ! ચા પીવાની આગમચ દારૂ (અને તેબી ગામઠી દારૂ) તેવણ પીવો શુરૂ કરતા, તે મોડી રાત્રે નાટક ખલાસ થતાં તૂલિક બબે કલાકને અંત્રે શરાબ ગટાવતા હતા. સેવટ આખરે બહુ

પુરૂં આવ્યું! બર્માહથી મજકુર મંડળી કલકતે ફરતી હતી તેવામાં એ જવાન જરથોસ્તીને એકાએક દિવાનપણું લાગ્યું. આગબોટમાં પેસ્તનજીને સલામતી ખાતર બાંધી રાખવામાં આવ્યો, અને કલકત્તે આવી પુગતાં તે કમનસિબ બાપડો દિવાનશાળાના સત્તાવાળાઓના સ્વાધિનમાં ગયો, જ્યાં તે થોડી મુદતમાં મરણ શરણ થયો હતો. એ ખેલાડી મજબુત બાંધાનો જોરાવર શખ્સ હતો, અને સર્વનો માનિતો હતો; પણ દારૂથી તેની એવી દુર્દશા થઈ હતી, અને તેબી દેશખેશથી દૂર!

બનો તુમ મિતાહારી, રખો હુશ્યારી, ન તો હોગી લાચારી;
ફિર પાઓગે બેકરારી, પૈસાકી ખુવ્હારી, ઔર આખિરમે ભિખારી.

*   *   *

## પાપી પેટની ભૂખનું ભારી દુઃખઃ—

Necessity demands our daily bread;
Hunger is inso' r t, and will be fed.

( HOMER. )

આપણી રોજીંદી રોટીની હાજત ગરજને આભારી છે; ભૂખ તરકદી હોવાથી તેને તૃપ્ત કરવીજ જોઇએ!

**તુલના.**

ભુખમે રાજકો તેજ સબ ઘટ ગયો, ભુખમે સિધ્ધકી બુધ્ધી હારી.
ભુખમે કામની કામસો તજ ગઈ, ભુખમે તજ ગયો પુરૂષ નારી.
ભુખમે કુચ્છ વ્યવહાર ન રહત હે, ભુખમે રહત કન્યા કુમારી.
ભુખમે ન ભજન રસ પડત હે, સબહી બૈદસે ભુખ ન્યારી.

યાને,—ખાવા પિવાના વાખા પડવાથી ભલો રાજવંશી દમામબી ઝંખવાણો પડી જાય છે. ભુખથી કરીને પિર પયગમ્બર પણ પોતાની

શુદ્ધબુધ્ધ ખોહી આજેજ થઈ બેસે છે. ભુખથી કામગ્રહમાં રહેવાની સ્ત્રીને ઇચ્છા થતી નથી. ભુખનો માર્યો માણસ પોતાની મ્હોરદારને વિખુટી કરી મુકે છે. ભુખ્યા આદમી સાથે પૈસાનો કોઈ કશો સંબંધ રાખતા નથી. ભુખરી છોકરી પરણ્યા વગર પડી રહે છે. ભુખી સ્થિતિ દરમ્યાન ઇશ્વરને યાદ કરવાની ઉલટ બર્પા થતી નથી. આખી અવનિના તબિબો વગર ચાલશે, પણ ભુખનું દુઃખ એવું ભારી છે કે ભોજન વગર મુદલ રહેવાતું નથી.

ઉપર જણાવેલો **હોમર**, ગ્રીસનો સર્વેથી ચુનંદો કવિ હતો, છતાં તે પણ અંધાપા અને ભુખમરાથીજ મરણ પામ્યો! તે કુત્રાને મોતે મુવો તેની કોઇએ ગણના કરી નહિ, લેકિન તેનાં મૃત્યુ બાદ તેની જન્મભુમિનું મથક અમારૂંજ છે એવો દાવો અકેક કરતાં સાત શેહેરોએ મગરૂરી સાથે ઉઠાવ્યો હતો. (Seven cities disputed for the honour of being his birth-place.) એક કાબેલ કવિની આ કેવી ક્રૂર કદરસનાશી? અરેરે અભાગ્યા, વર્ષોનાં વર્ષો સુધી કાગળ, કલમ તથા સાહિ સાથ દેમાગ અને દેહનું નખ્ખોદ વાળી તું કયે માર્ગે ઘસડાઈ ચાલ્યો ગયો! કેવી જબરી જફા ભુખાં પેટે તારા ઉપર ગુજારી!

પગ આપ્યા પ્રભુએ કે, ડગ ભરે જગ દેખી;
હરિ! તેં આ હાથ દિધા, ખરી દાઝ ખોલવા.
નારાયણે નાક દિધું, નામ અને નોક કાજે;
જીભ દિધી જગસે, બુલંદ બોલ બોલવા.
ઇશ્વિરે આંખ આપી, રૂડું બુરૂં જોવા સારૂ;
ભેજું દિધું ભગવાને, ખરૂં ખોટું તોલવા.

હાદી કર્યું બધું ઠીક, બોલું તોએ વિના બિક;
પ્રભુ! તેં આ પેટ દિધું, પાપમાં પ્રબોળવા.

રસ્તામાં નર્ક પડેલું જોઈ એક ઝાડુકસ (Sweeper) તેને અડકવા જાય છે તેવું તે નર્ક ન્હાસી પોકારવા લાગ્યું કે, "ઓ પાપી, મારી પહેલી સ્થિતિ કેવી સારી હતી? કેસર, કસ્તુરી, જાયફળ, જાવંત્રી, અને લવંગ એલાયચીનાં મિશ્રણથી હું બનેલું હતું ત્યારે કેવી ખુશબો આપતું હતું? તારા પાપી પેટમાં જવાથી મારી આજે આવી દશા થઈ છે! હવે તને પાછો જોઈ મને ડર લાગે છે કે, વળી દોજખી પેટમાં જઇશ તો ફરી મારી શી અવદશા થશે?"

* * *

## ઇચ્છો તેવું આમિન:—

બેઢબ હય જુઠ સચકી, ફજીતી બહસ હિંદમે;
સચ કહેતે હય હમ, જો જુઠ હો તો રૂહ સિહા.
કુચ્છભી હય હમપે, આપ તો હય હમપે હુકમરાન;
જુઠે હય હમ તો, આપ હય જુઠોંકે બાદશાહ.

હિંદના માજી બહુબોલા હાકમ લૉર્ડ કર્ઝને "કલકતા યુનિવર્સિટિ કૉનવોકેશનમાં **હિંદીઓને જુઠાઓની** ઉપમા આપવાની અજબ ઉદારતા (!) દેખાડી હતી, તે ઉપરથી એક શખ્સે ઉપર મુજબ એક કાવ્ય જોડી જણાવ્યું હતું કે, "હિંદુસ્તાનમાં ઘણીજ કઢંગી રીતે સત્ય તથા જુઠની ચર્ચા ચાલી રહિ છે; અમો સાચ્ચું કહિયે છિયે, અગર જુઠું બોલ્યે તો અમારૂં મોહડું કાળું થાય. તમો જેવા અમોને જુઓ છો તેવા અમો છિયે, પણ તમો તો અમારી ઉપર હકુમત ભોગવનારા છો; હવે અમોને જુઠાઓનો ઍલ્કાબ આપવામાં આવતો

હોય તો, આપ જૂઠાઓના સપેહસાલાર છો." એ તો હોય! કહેવતો બોલાય છે કે—

ઇંગ્રેજી. Such a welcome, such a farewell.
ગુજરાતી. ભાઇનાં મોસાળાં, તેવાં બહેનનાં ગીત.
લૅટિન. Kindness produces kindness.
હિંદુસ્તાની. જૈસા તેરા દેના લેના, વૈસા મેરા ગાના બજાના.
ડચ. Like to like, and Nan to Nicholas.
ઉર્દુ. નુકસાન કરે નુકસાન મિલે, અહેસાન હાંસલ અહેસાન.
તામિલ. Gather thistles, expect pickles.

આ ઉપરથી એક બીજી વાત યાદ આવે છે. માઠું થાય તે સારાંજ કાજે! (There is a soul of goodness in things evil.) ઇસવી ૧૯૧૪ નાં વર્ષમાં જાલમ જંગી યુરોપી યુધ્ધ સળગ્યું ન હતે તો, હિંદની સંપૂર્ણ વફાદારી અને જાનફેશાનીની પકકી સાબેતી ઇંગ્લંડની ગોરી પ્રજાને મળવાને બીજાં ઘણાં સાલ જોઇતે! એ લડાઇએ કેટલાક નવા ચમત્કાર કરી બતાવ્યા છે તેમાંનો એક ખાસ ધ્યાન રોકે છે. જે લૉડ કર્ઝને હિંદીઓને જુઠા કહિ તેમનાં પ્રાચિન ધર્મશાસ્ત્રોને પણ અપમાન આપ્યું હતું, અને જે આગળા વાઇસરૅાએ હિંદીઓને ઉતરતા જણાવી તેમને કાંઇએ હક અધિકાર આપવાને નાલાયક લેખ્યા હતા, તેજ વાઇસરૅાએ ફ્રાન્સને ભોંય જમિન થતું કટોકટ ઘડીએ બચાવનાર બ્હાદુર હિંદી લશ્કર માટે સગવડની જીણસો પુરી પાડવાનું ફંડ ભેગું કરવાને તા૦ ૬-૧૦-૧૯૧૪ ને દિને મળેલી "ઇન્ડિઅન ઍમ્પાયર ક્લબ"ની સભાનાં પ્રમુખપદેથી હિંદીઓની નિચે મુજબ ભારે સ્તુતી કરી હતી.

It would have been a political blunder and crying shame to relegate to the Indians only a secondary share in the war. The war was being fought for the principles of honour, justice and truth, which were as dear to India as to ourselves and were the whole foundation of our rule there. The Indian troops would behave on the battlefield with the same fortitude, valour and humanity as any European troops. Their landing in France was a landmark in the history of the Indian Empire.

યાને,—લડાઈમાં હિંદી લશકરને ઉતરતો ભાગ આપવામાં આવ્યો હતો તો, તે એક રાજદ્વારી ભૂલ થાત અને હમેશને માટે તેથી શર્માવું પડત. આ લડાઈ ઈજ્જત, ઈન્સાફ અને સચ્ચાઇનાં સિધાંતો માટે ચલાવવામાં આવે છે, જે સિધાંતો જેટલાં આપણને તેટલાંજ હિંદને વ્હાલાં છે તથા હિંદમાંની આપણી હકુમતનો આખો પાયો તે ઉપરજ રચાયલો છે. લડાઈનાં મૅદાનમાં હિંદી લશ્કર કોઈપણ યુરોપ્યન લશ્કરનાં જેટલીજ હિમ્મત, બ્હાદુરી અને ઈન્સાન્યતના તરીકા પ્રમાણે વર્તશે. ફ્રાન્સમાં તેને ઉતારવાના બનાવે હિંદી શેહેનશાહતના ઇતિહાસમાં એક નવોજ સફો ઉઘાડયો છે.

ત્યારે આખરે એ કે કરવું પડયું ખરૂં કે, **હિંદી પ્રજાને સત્યતાનાં સિધાંત વ્હાલાં છે, અને હિંદીઓ** કોઈબી રીતે કોઇબી બાબતમાં યુરોપ્યનોથી ઉતરતા નથી! "મતલબ દિગર"ની તાસિર ન્યારીજ છે–તેનો મર્મ જુદોજ છે! મગર દેશ ખાઇને દરવાજા ખાંધે મારી ચાલનારાઓના હાથમાં તેની નાડ સાબુત સલામત છે!!

* * *

## દૉરંગી દુનિયાની દૉરંગી દુકતીઓ:—

This world is all a fleeting show
For man's illusion given;
The smiles of joy, the tears of woe,
Deceitful shine, deceitful flow;
There's nothing true but Heaven.

સમજણ:—આ દુનિયાનો દેખાવ માત્ર ક્ષણભંગુર છે, માણસની આંખ આગળ તે ઠગાઈ જેવો છે; મૉજથી ઉત્પન્ન થતી ખુશાલી, ને દુઃખથી થતો ખેદ, એ બધું બેહુંદું છે; પાક પરવર સિવાય ચોકસ સાચવત બીજું કાંઈ નથી.

પણ એક બીજો કવિ, ફક્ત આ દુનિયાનેજ ઠપકાપાત્ર લેખતો નથી. તેના જણાવવા પ્રમાણે આપણી દુકતીઓ પણ દોરંગી છે, જેઓ તરફથી દેખાડવામાં આવતી ભિન્નભિન્ન લાગણી કાંઇજ નહિ પણ ઢોંગ અને નાજ નખરાંના સ્ત્રી ચરિત્રના નાદર નમુના છે. તેઓના હસવા રડવામાં વટિક ભેદભરમ સમાયલા હોય છે, અને સાતમાંથી એકપણ સાચ્ચી વફાદાર નિકળવી અશકય છે. અસલ ઉભરા આ રહ્યા!—

The girls are all a fleeting show
For gent's attraction given;
Their smiles of joy, their tears of woe,
Deceitful shine, deceitful flow;
There's not one true in seven.

કવિ થૉમ્સ મુર, કે જે એક ઠેકાણે સ્ત્રીજાત માટે તારિફ-વચન ગાઈ ગયો છે, તેજ પાછો સ્ત્રીની વિરૂધ જાય છે, ને કોઈ નારને નાજુક કાવ્યમાં નિચલાં મજબુત મહેણાં મારે છે.

જા, અરે જા, કારણ કુળ ત્હારી જાત-
નખરાં ને ઢોંગથી છે થયલી બદનામ!
કેવો મુજને શરમથી લાગે છે ખિજવાત,
કે રહ્યો ત્હારો આજ લગ હું બાંધ્યો ગુલામ!
મરદનાં માથાં ઉપર ભોગવવું રાજ,
એજ સ્ત્રીનાં દિલની છે મંછા ને આસ!
બને છે મુર્ખા તણાઈ તુંજ પાછળ તારાજ,
પણ મિટતી નહિ એકુએ સાચ્ચા આશકની પ્યાસ!
જા, અરે જા, ત્હારૂં હસવું છે શ્રાપ!
ને ફરી એવી ચિજપર દેખાડું ભાવ-
તે પહેલાં ઓ માયાળુ કૃપાળુ બાપ-
મને મોતનાં જડબાંમાં એકદમ હોમાવ!

કવિ બાયરન, વૉશિંગટન અર્વિંન, શેકસપિઅર, બાલઝેક, પોપ, વિગેરેના ઉદગારો પણ ઑરત સામે ઉભા રહે છે. ખ્યર, જેવાં જેનાં નસિબ ને અનુભવ! ગામ ત્યાં ઢેડવાડો તો હોયજ! કહેવત યાદ રાખવી કે—

નથી યકસાં ઑરત ને મરદ બધાં!
નથી રબે પાંચ આંગળાં સર્ખાં કીધાં!

*           *           *

## સંગ તેવો રંગઃ—

દુહો.

હોત સુસંગતી સ્હજ સુખ, દુઃખ કુસંગકે થાન;
ગાંધી ઔર લુહારકી, બૈઠા દેખી દુકાન.

સારી સોબતથી પળકારામાં સુખની પ્રાપ્તિ થાય છે, જ્યારે પાપીઓની દોસ્તીના અવેજમાં દુઃખ સહન કરવું પડે છે; ગાંધી અને લુહારની દુકાનમાં બેસીને જો કે ત્યાં કેવો ઉલટ સુલટ રંગ જામે છે.

એક આદમી નેક નરો સાથે મિત્રાચારીનો ગાંઠ બાંધી તેઓની સંગતમાં ફરતો રહે છે તો તેઓના નેક/વિચારઆચારથી તેનાં મન ઉપર સારી અસર થવા સાથે તેને પણ નેકીનો રસ્તો સુઝ પડે છે. આથી તે પોતે આગળ જતાં સુખી નિવડે છે એટલુંજ નહિ પણ ખુદ પોતાનાં માબાપની કીર્તિની કોલાહમાં તે સુંદર કલગિરનો ઉમેરો કરે છે; પણ જો એથી ઉલટીજ ખાસિયતના બદતર બુઝખો વચ્ચે તે વાસો કરે તો મોડેવહેલે તેનાં દુષ્ટ પરિણામમાં માબાપનાં નામનિશાન અને આબરૂઈજ્જતને તે નામોશીમાં લાવી મુકે એ ચોકકસ છે. શાએર ફિરદોસીનાં પણ એજ મતલબના સખુનો છે કે—

બેત.

બ અનબર ફુરૂશાન અગર બોગુઝરી,
શવદ સરબસર જામેઅત અનબરી.
અગર તો રવી નઝદે અંગોશતગર,
અઝ ઉ ઝુજ સીહાઇ ન યાબી દીગર.

યાને,

અગર જાય જો તું અત્તર વેચનારની પાસ,
તો પામશે તન ત્હારૂં ત્યાં અત્તરનોજ વાસ.
પણ ફરે જો તું કોયલા વેચનારની સાથ,
તો ભરશે સિહા રંગથી તન મ્હો ને હાથ.

* * *

## અવિનાશી આશા:—

The reins of health are in the hands of sickness; the head of safety is beneath the wing of danger; the door of security is veiled by the curtain of fear. Therefore, in sickness, or fear, do not despair of the reverse.

સમજણ:—તનદરોસ્તીની લગામ માંદગીના હાથમાં છે; સલામતીનું સર જોખમની પાંખ હેઠળ છે; નિર્ભયપણાનું બારણું ભયના પરદાથી ઢંકાયલું છે. માટે, માંદગી, જોખમ, અને ભય આવે ત્યારે તે પાછાં જશે નહિ એવા વિચારથી નિરાશ ન થવું.

દોહરો.

આશા જાણો અમ્મર છે, અખંડ ને અવિનાશ;
રાખે મરતો માનવી, પણ જીવ્યાની આશ.

આશા બળવાન છે. તેની શકિત ઉમદા છે. આશાના આશન ઉપર આરામ લેનાર ઇસમ પોતાનાં દુ:ખનો દર્યાવ આશાનીથી તરીને શાંતિને કિનારે આવી ઉતરે છે. આશા વિનાનું કોઇબી આદમી હોતું નથી. ખુદ કુદરતનો ખાવિંદ કિરતારબી ઉમેદ રાખે છે કે

તેના બંદાઓ નેકીની રાહે ચાલી તેની મારફતે ભલી હેદાયત ચાહતા રહે! આશા ઉમેદ હુતી તો આદમી નિરાશામાં નખાઈ જાય છે." આશાનું આબે હૈયાત જીંદગીને જાગૃત રાખે છે તે તું વાંચકને ખબર ન હોય તો, જા, જઇને પુછ, લડાઇનાં મ્યદાનમાં જતા પેલા બાહદુર જવાનની માશુકને! જા, જઇને પુછ, પોતાની તમામ માલમિલકત ગુમાવી બેઠેલા જુગારીને! જા, જઇને પુછ, પરદેશ નિકળી ગયલા એક ગુસ્સાબાજ દિકરાની બુઝોર્ગ લાઇલાજ માતાને! જા, જઇને પુછ, અકેક રોટીના ટુકડા માટે ટળવળતા મિસ્કીનને! વ્હાલા વાંચનાર, ત્હારે કાજે બોલીદરાજ બેરાદર ખરશેદજી જ. વહાડીઆ સેવકની બ્હારે વધુ વદે છે કે, જો પેલું નિર્દોષ બાળક કેવું ખુશીમાં રમે છે? તેની વર્ષગાંઠને દિને નવો "કોકો" પહેરવાની તેનાં નાનકડાં જીગરમાં આશા શું ઘર ઘાલતી નથી? જો પેલું બીજુું ભુળકું કેમ આશામાં ખેલે છે—વધતી જતી વય સાથ તેની ઉમેદ કેમ ખિલે છે? જો પેલો જુવાનીમાં ઉછરતો તરૂણ તુરંગી આશાઓમાં કેવો ચકચુર બેઠો છે? જો પેલી રંગિલી નાર ઉમેદની ઉછળતી છાતીએ કેવી આશામાં પોતાના દિવસ ગાળે છે? જો પેલું દુનયવી મોહમાયામાં લપેટાયલું ઉધરતું આદમ એકસો આશામાં કેવું ઢળતું ને ઉડતું, ખિળતું ને કરમાતું, આપણી દ્રષ્ટિએ પડે છે? જો પેલી કમનસિબ વિધવા આંખમાં આંસુઓ સાથે દુ:ખના ગમગિન દિવસો કેવી કેવી આશાઓમાં પસાર કરતી માંદગીને બિછાને પડી છે? જો પેલો કંગાળ માણુસ ચિંતાતુર ચહેરે પોતાનાં પેટનાં પોષણુ અર્થે કેવી આતુર આશામાં પોતાનો વખ્ત કાપે છે? જો પેલો ઈલ્મ—હુન્નરનો આશક (Scientist) પોતાની પ્રયોગશાળા (Laboratory) માં કાંઈ નવી શોધ કરતો કેવી

આશામાં ગુંટાયો છે? જો પેલો અભ્યાસમાં ચકચુર થયલો વિદ્યાર્થિ પરિક્ષા પસાર કરવાની આશામાં કેવો આમથી તેમ ફરે છે? જો પેલો વૅપારી પોતાનાં ખિસાં તર કરવાની કેવી મતલબી આશાવંત હાલતે બેઠો છે? જો પેલો પરમાર્થિ પુરૂષ પારકાંઓનું ભલું કરવાની ધારણામાં કેવી નેક આશા પોતાનાં જીગરમાં પેદા કરે છે? બાળકથી તે બુઝોર્ગ તૃલિક, બોથડથી તે બાહોશ લગી, જન્મથી તે મરણ સૂધી, આશા કેમ કાર્ય કરી રહી છે તેનો પુરેપુરો ચિતાર કોણ આપી શકે? માન, માયા, શરિર, એ બધાં આયંદે આખર થવાનાં, પણ આશા ઉમેદનો કદિ અંત આવનાર નથી!

દુહો.

માન મરે માયા મરે, મર મર જાત શરિર;
આશા તૃષ્ણા ના મરે, કહ ગયે દાસ કબિર.

*　　　　*　　　　*

## રામ રાખે તેને કોણ ચાખે?—

બેત.

ચુ બખશાયશે પાક યઝદાં બુવદ,
દમે આતશ વ આબ એકશાં બુવદ.

(શાહનામું.)

કિરતારની મદદ યા પનાહ કોઈ ઉપર રહે છે ત્યારે, તે માણસને જો તમો એક બળતી ભઠ્ઠીમાં ફેંકો, અથવા તો દરિઆના પેટામાં નાખો, તોએ તે બંનેનો દમ એકસર્ખો છે. (તેમાંબી તે અનામત ને સલામત રહેશે.)

આગળ ચંદ્રહાસ નામનો એક રાજા કિસમતની કમનસિબીથી પોતાનું રાજ ગુમાવી દુઃખી થઈ એક શખ્સને ત્યાં નોકર રહ્યો હતો. તે શખ્સની પુત્રી વિષા તેના ગુણ જોઈ આશક પડી ગઈ. આ વાત તેણીના બાપે જાણી ત્યારે ક્રોધે ચઢી તેણે ચંદ્રહાસને પાણેચું પકડાવ્યું. અમુક દેશમાં તે શખ્સ સાથ ચંદ્રહાસનો પાછો મેળાપ થતાં તેનો ક્રોધાગ્નિ પાછો સળગ્યો, પણ ક્રોધને કાબુમાં રાખી ચોક્કસ કામ બાબત તેણે ચંદ્રહાસને પત્ર આપી પોતાના પુત્ર પાસે મોકલ્યો. તે પત્રમાં લખ્યું હતું કે, "આ શખ્સને કાંઇપણ વખ્ત ગાળ્યા વગર એકદમ વિષ (Poison) આપજે." ચંદ્રહાસ પાસેથી ઍતેફાક તે કાગળ વિષાને પ્રથમ મળ્યો. વિષાએ વિચાર કર્યો કે, "પિતાશ્રીએ મારે માટે આ વર આખરે કબુલ રાખેલો જણાય છે. એવા ચતુર પુરૂષને વિષ કેમ અપાવે? મને પોતાનેજ કન્યાદાનમાં આપવા લખ્યું હશે! માત્ર એક કા'નો લખવા ભૂલી ગયલા લાગે છે." વિષને બદલે વિષા જોઇએ કરી, તે બાળાએ એક કા'નો ઉમેરી દીધો. તેણીના ભાઇના હાથમાં તે પત્ર આવતાંજ મુહુર્ત જોયા વગર પિતાની આજ્ઞા(!)ને માન આપી પોતાની બેહેન વિષાને તેની સાથે પરણાવી દીધી. આ મુજબ ચંદ્રહાસ મોતમાંથી સામો માનમાં આવ્યો! બાપ ઘર પ્હોંચતાં કિસમતને હાય દઈ રોયો. આપણે તેનાં દુઃખપર ડાહમ દઇશું નહિ, મગર એટલા શબ્દો તેના મુખમાં મુકીશું કે—

**દોહરો.**

હોય જેપર રામનીજ બક્ષેષ ને પનાહ,  
નહિ થશે તે આગ કે પાતાળમાં ફના.

*   *   *

## ચિતા કરતાં ચિંતા કઠણઃ—

### કુંડળીઆ.

ચિંતા જ્વાલ શરિર બન, દાબા લગી લગી જાય;
પ્રગટ ધુંવા ન દેખીએ, ઉર અંતર ધુંધુંવાય.
ઉર અંતર ધુંધુંવાય, જલે જ્યોં કાચકી ભઠ્ઠી;
જર ગો લોહુ માંસ, રહ ગઈ હાડકી ટઠ્ઠી.
કહે ગિરધર કવિરાય, સુનો હો મેરા મિન્તા;
વો નર કયસે જીએ, જાહી તન વ્યાપે ચિંતા?

**સમજણઃ**—ચિંતારૂપી જવાળા (અગ્નિ) દાવાનળ (જંગલમાં લાગતી આગ) ની માફક ફેલાઇને શરિરને બાળી નાખે છે; વળી ચિંતાની અગ્નિ એવી છે કે, આગ અને દાવાનળનો તો ધુંવાડો દેખાય છે, પણ ચિંતારૂપી અગ્નિનો ધુંવાડો પણ જણાતો નથી. એ અગ્નિથી છાતીનું અંતર (દિલ) ધુંધવાઇને બળ્યા કરે છે, જાણે કાચની ભઠ્ઠી સળગેલી હોય તે પ્રમાણે તે બળે છે; શરિરમાંનું લોહિ અને માંસ બધું બળી જાય છે, અને માત્ર હાડકાંની ટઠ્ઠી (હાડપિંજર) રહી જાય છે. કવિ ગિરધર કહે છે કે, મારા મિત્રો સાંભળો! જેનાં શરિરમાં ચિંતા વ્યાપે તે કેવી રીતે જીવી શકે?

કોઇબી જાતની સખ્તી અથવા કોઇબી જાતની વિપ્તી અને બદબખ્તીના વખ્તમાં બબડવાને તથા નિરાશાનો દમ મારવાને દાનાવ લોકો મના કરી ગયા છે તે ઘણુંજ વાજબી છે. સબબ, તેવી વિપ્તીનો કાંઇ ઇલાજ નહિ હોય, ત્યારે પેલું બબડવાનું તથા નિરાશ થઇને પોતાનાં તનમનને ઇજા કરવાનું કામ તદનજ નકામું બલ્કે ઑર વધારે પિડા ઉપજાવનારૂં થઈ પડે છે. પણ જ્યારે તેનો જરાએ

રસ્તો થઈ શકે તેવું હોય, ત્યારે ધિરજ ને સબ્ર રાખવાથીજ ધારેલી ઉમેદ બર આવે છે. નિરાશા તથા બબડાટ તથા ગભરાટમાં પડવાથી ખરો ઇલાજ થઈ શકતો નથી, પણ સંકટ સામું વધે છે.

*        *        *

## પ્રલોભક પ્રશ્નોતરઃ—

**સવાલ.**

દુનિયા કેવી દ્રવ્ય વિન, સુખી કોણનું ઘેર !
ગળ્યું ગૉળથી શું કહો, કઈ જીભલીમાં ઝેર ?

(દાદી તારાપોરવાળા.)

**જવાબ.**

દ્રવ્ય વિના દુનિયા દિસે, ખારી રેતીનું ક્ષેત્ર;
સંપતણું ઘર સુખી સદા,—આવે નિર્મળ નેત્ર.
ગળી ગૉળથી ગર્જ છે, સાકર કરતાં શ્રેષ્ટ;
દૂર્જન જીભે ઝેર છે, કાલ કૂટથી નેષ્ટ.

(ગણપતરામ રાજારામ.)

*        *        *

## જરથોશ્તી જવાહિરોઃ—

અય અહુરમઝદ! તુંને હું ઘણોજ પસંદ કરૂં છું, સબબ કે ત્હારી હરવેસ્પ આગાહ અકકલના વિચારની મારફતે રાસ્તી ફર્માવે છે કે ખરૂં અખત્યાર કરવું, જેથી ત્હારી આ દિનને અય અહુરમઝદ! હમો આશકારા કરવાને શક્તિવાન થઇએ.

અય અહુરમઝદ! જે કોઈ આ માજદયસ્ની જરથોસ્તી દિનને નેક મશ્નીથી શ્રેષ્ટ ગણે છે તે શખ્સ પોતેજ ગોયા ખરી ન્યામત તથા આબાદી છે.

સંપૂર્ણ મનસ્નીને ચાહતો માણસ પોતે પોતાનાં ડહાપણ, સારા સખુન, તથા નેક કામથી દુનિયાને આબાદી કરનાર હોય છે. તેની દિનદારીને લીધે અહુરમઝદે તેને આબાદાની આપનારી અને સુખી કરનારી રાસ્તી તથા તેની નેક નૈયતને લીધે પવિત્ર સત્તા આપેલી હોય છે. એ ભલા આશિર્વાદ યાને નેકબખ્તીના માર્ગ ઉપર હાંસલ થતી રાસ્તી અને રૂડી સત્તા મને પણ મળો એવી હું તે સાહેબ પાસે દુવા ગુજારૂં છું.

(સ્પેન્તોમદ ગાથા.)

*　　　*　　　*

## ભંગુર અબળાઇ ભપકો:—

Give me a form, give me a face,
That lend simplicity and grace.
Robes loosely flowing, hair as free,-
Such sweet neglect more taketh me
Than all the adulteries of art;
They strike mine eyes, but not mine heart!

આજે જ્યારે આપણી કેટલિક બહેનો પોતાને ખુબસુરતમાં ખપાવવાનાં તરેહવાર નકલી અવત્યાં મારે છે ત્યારે, તેથી ઉલટીજ રવેશે એક ઇંગ્રેજ બાનુ અર્જ ગુજારે છે કે, "ઓ ખુદા! મારાં શરિરની બાંધણી તથા ચહેરાનો ધાટ એવો આપ કે જેમાં સાદાઈ અને અસિલપણાંનો અંશ સમાયલો હોય. કપડાં તંગ નહિ પણ એક સ્ત્રી તરીકેની મારી મર્યાદા જળવાય એટલાં ધિલાં રાખ, અને મારાં માથાંના બાળ પુર જથામાં આપ. બાહેરથી લોકોની આંખ આંજી નાખનારા બનાવતી સાજમાં સજ થઈ ફરવા કરતાં એવું

સુંદર સાદાઈપણું મને વધારે વ્હાલું થઈ પડે છે; એવો ભપકો-સપકો મારી આંખને કદાચ આકર્શણરૂપ થઇ પડે, બાકી મારાં અંત:કરણને તો નહિંજ !"

સાદાઈમાં સંસારનુ સર્વોતમ સુખ સમાયલું સમજવાને બદલે ભરમભારી ભપકામાં જાનનેશાર કરનારી કન્યાઓને આ કેવી સાબુત કડક ? સુંદર મોઘા ઝાલરઝુલરના પોશાકની ફ્રિસ્યારીએ અનહદ અવધિ કરી મરદોને કેવા ચમકાવી મુકયા છે ? પોશાકનું કામ શરિરને રૂતુના ફેરફારથી બચાવવાનુ છે તેને બદલે તકલીદી શોભન-શાભન પછવાડે પૈસો છુટથી વેરવામાં આવે છે. ગાંડી ફ્રિસ્યારીનું ખાસ લક્ષણ તેનું આંધળાપણું છે. ઇટરાતનાં એવાં અવત્યાં માર-નારાંઓને જરાએ ખ્યાલ રહેતો નથી કે તેઓનું કામ કેટલું ખોટું છે, તેઓ કેટલું અતેરૂં કરે છે, શાંત નજરે જોનારા જવાનો તેઓનાં ખૅનકૉટકથી કેવા ડગડગે છે; અને તેઓ માટે કેવું ઉલટું હલકું ઉતરતું મત બાંધે છે ! એક ઑરતનાં બદનનાં કપડાં કરતાં તેની સિલાઇ ઘણી વધારે પડે છે, કારણ તે ફૅશનના ફાંટા મુજબ સિવાડવાથી તેમાં મહેનત તથા કડાકુટ જયાદા હોય છે. તેથી એવાં કપડાંની સિલાઈ સાદાં સિવેલાં કપડાં કરતાં ત્રણ કે ચાર ગણી વધુ થઈ પડે છે. તવંગરોને એટલો ખર્ચ પોસાઈ જાય છે; પણ તેઓની પાછળ વાંસ ફરે તો હાલ્લું ન જડે, કે આટા તોલ ઠીકરી ઝળતી હય, કે ઑર લાયા ઑર પકાયા, કે ઉપર ઉપરકી ટિપટૉપ ઑર ભિતરકી બાત ભગવાનજી જાણે જેવા વર્ગની કન્યાઓ ટણાઈ ઘસડાઇને જુવાનોને પુરો પકકો નિશ્ચય કરવાને દોરવે છે કે ફૅશનની ફ્રિસ્યારીના જીવપર જોરાવરી કરનારા સ્ત્રી ખર્ચને પુગી વળવાને સારૂ તેઓને **રીતની ભીખ**ની ભારે અગત છે !

કેટલાંક વર્ષની વાતપર ઇંગ્લંડના બડેખાંઓમાં ઘણા જાણીતા ને માનીતા થઈ પડેલા **મી૦ જૅક સ્પેનસર** નામના ગૃહસ્થની પોશાકવાળી વાત, ગરીબોને ખરાબીના ખડક તરફ કેમ ઘસડી જાય • છે તેનો ખરો ચિતાર આપે છે. તે નવે દહાડે નવી ફૅશન કહાડી લોકોને ગાંડાં ઘેલાં બનાવવામાં, ને કાચ્ચા દિવાળાં ફુંકાવવામાં, પ્રખ્યાતી પામ્યો હતો. એક દહાડે તેણે પોતાના એક મિત્રને કહ્યું કે, "બીજાં કશાંને માટે કાંઈ જણાવવાને હું અશકત છું, પરંતુ ફૅશનની બાબતમાં હું ભવિષ ભાખું છું કે મોટે ખાંચરેના ફૅશનબાજ નરનારીઓ કાંઈ હસવા જેવી ફૅશન પણ ફાએશ કરવા માંડે તો, ગાદર્યા પ્રવાહની માફક તેમની ટાણે લોકો લાગળાં ટણાવા લાગશે, ને સંસારને નાહક દુઃખી બનાવશે." બાજુમાં ઉભેલા એક બીજા મિત્રનાં ધ્યાનમાં આ વાત ઉતરી નહિ. આથી **મી૦ સ્પેનસરે** પોતેજ લોકોને ઘણુચકકર બનાવવાનું બીડું ઝડપ્યું, અને બધાંને પોતાની પુઠે ચલાવવાની ખાતરી આપી. તોએ આ બીજા મિત્રએ ટાહુકો પુર્યો કે, "એમાં શક નહિ, જૅક! મોહલ્લામાં છોકરાંઓ તું કહે છે તેમ તારી પુઠે ચાલશેજ, ને તારા એવા કઢંગા પોશાકની ઠઠ્ઠા મશ્કેરી કરશેજ !" બાદ **મી૦ સ્પેનસર** એક અતી કિમતી સૉનેરી ઝાલરવાળો મખમલી ઝભ્ભો પહેરી નવી ફૅશન તરફ ઘણાજ મરી ફિટનારા ઇસમો વચ્ચે, અને જુદી જુદી ફૅશન જાણવાની જીજ્ઞાસા ધરાવનારા દુકાનદારો વચ્ચે, તેઓનું ખાસ લક્ષ ખેંચવા ધિમે ધિમે ફરવા લાગ્યો. પરિણામમાં કાપડીઆઓએ **મી૦ સ્પેનસરના** જેવાજ ઝભ્ભા સિવવા માંડયા, અને ટુંક સમયમાં ફકકડ ફાંકડાઓએ તેઓને બહોળી કમાણી કરાવી **મી૦ સ્પેનસરની** નકલ કરવા માંડી. **મી૦ સ્પેનસરનો** હુર્યો થતો તો રહી ગયો, અને તેઓજ

ગધેડા બન્યા! તેણે તે ઝભ્ભો થોડાજ અરસામાં ત્યાગ કર્યો, પણ ખાલી ખિસાના અક્કડફુસ ફૅશકી જુવાનોમાં તે લાંબો વખ્ત જારૂજ રહ્યો. તેની એવી તો બીજી ઘણી ફૅશનોએ મુફલેપ માબાપોને ઠાર માર્યાં હતાં! ખર્ચાળુ ડગલા, પાતલુન, સાડી, બંદી, બુટ, અને દર દાગીનાના આંકડા ચુકવતી વેળાએ આપણા તરફનાં પણ ઘણાં ઘરની શાન્તિ ને સંપ સુલેહમાં ખલલ થતી આપણુ નથી કયાં અનુભવતા?

એક રાજાએ પોતાના એક અધિકારીને ચોકકસ સબબસર બંદીખાને પુર્યો. તે ઓધેદારની દીકરી તદન સાદી, ગુણવંત, જ્ઞાની, ને ધર્મિ હોવાથી, પોતાના પેદરને મુસિબતમાંથી મોકળો કરવા કિરતારને શબોશામ અર્જ ગુજારતી હતી. એક રાત્રે શાહજાદો સાદા લેબાશમાં શેહેરમાં લટાર મારવા નિકળ્યો ત્યારે તેની નજર આ અબળા ઉપર પડી જેની સ્તુતી ગવાતી તેણે બહુવાર સાંભળી હતી. તે જોય છે તો તેણી મકાનની બારી બાહેર પોતાનું સુંદર સર ઉંચું ધરી દયામણા અવાજે એકચિતે કાંઇ બબડાટ (!) કરતી હતી. તેની આંખમાંથી ટપકવા લાગેલાં નવધાર આંસુ, તેની તાખ્મી અદબઅદા, અને તેની આ એકાગૃહ ઍબાદતથી શાહજાદા ઉપર ઉંડી અસર થઈ. તે વિચાર કરતો રાજમહેલ તરફ ફર્યો, ને ગમે તે ભોગે મજકુર અધિકારીનો છુટકારો કરવાને તેણે પોતાના પિતાશ્રીને સમજાવ્યો. પિતાએ કારણ પુછતાં તે બોલ્યો, "તેની છોકરી અશ્રાફ છે એવી મારી ખાતરી થઈ ચુકેલી હોવાથી તેને વરવાની મારી મરજી છે." "કદાચ તારાં મસ્તકનાં મિજાગરાં અળગાં થઈ ગયાં હશે!" ખફા થયલા પિતાએ શંકા બતાવી. તો તુરત જવાબ મળ્યો જે, "મારા પ્યારા પાલણહાર, મારી અકકલ સાબુત

સલામત છે. હું હોંશ ફરામોશ કરી બેઠો નથી. તે બાદશાહી ખાનદાનની નથી એ વાત ખરી, તથાપિ તેની રગોમાં ઉંચ અમિરી લોહિ ઉછાળો મારતું હોવાથી તે મારો સંસાર નિસંદેહ સુખી કરશે." પિતાએ કહ્યું, "ખ્યર! મારા અમુક પ્રશ્નના અગર તે અકકલપસંદ ઉત્તર આપશે તો મારી વહુ થવાને તે વગર તકરારે લાયક લેખાશે." બાદ રાજાએ તેણીને તેડાવીને નિચલો વિવાદ ચલાવ્યો.

"તેં આ દુનિયામાં શા સારૂ જન્મ લીધો છે?"

"મારી ફર્જ બરાબર બજાવવા, શેહેનશાહ સરફરાઝ!"

"સઉથી શ્રેષ્ટ સુખ શામાં?"

"એક ભલા ભરથારના ચાહમાં!"

"ભરથારના ચાહથી ઉતરતી વ્હાલી ચિજ તું કઈ લેખે છે?"

"સાદાઈ."

"ત્યારે તદન ખાલી ચિજ?"

"ઍશકી ફાંકડાઈ."

"તારી પાસે જરનું જોર હોય તો કાં નહિ ભપકો કરે?"

"ના! માતબરોની મોહકાણમાં મુફલેસોનો મરો થાય છે."

"સઉથી માનાધિકારી માનવ કોણ?"

"જેણે કિરતારની કિમ્મત આંકી તે."

"દિલસોઝ દિલબરનો ઍલ્કાબ કોણને મળે?"

"જેણીએ પોતાનાં માતાપિતાની પવિત્ર કુખને દિપાવી તેને."

"તું ધારે છે કે મારો બેટો એક ભલો ભરથાર નિવડશે?"

"એ તો સૉનું જોઇએ કસીને, ને માણુસ જોઇએ વસીને!"

છત્રપતીએ આશ્રિન પોકારી તેણીને કહ્યું, "મ્હારો દિકરો ત્હારા ઉપર પ્રસન્ન છે એટલે તેનો હાથ આ શુભ ઘડીએ ત્હારા હાથમાં મુકતાં મને આનંદ થાય છે. મેં તો તને ફકત આજે પિછાની છે, પણ મ્હારો સપુત મ્હારી સાથે વર્ષોનો વસવાત કરતો હોવાથી તે ભલો ભરથાર થઈ પડશે તેની તને અંગત જામિનગીરી આપું છું." તેના બાપને પણ બંદીખાનેથી છોડવામાં આવ્યો. રાજાના દિકરાએ ખુબસુરતી, પદવી, કે પૈસા નહિ ગણુકારતાં, તેણીની ભલી ભાવના તેમજ સાદાઇને સરદારી આપી, પરસ્પર લગ્ન કરી, તે દૉલતથી દિપતો ને હોરમતથી હસ્તો રહ્યો. ધન્ય છે એવી કુળિન કાન્તાને! વાહ વાહ પોકારે છે, ચગોર ચશમના એવા ખશમ માટે, લેખકોની કલમ!! કહો ત્યારે કે, સાદાઈથી ઘર સંસાર નિભાવનારી એક સદગુણી સકુમાર શિખેલી સાહેબજાદી મોહરદાર દાખલ મળતી હોય તો, કયો વિચારશીળ વિર તેને વરવાને બિચકી ખાય? બાકી બાહેરના દેખાવથી ઉઠાવ વહેલો થવાની વકી કન્યાઓ રાખશે તો સુઝમાં રોજા ખોલશે-ખિચડી પાટિઆમાંથી પણ સર્યામ રવડી જશે! ચૉપાસની મોહિનીજ સંસાર મોંઘો બનાવે છે! સાદાઇમાં સુખ છે-સાદાઇમાં શોભા છે! ફેશનદેવીથી તો પ્રજાઓની પ્રજા ખાખાવરખી થઈ ગઈ છે. સંસારને સુખી બનાવવા સારૂ એક બાનુનો પહેરવેશ કેવી કિસમનો હોવો જોઇએ તેનું ટરટુલ્યનના એક ગૃંથમાં આ મુજબ વર્ણન છે. "રે બાઈ, સાદાઇને તારા ચેહેરાની સુફેદી ગણ, અને પતિવૃતને તે સુફેદી ઉપરનો ગુલાબી રતાશ બનવા દે. તારાં ભવાંને શર્માળપણાનો પોશાક પહેરાવ, તારા હાથને શ્યાણપદ અને ગંભિરાઇનાં લુગડાંથી ઢાંક, તથા સદબોધરૂપી ઍરિંગ તારા કાનમાં લટકાવ. તારા ધણીની તાબેદારી તારૂં સર્વથી ઉત્તમ ઘરેણું છે. તારા હાથ સંસારી

કામની કરકસરમાં રોકેલા રાખ, તારા પગ તારા ઘરના દરવાજા અંદર રહેવા દે, અને તારા ઝબ્ભા પવિત્રાઇના શણ વડે ગુંઠાવેલા, સચ્ચાઇના રેશમથી મઢાવેલા, તથા પતિવૃતના રાતા ભુરા રંગથી રંગેલા બનાવ. આમ કરવાથી તું તારો સંસાર સુખીજ કરી શકશે!"

### ચોપાઇ.

ઉત્તમમાં ઉત્તમ સાદાઈ—સાદાઈની છે સરસાઈ!
ખુબસુરતીનું એ ખેંચાણ—સાદાનેઇ શ્રેષ્ટ તું માન!
મોંઘું તેજ ન હોય શોભિત—સોંઘું પણ સારૂં ખચિત!
ભપકાનો તો ફોકટ સાર—એજ ખરો છે સ્ત્રી શણગાર!
છોડી દઈ સઉ બાકી ખ્યાલ—મિનોઇની લઇએ સંભાળ!
નેકીની સાડીઓ લાવ—નીતિની કોરો સંધાવ!
સદગુણના બ્લાઉઝ સિવરાવ—સાચતણા બટન ટંકાવ!
જ્ઞાનતણો પહેરી લે હાર—એજ ખરો છે સ્ત્રી શણગાર!
સાલેસાઇનો સદરો પહેર—શોભી રહેશે તું ચોમેર!
કુશ્તી ભકિતનીજ વિંટાળ—દફે થાય દુઃખ ને જંજાળ!
લઈ સંપનું કિમતી બ્રશ—કુસંપની ધુળ કર દૂર બસ!
રાજી છે તેમાં કિરતાર—એજ ખરો છે સ્ત્રી શણગાર!
સ્વમાનનું સોનું સંઘરી—બનાવ સાંકળી ને બાંગરી!
દયાતણી બુટ્ટી બંધાવ—મયાતણા હિરા પોવરાવ!
ધર્મમોતીની બનાવી શેર—અહુરમઝદની માળા પહેર!
ડહાપણનાં ચિતલ લે ચાર—એજ છે હુયરત સ્ત્રી શણગાર?

* * *

## સરજતની સરજોરીઃ—

ચાંદસે ચકોર ટળે, મેંઘસેભી મોર ટળે;
ચોરીસે ચોર ટળે, દિલસે દિલદાર જો.

રોગીસે રોગ ટળે, ભોગીસે ભોગ ટળે;
જોગીસે જોગ ટળે, કામીસે નાર જો.
પર્વતસે મેરૂ ટળે, ધનસે કુબેર ટળે;
દિનકાળી ફેર ટળે, હો બુરા હજાર જો.
લેકિન અય શીરી યાર, માનો એતે વાર;
ટળે નાહિ હોનેહાર, હોતે હોનેહાર જો.

કવિ ખરૂંજ કહે છે કે, ઉપલું બધું કદાચને એકેકથી છુટી જાય, પણ વિધાતામાં જે લખ્યું હોય તે તો થવાનુંજ, અને તેમાં એક રતીભાર ફેર પડવાનો નથી ! આગળા વખ્તમાં ભાટો *(Bards)* કારજ ( *Proposal for Betrothal* ) કરતી વેળા જુઠું બોલતા તો તેમનું આવી બનતું. અલંકારિક ભાષામાં તેઓ ભલે વદે, પણ ટકા ચઢાવી લબાડ પિરસતાં પકડાય કે તેમને સખ્ત સજા થતી. દક્ષણાની લાલચે એક ભાટ અમુક રજવાડામાં કોઈ કુંવરીનું માગું કરવા ગયો, ને કુંવરનું વર્ણન રાજા આગળ ડીંગળી કાવ્યમાં આ પ્રમાણે કર્યું.

રાજ હૈ, રાજન હૈ, સીરપે એક ચંદ હૈ, એક નયનસે જોત હૈ.
( જમણો હાથ લાંબો કરી દાનેશ્વરીનાં ચિન્હ બતાવતાં )
એક હાથ યું હૈ.
( ડાબો હાથ લાંબો કરી તરવારનો ઘા કરતો હોય તેવા હાવભાવથી )
એક હાથ યું હૈ.
ધર્તિપે પાવ ધરત નાહિ, જમિસે અધર ચલત હૈ, ઐસો એક મહારાજ હૈ.

રાજા સમજ્યો કે જેનું માગું કરવામાં આવે છે તે રાજા છે, રાજપુત્ર છે, તેનાં માથાં ઉપર ચંદ્ર છે એટલે તે ચક્રવર્ધી રાજા છે,

પ્રજાપર સમાન નજરે જોનારો ન્યાઈ છે, અકકલમંદ છે, શુરવિર છે, અને દેવતાની માફક જમિનપર પગ ન મુકતાં અળગ ચાલે છે. આથી એવા એક પ્રતાપી મહારાજનાં વતન વિગેરેની ખબર પુછી પોતાની પુત્રીને તેની સાથ અદરાવી. પાછળથી માલમ પડયું કે રાજકુંવર તો શારીરીક ખોડખાપણથી ભરેલો હતો. રાજાએ ભાટને પકડી મંગાવતાં તે બોલ્યો, "મહારાજ, મેં એકુએ અક્ષર ખોટો કહ્યો નથી! જુઓ કે માથાંપર ચંદ એટલે ચાંદુ છે. એકજ આંખે જુવે છે એટલે કાંનો છે. મેં ઈસારા કરી બતાવ્યા જેવાજ તેના હાથ લુલા છે. તેના બંને પગ રહી ગયલા હોવાથી તેને ઉપાડીને રથમાં બેસાડવામાં આવે ત્યારે તે બાહેર જઈ શકે છે તેથી મેં કહ્યું કે, ધર્તિપર તે પગ મુકતો નથી, ને અધરજ ચાલે છે." બધું બીજી રીતે સમજવાનું રાજાએ કબુલ કીધું, અને પુત્રીનાં નસિબનો દોષ કહાડી ભાટને તેની કાવ્ય–ચતુરાઈ માટે (દારમછાળનું) ઈનામ આપી વિદાય કર્યો.

નસિબમાં લખેલું હશે તે થયું,
થવાનું તે થઇને વિટી પણ ગયું.
ન બનવાને લાયક તે બન્યું બેડર,
ન રહી સમજ કે ન રહી કઈ સબર.
ન ભાટ, મગર એ ખુદા રૂઠયો,
જમુન કોઈ ગુનાહનો એ દંડ મુકયો.
ખરાબી, નુકસાની થઈ ચુકી તમામ,
છુટી હાથથી તેજ ઘોડાની લગામ.

*　　　*　　　*

## પારસી પૈસાની બિનજરૂરી બરબાદી:—

The flow of Parsi charity has always been vigorous, but it has not always run in the proper direction. I think that the time has come for a more systematic organisation of these charities.

(*Lord Sydenham.*)

સમજણ:—પારસી સખાવતનો ઝહરો સદા ધોધમાર વહે છે, પણ તે હમેશ આબાદ દિશાએ દોડતો નથી. હું ધારૂં છું કે હવે વખ્ત આવી લાગ્યો છે કે જ્યારે આ સખાવતોનું એક વધુ નિયમસરનું બંધારણ કરવું જોઇએ.

જરથોસ્તીઓનું બીજું નામ સખાવત છે. બાળકોને ધર્મનો પહેલો પાઠ શિખવતાં "યથા અહુ• વેરીઓ" ભણાવવામાં આવે છે. આ પવિત્ર કલામ બચપણથીજ બોધ આપે છે કે, તંગદસ્તને મદદગાર થવું. સખી તબેહના જરથોસ્તી ધનવાનો દર વર્ષ લખ્ખો રૂપ્યા ગરીબ લાચાર હમદીનોનાં ભલાં અર્થે કહાડી આપ્યા જાય છે, પરંતુ બહુ દિલગીરી સાથે જણાવવું પડે છે કે એવી બાદશાહી બક્ષેશોનો ઉપયોગ ઘણીવાર અસ્થાને અવિચારપણે આંખ મિંચીને થાય છે. ઘણું લંબાણ થવાનો સાબુત સંભવ હોવાથી ગાહમ્બારનાં ખાણાં પછવાડે પૈસો કેવો બેહદ બરબાદ જાય છે તેનીજ ફકત ઉાં ઉડતી તપાસ લઇશું. એવું સાંભળી વાંચકો ચમકશે નહિ કે લગભગ વીસ લાખ રૂપ્યાની ગંજાવર રકમ ગાહમ્બાર ફંડોનાં નામ હેઠળ મુંબઇની પારસી પંચાએત પાસે પડી રહી છે। તેની આવકમાંથી દર સાલ બપોરનાં થોડાં ખાણાં ખવાડમાંજ ખરૂં પુણ હાંસલ થયલું

સમજવામાં આવે છે. ગાહમ્બારનાં બીજાં ખાનગી જમણ થાય છે તે જુદાં! આ ખાણાં ચાલુ કરનાર વડીલોની મુળ મકસદ ધાર્મિક અગત્યતા જાળવી રાખવાની, ગરીબ અને ત્વંગરોને એક સુફરે બેસાડી એકેકના સમાગમમાં લાવી એકસંપ એખલાસ ને એકદિલી વધારવાની, તથા મુફલેસોને રાહત આપવાની હતી તેમાં તો કાંઈ શક નથી. પણ પારસી જેવી સુધરેલી અને આગળ વધેલી કોમને ઈંચેઈંચ ઍબ લગાડનારા, સફાઈ-સુઘડાઈ વગરના જે ગ્યરબંદોબસ્તથી કાંઈ વખ્ત થયો આ ખાણાં થાય છે તે તરફ જોતાં તેમનો મોતેબર હેતુ બિલકુલ બર આવતો નથી. આગળો હિંગામ હાલના જેવો બિકટ યા બારીક ન હતો, એટલે તે વખ્તનાં માન મહલાજા ભરેલાં ગાહમ્બારનાં ખાણાં પાછળ ખર્ચાતા પૈસા વિરૂદ્ધ ઝાઝું લક્ષ અપાતું હતું નહિ. લેકિન હાલના જમાનામાં ગુજરાન ચલાવવાનાં સાધનોની જે મહા મુસિબતોમાંથી મોહતાજમંદ પારસીઓ પસાર થાય છે તે ધ્યાનમાં લેતાં એવાં ફુવડ હૉચપૉચ જમણ પછવાડે નાણાં બરબાદ કરવામાં દિનદારી કે ડહાપણ કશું નથી! પારસી પૈસાની બરબાદીની સુજ્ઞ સજ્જનો નહિ સહન કરી શકે એવી આ એક જાહેર નાલેશી છે. ગરીબોને ધાનનાં ઢેફાંના ડબુસા મારવાની કામચલાઉ સગવડ આપવા કરતાં તેમને કાયમી મુસ્તકીમ મદદની ઑર અગત છે. વર્ષમાં પાંચ છ વાર માત્ર સવારે સેંકડો રૂપ્યાના સુંઇઆ જેવા કાચ્ચા પાકકા ચાવળદાળનાં ડોહચાણનાં સૂફિયાણાં ખાણાં કરવાથી ગરીબોની કંગાલ્યત હરગેજ ફિટનાર નથી. એવાં ખાણાં ગરીબોને ભુખમરાનાં સંકટમાં સપડાતાં અટકાવતાં નથી. તેના વગર ગરીબો ભુખાંડાંસ બેસી રહેવાનાં નથી. બીજા દહાડાઓ તો રહ્યા, પણ ખાણાંનાજ દિવસે રાતનાં ભોજન માટે ગરીબો કયા અલાહીબાગમાં

ઉતરી પડે છે ? બાઈ બાવરાંઓને એક વખ્ત પણ કોણ જમાડે છે ? એ પ્રકારનું અન્નદાન હાલની હાજતો અને સમયને બરનું નથી. એવાં સંજોગ વચ્ચે ગાહમ્બાર ફંડોની અસલ રકમ વ્યાજે રોકી તેની આવકમાંથી ગરીબોને સસ્તા દરે બારે માસ કાચ્ચું અનાજ આપવાની ગોઠવણ કરવામાં આવે તો તેમાં વધુ સવાબ લાગે. એવા બંદોબસ્તથી નિર્દોષ બાળબચ્ચાંઓના હાડપિંજર અવતારમાં થોડે અંશે વટિક આવકારદાયક ફેરફાર થાય, અને તેમાંજ કોમનો વધતામાં વધતો લાભ સચવાય ! તેવાં ફંડને બને એટલાં સંગિન બનાવવાનાં કામમાં દરેક દયાળુ જરથોસ્તી પોતાનો અદના ફાળો સરઅવસરે આપ્યો જશે. આગળા દુકાળના વખ્તમાં પંચાએત તરફથી ખોલવામાં આવેલી સસ્તા અનાજની દુકાનોપર કેવો જંગી દરોડો પડયો હતો તે તો એક જાણીતી વાત છે. ભલે તમો ગાહમ્બારનાં જશનો અને ક્રિયાઓ કરો ! ખરો મુજીબ તેની આડે આવે !! પણ તે સાથે ગરીબોની આંતરડીની પુરેપુરી દુવા લેવાનો માર્ગ વટિક આગળ વધતા અવસરને અનુસરતો લેતા જાઓ ! એક સખાવતનો વાજબી ઉપયોગ થાય તે વખાણવાજોગ છે, પણ સખાવત કરવાને ખાતર નાણાં નાહક વેરી નાંખવાં લાજમ નથી. જે સખાવતમાંથી કોમના અમુક લાયક ભાગને કાંઇ ધરખમ અને જાથુકનો લાભ મળે તેજ સખાવત સ્તુતીપાત્ર છે ! પારસી પત્રોમાં આગળ ઘણીવાર ઉપલી દરોબસ્ત દરખાસ્ત સેવકે પેશ કરી હતી, છતાં સમજ પડતી નથી કે તે તાતકાલિક ઉંચકી લેવામાં નફાને બદલે શું નુકશાન થનાર છે ! તોએ ખુશી થવા જોગ બિના છે કે ગાડું ધસડાય તેમ ધસડાવાને બદલે પોતાની અકકલ હુશિયારીને પ્રધાનપદ આપી નારગોળનાં કારભારી કુંદુએ પોતાને ત્યાં થતો

ગાહમ્બાર સને ૧૯૧૪નાં સાલમાં બંધ કરી તે રકમ મુફલેસ હમદીનોને મુફત દવા આપવા સારૂ ત્યાંની તાતા ઑસ્પિટલને સોંપી હતી. એજ સાલમાં ભરૂચી પારસી પંચાએતના દુરઅંદેશ ટ્રસ્ટીઓએ તીર માસના ચાર ગાહમ્બારનાં ખાણું કરવાનું માંડી વાળી માત્ર જશનો કર્યાં હતાં. વળી ત્યાંના એક જરથોસ્તીએ પોતાને ત્યાંનું ગાહમ્બારનું જમણ ન કરતાં ગાહમ્બાર પાછળ થતા ખર્ચ જેટલી રકમનું કાચ્ચું સીધ્ધું હાજતમંદોને વ્હેંચી આપ્યું હતું. મી૦ જીવનજી પટેલ નામના ગૃહસ્થે એજ સાલમાં નારગોળમાં પોતાને ત્યાંનો ગાહમ્બાર બંધ કરી રૂપ્યા પાંચ હજારની રકમ ત્યાંના ઉપર જણાવેલાં બિમારગૃહને બક્ષેશ આપી હતી. મુંબઈના કેળવાયલા પારસીઓ, આ ચગોર બાહેરગામવાશી હમદીનોની શુભ નકલ કયારે કરશે? અત્રેની પારસી પંચાએત બૉર્ડના ટ્રસ્ટી સાહેબો આ સવાલ બાબે પુખ્ત વિચાર ચલાવી પોતાના હાથ હેઠળનાં ગાહમ્બાર ફંડોનો ઉપર સુચવેલો રૂડો ઉપયોગ કરવાને માટે ન્યાયની અદાલત મારફતે સમતિનું હુકમનામું મેળવવાને હૈયાત લાગતાવળગતાઓને લલચાવશે તો તેનું પરિણામ સારૂંજ આવશે! તેઓ જેવા ઉંચી કેળવણી પામેલા અને વહેવારૂ અનુભવ ધરાવનારા બાહોશ કુનેહબાજ નરોની કિંમતી સલાહ કદી અકારત જનાર નથી. પારસીઓમાં ડૉળધાળુ હિનચુસ્તોનું ચલણ સારે નસિબે હવે ઝાઝું રહ્યું નથી, અને દરેક જણ સારાં નરસાંની પિછાન કરી તે અનુસાર અમલ કરવાની ઉલટ બતાવે છે, એટલે નેક નૈયતની અકકલપસંદ હિલચાલને ચોકકસ આવકાર મળશે! મર્હુમ જડજ સર દીનશાહ ધનજીભાઈ દાવર સનમુખ સખાવતનાં ફંડના સંબંધમાં સાંભળવામાં આવેલા સંખ્યા- બંદ મુકદમાના ચુકાદા ઉપરથી આપણે જાણ્યું છે કે અમુક ફંડની

સ્થાપના જે હાજત માટે કરવામાં આવી હોય તેવી હાજતની હવે જરૂર નહિ રહી તો કોમની સામાન્ય ખાહેશને અનુસરીને તેને વધતીમાં વધતો લાભ કરે એવાં બીજાં સખાવતનાં કામમાં તેનો ઉપયોગ કરી શકાય. જેઓને સાંભળવાને કાન ને સમજવાને ભેજું હોય તેમની સારી સમજ ઉપર આ સવાલ આપણે પાછો છોડીશું. ઉબક આવે એવાં ફુર્માસુ જમણુ જમાડવાને બદલે ગાહમ્બારની નેમ જાળવી, ક્રિયાકામને સાચવી, મેજની સાદી ચાસ્નીથી કામ લેવામાં આવે; ને વધારાની રકમ ગરીબ વિદ્યાર્થિઓને એકવાર ખવડાવવામાં, તેમને કેળવવામાં, તેમજ હાજતમંદ હમદીનોને સસ્તો અનાજ પુરો પાડવામાં વાપરવામાં આવે તો, કોઈપણ કિસમનો કચવાટ કે બબડાટ, ધર્મનું ગમે એવું આંધળું ઝનુન (Blind fanatism) ધરાવનાર ઇસમ પણ, કદી કરી શકેજ નહિ !!

* * *

## અહંકાર ત્યાં અંધકારઃ—

And am I thus to perish? Thus forlorn,
To mingle with the dust? Almighty God!
Was ever mortal born to such a fate,
A fate so sad as mine! O that I never
Had drawn the breath of life, to perish thus!

*(Rev. J. Atkinson.)*

રેવરંડ જેમ્સ ઍટકિન્સનના શબ્દોમાં અફસોસના ઉદગાર કહાડતો આ ધણી કોઇજ નહિ પણ આજથી આશરે દશ હજાર

વર્ષ ઉપર થઈ ગયલો ઈરાન સરઝમિનનો પાદશાહ જમશેદ છે. એ પાદશાહ બાબે પ્રાચિન તવારિખનવેશો કહે છે કે તે એટલો તો ભલો દાનાવ અને પાક પહરેજગાર હતો કે પેદા કરનાર પિતાનો તે ગોયા લાડિલો થઈ પડયો હતો. દુઃખદર્દ, બુઢાપો, અને મોત, એ પાદશાહે પરવરદેગારની પર્વાનગી માગી લઈ, લોકોમાંથી દફે કરી દિધાં હતાં. દિનદુશ્મનો અને દેવદરૂજોનો પરાજય કરી ગરિબોનો દાદખાહ દોસ્ત તે થઈ પડયો હતો. તેનાં રાજમાં થંડી–ગર્મિનું પ્રમાણ માફકસર રહેતું, તથા પાણી અને ઓરવરો સદા તાજાં જેવાં જોવામાં આવતાં હતાં. લોકો આ બક્ષેશોથી ખુશખુશાલ રહી તેના હકમાં રોજબરોજ નેક દુવા ગુજારતાં. પણ પાછળથી પાદશાહના મગજમાં મોટાઇ અને મગરૂરીની ધુંઈ દાખલ થઈ. પોતાને ખલ્કનો ખાવિંદ બરાબર લેખી, લોકો તેને તેમ માન આપી વર્તે, એવો તે દાવો કરવા લાગો. અસલી સાદાઇ, નમનતાઈ તથા પવિત્રાઇ તજી દઈ દુનિયાઈ અયશોઆરામ અને મૉજમજામાં લિન થઇ "હું" પણું અખત્યાર કરી નાદરૂસ્ત નારવા સખુન તેણે ઉચ્ચારવા માંડયા. પરિણામમાં યઝદાંની મેહેરબાની તેના ઉપરથી કમતી થતી ગઈ, અને જે અસલ યઝદી નુર અથવા કુદરતી ખોરેહનો ઝળકાત તેના મુખડા અને પેશાની ઉપર પ્રકાશી રહ્યો હતો તે અચબુચ નિસ્તો નાબુદ થઈ ગયો. હવે તેનાં રાજમાં અંધેર કારભાર ભેગા રૈયત તરફની નાફર્માની તથા ઝઘડા થયા, અને સેવટે ઝુઆક નામના એક નાપેકાર અરબ પાદશાહે તેની સામે લડાઇ ઉઠાવી, તેનું રાજપાટ લઇ, તેને તદન ખાખાવર્ખો ને ખુવ્હાર કરી, આખેરીએ જાનથી બેજાન કીધો. ફિરદોસી પ્રમાણે તેના ગુમરાહ શબ્દો આ મુજબ હતા.

## બેત.

હુન્નર દર જેહાંન અજ મન આમદ પીદીદ,—
ચું મન તાજવર તખ્તે શાહી કે દીદ.
જેહાંરા બખુબી મન આરાસ્તમ,
ઝે રૂયે ઝમીન રંજ મન કાસ્તમ.
ખુરો ખવાબો આરામેતાન અજ મનસ્ત,
હમાન પુશેશો કામેતાન અજ મનસ્ત.
બુઝોર્ગી વ દેહીમ વ શાહી મરાસ્ત,
કે ગુયદ ઝુજ મન કસી પાદશાહસ્ત.
બદારૂ વ દરમાન જેહાંન ગશત રાસ્ત,
કે બીમારી વ મુર્ગ કસરા ન કાસ્ત.
ઝુજ અજ મન કે બર્દાશત મુર્ગ અજ કસી,
વગર બર ઝમીન શાહા બાશદ બસી.
શુમારા ઝે મન હુશ વ જાન દર તનસ્ત,
બ મન ન ગરદદ હર કે અહેરેમનસ્ત.
ગર તો દાનીદ કે મન કરદમ ઈન,
મરા ખાન્દ બાયદ જેહાંન આફ્રીન.

આ દુનિયાના હુન્નરો સઘળા મેંજ પેદા કિધા છે, અને કોણ એવો પાદશાહ છે કે જેણે તખ્ત અને તાજને મારા જેવી જેબ આપી હોય! આ જેહાંનને ખુબીથી મેં આરાસ્તા કરેલી છે, અને દુનિયામાંથી રંજ તથા સખ્તી મેં તારાજ કરી છે. તમો જે ખોરાક ખાઓ છો, ઉંઘો છો, રાહાત—આરામ ભોગવો છો, તથા જે પોષાકો પેહરો છો, તે સઘળું મારા પ્રતાપને લીધે છે. બુઝોર્ગી, તાજ, અને પાદશાહી ખુદ મારી પોતાની કનેજ છે, અને કોણની એવી સત્તા

છે જે એમ બોલી શકે કે મારા કરતાં કોઈ બીજો પણ બાહોશ તાજદાર આ અવનિમાં છે? બિમારી અને માતને મેં દુર કર્યાં છે, તેથી દવાઈદારૂ અને એલાજોનું કોઇને હવે કશું કામકાજ પડતું નથી. આ જગતમાં જોકે ઘણા પાદશાહો છે, પરંતુ કયો એવો પાદશાહ છે કે જેણે મારી માફક મોતને બંધ કર્યું હોય? બદનમાં તમોને મળેલા હોશ અને જાન વટિક મારી પોતાની બરકતને લીધે છે, માટે જે શખ્સ મારા તરફ ખુલંદીથી નહિ જોઈ શકે તે અહેરેમન હોવો જોઇએ. અગર તમો એમ જાણો કે આ સઘળું મેંજ બર્પા કરેલું છે, તો તમોએ મને આ જેહાંનનો પેદા કરનારોજ ગણવો જોઇએ.

The world is mine, I found its properties,
The royal throne hath seen no king like me,
For I have decked the world with excellence
And fashioned earth according to my will.
From me derive your provand, ease and sleep,
Your raiment and your pleasure. Mine are greatness
And diadem and sovereignty. Whe sayeth
That there is any great king save myself?
Leechcraft hath cured the world, disease and death
Are stayed. Though kings are many who but I
Saved men from death? Ye owe me sense and life:
They who adore me not are Ahrimans.
So now that ye perceive what I have done
All hail me as the Maker of the world.

( *Messrs* Warner *Bros.* )

## ગુજરાતી બેતો.

નહી જોતો હું કોઈ મારા જેવો,
પેદા થયા છે મુજથી તમામ હુન્નરો.
આ જગમાં મુજ જેવો નર નામવર,
નથી બેઠો હરગેજ શાહી તખ્તપર.
કીધી જગને ખુબીથી મેં આરાસ્તે,
કર્યું દુનિયાનું કુળ દુઃખ બરખાસ્તે.
મારેથીજ છે ખાવું સુવું ને આરામ,
મારેથીજ છે પેહેરવું ને ઓઢવું તમામ.
મનેજ છે કુળ ઇજ્જત દમામ ને મોટાઈ,
કોણ કહેચ કે જગમાં છે બીજાની શાહી?
દવા દારૂથી કીધી જગ મેં દરૂસ્ત,
બીમારી ને મોત થયાં તેથી નાબુદ.
અગર છે આ જગમાં શાહો બેશુમાર,
કોણે આપ્યો મોતથી છુટકો ને કરાર?
છે મારેથીજ તમોમાં હોશ અને જાન,
ન પુજે મને તેને અહેરેમન માન.
એવુંજ જાણો તમો કે હુંજ છું કીરતાર,
તો ખુદા દાખલ લાવો મુજપર ઇતબાર.

(મનસુખ.)

ચારેક દાયકાની વાતપર અત્રેની "વિકટોરિઆ પિયેટ્રિકલ કંપની" એ જમશેદનો નાટક ગુજરાતી જબાનમાં તખ્તાપર રજુ કર્યો હતો

જેમાં તેના આ કિસમના અહંકારનો નિચલો નાદર ઉત્તર ઇરાનનો વડો વજીર અરજાસ્પ આપે છે.

તું રાસ્ત કરી માન એ જમાને જમશેદ,
પામ્યો છું પુરા તારા ભરમ ને ભેદ.
સાંભળ દલીલ એક, અય ખુબીવંત પદર,
ખુદા કોણ તે યાદ કર દયાળુ દાવર.
પેદાનો કરનાર જે પાક પરવરદેગાર,
હમેશગીની હસ્તીનો છે પરવરતાવનાર.
જે છે બેકિનાર, નહિ જેનો વિસતાર,
તેજ ખરો ખુદા છે, સઉનો કિરતાર.
ખુદા કરે પેદા, આદમથી નહિ થાય,
પેદા થયલી ચીજથી પેદાશ કેમ કરાય?
એક ઘાસનું તનખું, અનાજનો એક કનસ–
જો પેદા કરે આદમ, તો ખુદા હું ગણુશ.
પણ કયાં છે તે શકિત, વિચાર શાહે જેહાંન,
વળી સુન બીજી દલીલ, દઈ પુરા કાન.
ખુદા પડયો પોતે પોતાથીજ પેદા,
પણ જમશેદને તો પેદા કરનાર છે ખુદા.
તે ખરો ખુદા છે, સઉ બંદા તેના,
આદમ જો ખુદા, તો ખુદા થાય ઘણા.
જમશેદ તે જમશેદજ, તે અહુરમઝદ કહેવાય?
બાપનો બેટો બાપનો બાપ કેમ ગણાય?
વળી કર એક ત્રીજી વાતનો વિચાર,
કે ખુદાવંદ તો ખરો છે નિરાકાર.

ન કોઇએ દીઠો તેનો ચેહેરો યા રૂપ,
ખુદા તો ગણાય છે એક ખ્યાલી રૂહ.
પણ જમશેદનો છે આકાર, તન અને જાન,
મટોડીનું માણસ નહિ ખુદા સમાન.
અગર મોત બુજવે જીંદગીની આગ—
તો બુજાય તું શાહ પોતે, ઇરાનનો ચેરાગ.
ખુદા છે અમ્મર, આદમ તો ખાકી,
જીવ પડે જુદો, મટ્ટી રહે બાકી.
એવા ફાની ગણુજે તું નામવરના હાલ,
તો ખુદા કેમ ઠરે, કર પોતેજ ખ્યાલ!
અફસોસ! માણુસ લેખાવે પોતાને ખુદા—
તો ખુદા ખુદ પોકારે, તોબાહ! તોબાહ!!

પણ એ સર્વે સોનેરી સખુનોએ જમશેદને વખ્તસર જાગૃત કર્યો હતે તો, તેનો બુલંદ સેતારો બરગસ્તે ન થાત, અને શાએરને પાછું બોલવું ન પડત કે—

**બેત.**

મની ચું બે પએવસ્ત બા કેરદેગાર,
શેકસ્ત અંદર આવરદો બર ગશતકાર.
બ યઝદાં હરાં કસ કે શુદ નાસેપાસ,
બ દેલશ અંદર આયદ ઝે હર સુ હેરાસ.
બ જમશીદ બર તીરેહ ગુન ગશત રૂઝ,
હમી કાસ્ત ઝુ ફરરે ગેતી ફરૂઝ.

અજ ઉ પાક યઝદાં ચું શુદ ખેશમનાક,
બે દાનેસ્તો શુદ શાહા બા તરસોબાક.
ચું આઝાદે શુદ પાક યઝદાં અજ ઉઈ,
બેદાન દરદો દરમાન નદીદંદ રૂઈ.

એ પ્રમાણે પરમેશ્વર વિષે પોતે અભિમાન કર્યું કે તે પોતાનાં કામોમાં હાર ખાવા લાગો. જે કોઈ ઇશ્વર સહિ બેવફાઈ કરે છે તેનાં દિલમાં ચૌતરફથી દુઃખ આવી પડે છે. જમશેદનો દહાડો અંધારી રાતની માફક વાંકો થયો, અને દુનિયાને રઓશન કરનારૂં તેનું ખોરેહ જતું રહ્યું. પાક યઝદાં તેના ઉપર ગુસ્સે થયો છે એવું જાણી પાદશાહ કાંપવા લાગો. જ્યારે તેને એમ માલુમ પડયું કે શ્રી ખુદાતાળા તેના ઉપર ખફા થયો છે, ત્યારે તેનાં ગમનાક જીગરને કશો માર્ગ સુઝયો નહિ.

## ગુજરાતી બેત.

ખુદા સાથે કીધા ગરૂરી કલામ,
નિષ્ફળ તેનું થયું હર શુભ કામ.
ખુદાથી બને છે જે કોઈ નાસેપાસ,
પેદા થાય છે દહેસ્ત તેનાં દીલમાં ખાસ.
સીહા થયો જમશેદનો દહાડો જરૂર,
ને ઘટયું તેનું આ ગેતીનું નુર.
ગુસ્સે થયો તેનાથી જ્યારે યઝદાન,
આવ્યું ત્યારે ગભરાતથી બાદશાહને ભાન.
આઝુર્દા થયો તેનાથી યઝદાન પાક,
દુઃખનો ઉપાય ન જણાયો તેને જરાક.

(આદીલ.)

## શએર—૧.

કોણ થયો આલમમે જમ સમ શાહોનો શાહ,
ઉડતી હતી ઇરાન અલબરૂઝ ઉપર જેની ધજા.
કોણ થયો આલમમે જમ સમ દસ્તુરે દસ્તુરાન.
જેણે કીધું બંધ મોતને, એવો નામી તે વખશુરાન.
થઈ ગયો તે દસ્તગીર, રાહબર દીન ઈમાંનનો,
કતલ થયો ગરૂરીએ, તે પારસી શાહ ઇરાનનો.
તાજ ગયું તારાજ થઈ, રાજ ગયું સઉ સાજ લઇ.
આબાદ વતન બરબાદ થયું-હાલ ફકીરી આ કરમ.

## શએર—૨.

દૉલતનો દરજ્જો છે દર્દી, દુઃખ બીજું બદતર નવ કોઈ;
ધન દૉલત ને માલ ખજાનો, અંતે ફકીરી તખ્ત ખોઈ.
હાય જમ હાય ગમ આ સિતમ આ જુલ્મ !
એ ગરૂરી એ ફકિરી એ અમિરી એ હકિરી !
બદનસિબે આ ખુવ્હારી, તન કફન વન હાય કરમ !

(ડૉ૦ ડી૦ ઍન૦ પટેલ.)

મી૦ સો. મ. દેશાઇને આ કિસ્સો "જમશેદની ઇતિહાસિક નિંદા" જેવો જણાય છે, અને પાદશાહના દાવાનો, ખુદાશનાશી યાને આત્મજ્ઞાનની દ્રષ્ટિ વડે, તેવણ બચાવ કરે છે. તેવણનો એ આખો વિષય વાંચવા ઇચ્છનારને "બઝમ" ચોપાનિયાંના યઝ૦ ૧૨૭૪ના ૧૦-૧૧-૧૨ ના ભેગા અંકનો હવાલો સોંપું છું. જમશેદને "ખુદાઈ દરજ્જાએ પુગેલો" લેખાવવાની એ મારા માનવંત બાહોશ

મિત્રની તકરારને કોઈ ધર્મ-અભ્યાસીએ યા નવિશંદાએ ટેકો આપેલો લાગતો નથી. મને યાદ છે ત્યાં સૂધી તો, મી૦ દેશાઇએ જમશેદની ઉપાડી લીધેલી 'બ્રિફ'ને "રાસ્ત ગોફતાર" પત્રએ વિરૂધ દલિલોદ્વારા વખોડી કાઢી હતી.

* * *

## અફળ અવતાર:—

મનખા જન્મ તોકુ દિયો, ભજવેકો ગોવંદ;
તું અપને કરને આપકુ, કહા બંધાયે ફંદ?
દિન ગમાયા દુનિયામે, દુનિયા ચલી ન સાથ;
પાય કુહાડા માર્યા, ગાફેલ અપને હાથ.

સમજણ:—તુંને માણુસનો અવતાર (જન્મ) મલ્યો તે, ખુદાને ભજવાને અને તેને પિછાનવાને માટે છે; ત્યારે ત્હારા પોતાનાજ હાથે તું કાં બંધાઈ જાય છે? દુનિયાની ચિજો મેળવવાની એટલી બધી રંજ ઉઠાવી, પણ તે ચિજો ત્હારી સાથે આવી નહિ; એવીજ રીતે જીંદગીનો કિમતી વખ્ત ગુમાવી ત્હારા હાથેજ ત્હારા પગમાં તેં કોહાડી મારી.

માણુસને મન ને બુદ્ધિ ખુદા તરફથી મલ્યાં છે. તેનાથી માણુસે ખુદાને ઓળખવાનો છે અને મુકિત મેળવવાની છે. તેનો રસ્તો મેળવવાને માણુસ શ્રમ ન કરે, અને માત્ર દુનિયાની ચિજો, જે ઇંદ્રિઓને ખુશ લાગે છે, પરંતુ જેમાં સેવટે તો દુઃખજ આવે છે, તેમાં લિન થઇને વધુ ને વધુ ચિજો મેળવવાની ઇચ્છા કર્યા કરે, તો પછી તે ઇચ્છા માણુસને બાંધી નાંખે, અને આ ખાકી દુનિયા તરફ ખેંચેલો રાખે, તેમાં શી નવાઈ?

### ભૂપપદ.

સમજી લે મન સાર–ત્હારી કરણીને તું સુધાર;
નાહક હકનો ના દોષ પુકાર.
શું નારાજ ત્હારાં સુખમાં? છે ત્હારો કિરતાર;
જાનો તન બક્ષી જેણે–દિધો આ અવતાર.
સુખ દુઃખ કારણ તું છે પોતે–કરણીને આધાર;
ત્હારો ન્યાય ત્હને બસ સોંપી–બેઠો નિરાકાર.
નાફર્માંની તેં કીધી પણ–તે પરવરદેગાર;
રાજી નહિ પણ ત્હારા ગમમાં–છે ગમનો ખાનાર.
કહે ફિરોજ અળગ છે પોતે–અહુરમઝ્દ દાદાર;
સિધો ચાલી ત્હારે હાથે–ખોલ સુખોનાં દ્વાર.

* * *

## અશ્રાફ આસામી:—

I deem the man a nobleman,
Yea, noblest of his kind,
Who shows by moral excellence
His purity of mind;
Who is alike, through good and ill,
A firm, unflinching man,
Who loves the cause of brotherhood
And aids it all he can.

I deem tbe man a nobleman,
Who acts a noble part,
Who shows alike by word and deed

He hath a true man's heart;
Who lives not for himself alone,
Nor joins the selfish few,
But prizes more than all things else
The good that he can do.

હું તે આસામીને એક ખરા અશ્રાફ આસામી દાખલ લેખું છું, કહો કે, અશ્રાફીના ઉમદા ગોહરની તેને ઉપમા આપું છું, કે જે સર્વોતમ સદાચારથી સ્વચ્છ મનની મોટાઈ દેખાડે છે; જે સુખી તેમજ દુઃખી સ્થિતિમાં મજબુત પગે ખડો રહી એકસર્ખો સરળ માર્ગ લે છે, જે ભાઇચારાની હિલચાલને પસંદ કરી તેને બનતી કુમક આપે છે.

હું તે આસામીને એક ખરા અશ્રાફ આસામી દાખલ લેખું છું કે જે પોતાની ફર્જનું કર્જ મોતેબર રવેશે અદા કરે છે, જેના શબ્દો અને કામો સાફ સિદ્ધ કરી આપે છે કે તેનું અંતઃકરણ અમિરી લોહિ ધરાવે છે; જે માત્ર પોતાનીજ હાજત ઉમેદો તરફ નજર કરતો નથી, તેમજ થોડાક સ્વાર્થિઓની સોડ ન સાંધતાં, લોકોનું વધતામાં વધતું બલું કરવામાંજ બીજાં કોઇપણ કાર્યો કરતાં વધુ મગરૂરી માને છે.

*    *    *

## આપણી ચાલચલણનો આઇનોઃ—

Men's faces are like open books;
Our lives are written in our looks.

(Cynicus.)

આપણો દિદાર એક ઉઘાડી ચોપડી જેવો છે; અને આપણી જીંદગીનાં કાર્યોની નોંધ આપણા ચેહેરા ઉપર ચિત્રાયલી છે.

એક ચોપડી નવી યા પુરાણી છે, તેમજ તેમાં શુ હકિકત સમાયલી છે તે આપણે ખુલ્લી રીતે જોઈ તથા વાંચી શકિયે છિયે, તેમ આપણા ચેહેરાનો ઘાટઘટમ અને કલ્લો સામા ધણીને સાફ દેખાડી આપે છે કે આપણે કઈ કિસમના ઇસમો છિયે. ચોકસ ચેહેરાના આકારો, એક માણસની ચાલચલણ દેખાડવા માટે એવા તો જાણીતા છે કે, તેવા ચેહેરાવાળા માણસો હમેશાં થોડા ઘણા સાવચેતીમાં રહે છે. જેની આંખો અકેક નજદીક હોય તે માણસ પોતાને ભરૂસો મેળવા પાત્ર દેખાડવાને ઘણો ઇંતેજાર રહે છે. જેની હડપચી અંદર બેસી ગયલી હશે તે દરેક કામમાં આગેવાની લેવાને લાયક છે એમ દુનિયાનાં લોકની ખાત્રી કરવાને આતુર બને છે. તિણું પાતળાં નાકવાળા ઈસમ તરફ શકની નજરથી જોવામાં આવે છે, સિવાય કે તે પુરવાર કરી આપે કે તે સારા સ્વભાવનો છે, અને ધારવા જેટલો ભખીખાઉ નથી. જેનાં કપાળપર કરચલી વળેલી હોય છે તે નકકી તામસી સ્વભાવનો લેખવામાં આવે છે. જેઓને આંખ ફફડાવવાની ટેવ હોય છે તેઓ ઘણીવાર રમતાપંચી સિદ્ધ થયા છે. જેઓના હોઠ પાતળા અને ફિકકા હોય, તેમજ ખુણા તરફ જરા નિચા ગયલા હોય, તેઓ ઘણાજ કપટી તથા છાલકા વિચારના હોય છે, તેઓની લાગણીઓ ઘણી કઠોર હોય છે, તેમજ તેઓ હઠીલા અને અભિમાની પણ રહે છે. એવું તાત્પર્ય સંસારનું બારિક અવલોકન કરનારાઓ ખેંચે છે. એક ફાર્સિ શાએરની ભલામણ છે કે—

સબ્જ ચશ્મ, રંગ સુર્ખ, મુએ જર્દ;
ઈ મરદી કસ બાકસે નેકી ન કર્દ.

જેની આંખ માંજરી, મોહડું લાલ, અને દાઢી મુછના બાલ પિળાસ પડતા રંગના હોય, તેના સાથે કામ પાડીને ભલાઈની ઉમેદ કદિ રાખવી નહિ.

લાખોમેં બાડા, હજારોમેં કાણા, સબસે બુરા ઐંચા તાણા;
ઐંચા તાણાને કિયા બિચાર, માંજરેસે ખુદા બેજાર;
જો પડે અંધેસે કામ, તો પલ્લા છોડાવે સિતારામ.

નિચલી કહેવતમાં બિચારા કાણાને ઉતારી પાડયો છે. "ઠાઠા ઠુંઠા સિત્તેર ફંદા, માંજરા ફંદા અહેંસી; ટુંક ગર્દન્યા સવાસો ફંદા, ઓર કાણેકા તો પારજ નાહિ!" બાડી સ્ત્રી માટે બોલાય છે કે, "બાડી, ને બોંતેર લખ્ખણવાળી." લંગડા કાજે કહેવાય છે કે, "લંગડો લકે જાય, તો દુનિયા ઉંધી વળે!"

* * *

## વાવો તેવું વિણોઃ—

ચાહે કીસીકા ગર તું બુરા, વ્હો બુરાઈ તેરી બુરાઇ હય;
યા બની આદમ જીસને બદી કીઈ, આગે ઉસકે આઇ હય.
બીજ તું જૈસા બોવેગા, બસ ઝાડભી વૈસા હોવેગા;
નેકી મીઠા ફળ હય, બુરાઈ કડવા ફળ અય ભાઈ હય.
દુનિયા હય એક મિસ્લે સરાહ, ઇસમે જો મુસાફર આકે રહા;
ઠએરા એક યા દો દિન, આખિર કુચ ઠએરાઈ હય.

સમજણઃ—કોઇના હકમાં તેં બુરૂં ચાહ્યું તો યાદ રાખજે કે તેનાં બાલને જરાએ અલવલ હાની ન પ્હોંચતાં, તે ઇચ્છેલી બુરાઈ તુંનેજ આમિન થશે; યા જે ખાકી શખ્સે બેબુન્યાદી કરી તેણે ચોકસ જાણવું કે જે વખ્ત જાય છે તેમાં તે બદીનો બોજો તેને પોતાનેજ ઉપાડવાનો છે. જેવાં તું બી રોપશે, તેવાંજ તે ઉપર ઝાડ આવશે; નેકીનાં રોપેલાં બી તુંને સ્વાદિષ્ટ ફળ ચખાડશે, અને બદીનાં બી તુંને બુરાઇનો પાક આપશે. આ દુનિયા ગોયા એક મુસાફરખાના જેવી છે, જ્યાં રાહદારીઓ ઉતારો લઈ, એક બે દિવસ વિસામો ખાઈ, સેવટે વિદાય થાય છે.

એક લકકડખોદ પોતાનું રહેઠાણ જે ઝાડપર રાખતો હતો, તેજ ઝાડને પોતાની લોખંડી ચાંચો મારી પોળું કરતો. ઝાડે તે ઉપરથી તેને કહ્યું, "ભાઈ લકકડખોદ! મેં તારૂં શું બગાડયું કે તું મને ચાંચો મારી ઘાયલ કરે છે? હું તો તને મારાં શરિરપર જગા આપી તારી સગવડ સાચવું છું, તે માટે તારે કાંઇજ નહિ તો મારો ઉપકાર માનવો જોઇએ." લકકડખોદે કહ્યું, "તારી વાત સાચ્ચી છે, અને તારી કૃપા માટે તારો ઉપકાર પણ હું માનું છું; પરંતુ મારાથી તને ચાંચ માર્યા વિના રહેવાતું નથી. જ્યાં બેસવું ત્યાં ચાંચ મારવી એ મારી સ્વભાવિક ખાસિયત છે, અને તે પ્રમાણે હું તારી સાથે વર્તતાં દોષ સમજતો નથી." ઝાડ અને લકકડખોદ વચ્ચે આ વાત ચાલે છે તેવામાં જોશભર ઉડતો એક શકરો ત્યાં આવી ચડયો, અને લકકડખોદને જોતાંજ તેનાપર ઉતરી પડી, તેને પોતાના પંજામાં લઈ પોતાની ચાંચ મારવા લાગ્યો. લકકડખોદે જીવની આશા છોડી રડીને તેને કહ્યું, "બળવાન શકરા! મને તું શા માટે મારે છે? મેં શો તારો અપ્રાધ કર્યો? મારા જેવાં એક લુખ્ખાં સુકકાં

પક્ષિને માર્યાથી શું તારી ભૂખ ભાગવાની હતી?" શકરાએ જવાબ દીધો, "બીજા કશા હેતુથી હું તને મારતો નથી, ઓ તુચ્છ પક્ષિ! મારી ખાસિયત શિકારી છે, અને જે પણ પક્ષિ મળે તેનો શિકાર કરી જીવનો શોખ પુરો પાડવો એ મારો ધંધો છે; પછી તે શિકાર નિર્દોષ હોય કે દોષિત, અને તેનાં માંસથી મારો જીવ તૃપ્ત થાય કે નહિ." એમ કહી શકરાએ તે લક્કડખોદને તત્કાળ મારી નાખ્યો, અને ઝાડને તેથી સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું.—સુબોધક નીતિકથા.

### દોહરો.

જેવાં કર્મ કરે તેવી જન, ધજા મળે ઇશ ધામે;
અદલ જગતમાં જાણો જેવું, વાવે તેવું પામે.

*　　　*　　　*

### ત્રણ રત્ન:—

કોઈ પુરૂષ, કોઇ ઘોડો, કોઈ કુળવંતી નાર;
સર્જનહારે સર્જયાં, ત્રણે રત્ન સંસાર.

સૃષ્ટિના સાહેબે આ જગત બનાવતી વખ્તે તેમાં પુરૂષ, ઘોડો, અને કુળવંતી નાર, એ ત્રણ ઉમદાં રત્ન પેદાં કર્યાં હતાં.

**પુરૂષ**—તે પણ કયો કે જેની વાણી સાર્વજનિકમાં ફુલ માફક ખિળતી હોય, જેનું આવાગમન દેવ કરતાં પણ પ્રિય ગણાતું હોય, જેની રોજીમાં અગણિત કુટુંબો પોતાનું ગુજરાન કરતાં હોય, અને જેની વિખ્યાતી દેશના એક છેડાથી બીજા છેડા સૂધી (હિંદના મહર્ષી દાદા માફક) પંથરાઇ ગઇ હોય.

**ઘોડો**—તે કે જે પોતાના સ્વારના સંકટ વખ્તે પોતાની થાકને બાજુએ મૂકી અસહ્ય વિટંબણા ભોગવીને પણ સ્વારને દુશ્મનના હલ્લીથી મૂકત કરવામાં પછાત ન પડે, કે જેવા ઘોડાથી જોડાં પહેલવાન રૂસ્તમ, શુરવિર શિવાજી અને નામિચો નેપોલ્યન પોતાની દરેક ફતેહ મેળવવાને ભાગ્યશાળી નિવડયા હતા.

**કુળવંતી નાર**—એટલે જે સ્ત્રી પતી ઉપર પ્યાર, સ્વકુટુંબ ઉપર સ્નેહ, પારકું અને પોતાનું સમાન ગણુનારી, દયાનો દરિઓ, ઉદારતાની ઉત્સુક, અને હમેશાં હસમુખી રહી પવિત્રાઈ ધારણુ કરી પોતાના પતીના હુકમ પ્રમાણે વર્તવામાં મગરૂરી માને.

* * *

## વર્ષ વધ્યું, પણ આયુષ ઘટયું:—

લેશે વધ્યું ન કંઈ એ વર્ષગાંઠથી,
ઘલ્કે દીધું એક મેં તો વર્ષ ગાંઠથી.

અસલી પારેસી ઈરાની બેરાદરો પોતાની સાલગરેહ ભારે ધામધુમ સહિત પાળતા હતા, અને એ હિંગામપર મોહસ્વાદિયાં ખાણાં પકાવી ખાતા હતા. ( Herodotus Bk. I. 133. ) હાલમાં એવો મેહેમાર મોટે ભાગે જરદારોને ત્યાં જોવામાં આવે છે, છતાં કોઈ મિત્રની સાલગરેહ પડતાં એ દિવસની ખુશાલીમાં તેની પાસે "પાર્ટિ" લેવાનું પારસીઓમાં અદ્યાપી ઘણું સાધારણ છે. કહે છે કે ચિનાઓ અને પશ્ચિમ તરફની બીજી કેટલીક પ્રજાઓ પોતાનો જન્મદિવસ ગમિમાં ગુજારે છે, કારણ નજદિક આવતી અજલનો ભય તેઓને ગભરાવી મારે છે. એક વખ્તે મારા મિત્રોએ મારી પાસે વર્ષગાંઠની "પાર્ટિ" માંગી. મિત્રોની સંખ્યા મોટી પડી, અને

"પર્ક" કે "ગ્રિન" સિવાય ભાઇઓને કાંઈ ભાવે નહિ, એટલે હરખના માર્યા એવો કાંઈ સાહસ કરવા જતાં પૉકેટનો સર્યામ "પાટગો" થઈ જાય એવું હોવાથી મેં કહ્યું, "તમે તો કાંઈ જબરા બેઅદબ દિશો છો! જીંદગી ભોગવવાનું મારૂં એક વર્ષ સામું ઓછું થવાથી મને બળાપો લાગે છે, અને ખરા ખેરખાહ મિત્રો દાખલ મને ખવાડી પિવાડી રિઝવવાને બદલે તમો મને દુઃખપર ડહામ દો છો!" મારા મિત્રો ગત પામી જઇ હસવા લાગ્યા. એક દોસ્તની વર્ષગાંઠની બીજા દોસ્તે તેને મુબારકબાદી લખી (જાણે તે દિવસથી તેને ત્યાં શું એક ઘઉંનાં ગાડાં આવતાં થવાનાં હોય!), ત્યારે તેણે વર્ષગાંઠપર રમુજ (Pun) કરનારો, મથાળેની લીટિઓમાં ઠાવકો ઉત્તર આપ્યો કે, "આ વર્ષગાંઠથી કાંઇએ વધ્યું તો નથી, પણ મેં તો ઉલટું એક વર્ષ મારી ગાંઠથી આપી દીધું છે." આદમજાત અને દુનિયાને ઉપયોગી થઈ પડવા માટે દરેક મનુષ્યના સંબંધમાં જે ચોકકસ વખ્ત ઇશ્વરે નિર્માણ કરી રાખેલો હોય છે તેમાં આમ વર્ષ ઉગવાથી તો ઑર ઘટાડો થાય છે. એવા કમનસિબ ઘટાડા કાજે એક જનોપયોગી ઇસમને દિલગીર થવાનો વાજબી હક છે!

*  *  *

## શેરને માથે સવાશેર—ફિરદોસી અને બિરબલ:—

**બેત.**

ખુદાઈ કે બાલાઓ પસ્ત આફરીદ,
ઝબરદસ્ત બર દસ્ત દસ્ત આફરીદ.

સર્વ શક્તિવાન સાહેબે આ જગતની ઉંચાઈ અને નિચાઇમાં જે તરેહવાર મ્હાભારત ચિજોની પેદાશ કરી છે, તેનો નિયમ એવોજ

દેખાતો રહ્યો છે કે, એકને માથે બીજાને તૈયાર રાખવો. યાને એક જોરાવર આદમીને ઓસ્તવાર ઉભો રાખી, બીજાને નબળો અને આજેજ થયલો દેખાડવો. ભારે ખુનખાર લડાઈ વખ્તે, એક હથિયાર દસ માનવીનાં ગળાં કાપી નાખે એવું હોય છે. છતાં એક દાનાવ સરદારની છુપી કળા અને તદબિર એવી કામે લગાડવામાં આવે છે કે તેથી દુશ્મનની તમામ ફોજનો પરાજય સ્હેલમાં થાય છે. ધાતુનાં હથિયાર કરતાં, મનની ચતુરાઈ અથવા અકકલની તદબિરનું હથિયાર ઘણાં મ્હાન કામ કરે છે તથા ફતેહ મેળવી શકે છે. ખુદાએ એકેકથી સરસ ઉત્પતિ સદા ચાલુ રાખેલી છે. વાસ્તે ગમે એવો જ્ઞાની અને બળવાન શખ્સ પોતાનાં ભંડોળ અને કૌવત ઉપર મગરૂર રહ્યો તો, ગફલત ખાઈ પરાગંદે થવાનોજ!

મહમુદશાહ ગઝનવી, હીજરી સને ૩૮૭ માં ગાદીએ બિરાજ્યો હતો. એ પાદશાહ સાહિત્ય તથા વિદ્યાનો મોટો શૌખિન હતો, અને શાએરો તથા આલેમોની દોસ્તીની સદા તલબ કરતો હતો. વળી તેણે જુદાં જુદાં સાધનરૂપે અસલી ઇરાની પાદશાહ પહેલવાનોને લગતી ઘણીક હકિકત ભેગી કરી હતી, જે ફકકડ ફાર્સિ બેતબાજીમાં કોઈ ઉસ્તાદને હાથે રજુ થયલી જોવાને તે તત્પર હતો. જાણીતો ફાર્સિ શાએર **ફિરદોસી** (નેક અમશાસપંદોની નેગેહબાની હોજો જેનાં પવિત્ર ફરોહરપર!) પણ એજ પાદશાહના અમલમાં અમ્મર થઈ ગયો છે. એ કવિ કમીની હાલતમાં હોવા છતાં બેહદ ચંચલાઈ સાથ કુદરતી શાએરી શકિતનો જબુન વાર્સો લઈ માતાની કુખમાંથી બાહેર પડયો હતો. પોતાની અદના શાએરી શકિતની કોઇ લાયક રત્રેશે કદર બુજી કાંઈ મદદ કરે એવી જીજ્ઞાસા શાએરના જીગરમાં વ્યાપી રહી હતી. ઇરાની સાહિત્યનો મહમુદ

ચુસ્ત સેવક છે, અને એ સાહિત્યને શાએરી લેબાશમાં સજ કરી આપનાર નામચિન નવિશંદાની તે શોધમાં છે એવું સાંભળી હરખના ઉભરા સહિત ફિરદોસી પોતાનું બાપીકું વતન ખોરાસાન છોડી મહમુદનાં પાયતખ્ત ગીઝની તરફ કુચ કરી ત્યાંના એક બાગમાં આશાયશ માટે થોભ્યો. એતેફાક એવો બન્યો કે અનસરી, જેને પોતાની શાએરી શકિત માટે મહમુદે નવાજ્યો હતો, તે પણ અપોતી ફતેહની ખુશાલીમાં ફુલી જઈ પોતાના કવિ બાંધવો ફરરોખી અને અસજદીને તેજ બાગમાં જયાફત આપવા ઉતરી પડયો હતો. ફિરદોસીની હાજરી તેઓને ખુંચવા લાગી. રખેને એ વગર તેડાંનો ત્રાહિત પરોણો તેઓ આગળ જઈ લાગે એવો ડર ખાઈ ઠંડાં પાણીએ પિડા પટાવવાની મકસદથી અનસરીએ શાએર સનમુખ હાજર થઈ જણાવ્યું, "અય દોસ્ત! અમો ત્રણ શાએરો છિયે, અને શેહેરની ગડબડથી કંટાળી અહિં એકાંતમાં રાહત મેળવવા આવ્યા છિયે, અને કવિ સિવાય બીજા કોઇને અમારી સંફમાં સામેલ ન કરવાનો અમારો ઠરાવ છે." ફિરદોસીએ પણ સિના સેરવનારા શ્વરે એક કવિ દાખલ પોતાને ઓળખાવ્યો. આથી અનસરી બાપડો ફજેત પડયો. તુરતજ પોતાના બાંધવો સાથે એક બીજી બાજી ગોઠવી તેણે શાએરને કહ્યું, "અમો ત્રણ મિત્રો ચોકસ પ્રાસ અને વજનવાળી અર્થ સાથની ફાર્સિ કવિતાની એકેક લીટિ બનાવ્યે, અને તેના આબેહુબ અર્થની ચોથી લીટિ કાફ્યા સહિત તમો જોડી આપશો તો તમોને લઈશું, નહિ તો અત્રેથી પૅંડો પકડવો પડશે." શંકાની કરચળી કપાળે ચહડાવી, ફિરદોસીએ આ શર્ત સ્વિકારી. ઉપલા કવિરાજો મનમાં મળકાઈ છળકાઈ જવા લાગા કે ત્રણ લીટિઓ એવી તો બાંધ્યે જે ફિરદોસીને ચોથી લીટિ ગોઠવવીજ મ્હાલ થઈ

પડે! આ કારણે તેઓએ આખી ફારસિ ભાષામાં જે પ્રાસના માત્ર ત્રણજ શબ્દો હોય એવા ત્રણ શબ્દો ચુંટી કહાડયા, જેથી તમામ ફારસિ ભાષામાં ચોથો શબ્દ રહેજ નહિ! એ દાવપેજ અમલમાં આણી એક ખુબરૂ મેહબુબની તારીફમાં એકેક પછી ત્રણ લીટિઓ હોંશમાં આવી લલકારી હજી તો તેઓ દમ મારવા જાય છે કે ફિરદોસીએ વિજળી વેગે ચોથી લીટિ તેને પેશ પડતા આબાદ હલકમાં પુરી કરી આપી તેઓને ડાચું વકાસતા બેસાડયા. એ કવિતાઈ લીટિઓ આ મુજબ છે.

**અનસરી**—ચું આરઝે તો માહ ન બાશદ રોશન.

**ફરરોખી**—માનન્દે રૂખ્ત ગુલ ન બુવદ દર ગુલશન.

**અસજદી**—મીઝગાનત ગુઝર હમી કુનદ અઝ જોશન.

**ફિરદોસી**—માનન્દે સનાને ગીવ દર જંગે પશન.

૧. ઓ માશુક, તારા આ ગુલાબી ગાલ મિસાલ તો આકાશ-પરના રોશન ચાંદનો ચેહેરોબી નથી.

૨. તારા આ રંગિન રૂખસારનાં રંગ જેવું તો સુંદર ગુલાબના બાગનું ફુલબી નથી.

૩. તારી આંખોનાં આ પાપણોનાં તેજી તીરો તો પેહેલવાનોનાં લોહડાંનાં બખ્તરો વટિક વિંધી નાખે તેવાં છે.

૪. તે તીરો કેવી રીતે વિંધી નાખે છે કે જે મિસાલે ગેવ નામના પેહેલવાને પોતાના નેજાની નોકથી પશન નામના જંગી સરદારને વિંધી નાખ્યો હતો તેમ.

બાસ્તાનનામાં મહિં અગાઉ રજુ થઈ ગયલી ગેવ અને પશનની લડાઈની બિના આ પેહલીજવાર સાંભળી ઓચંબો પામી ફિરદોસીની

બાહોશી બુદ્ધિ તથા હાજરજવાબીની મહમુદના એ દરબારી કવિરાજો એકમતે સિફ્ત ગાવા લાગા, અને તેને પોતા સાથે ખાણાં ઉપર બિરાજવાનો હક બક્ષ્યો, એટલુંજ નહિ પણ, તેની એવી કાબેલ્યતથી ફિદા થઈ તેના હાથપર બોસો લઇ અનસરી બોલ્યો—

બેત.

સોખન ગરચે આમદ ચરખે બુલંદ,
તો બાઝશ બર આન બોરદી અય હુશમંદ.
તો શાહનશાહે મુલ્કે નઝમે દરી,
બે બંદદ બ પીશત કમ્મર અનસરી.

જોકે કાવ્ય શકિત બુલંદ આસમાન ઉપરથી ઉતરી આવેલી ખુદાઈ બક્ષેશ છે તોએ, અય દાનાઈના ખાવિંદ, તું તેને પાછો તેની આસમાની હાલત તરફ લઈ ગયો છે. તું ફારસિં શાએરીના શેહેરનો શેહેનશાહ છે, અને તારી સેવામાં આ કમીનો અનસરી કમ્મર બાંધી ઉભો છે.

મજકુર ફારસિં લીટિઓનો દિલપસંદ ઇંગ્રેજી–ગુજરાતી બેતોમાં હવે લાહવો ચાખ્યે.

The light of the moon to thy splendour is weak.
The rose is eclipsed by the bloom of thy cheek.
Thy eye-lashes dart through the folds of the joshun.
Like the javelin of Giw in the battle with Poshun.

( JAMES ATKINSON. )

તારા શીરી ગાલ સમાન નહિ હશે ચાંદ રોશન.
તુજ રૂખના રંગ પેરે નહિ હશે ફુલ ઓ સજન.
પીપણુ તારાં વિંધે છે લોહડાંનાં સખ્ત જોશન.
જેમ કે ગેવના નેજાએ જંગમાં વિંધ્યો પશન.

(મનસુખ.)

તારા ગાલ મિસાલ હોતો નથી રોશન કોઈ માહા.
તારા ચેહેરા મિસાલ નથી બાગનું ફુલ ખુશનુમા.
ભવાં તારાં બખ્તર ચીરી થાય છે પસાર.
જેમ ગેવનો નેજો પશનની લડાઇને પાર.

(ડૉ૦ મોદી.)

પેહેલા બે કવિઓએ ત્રીજી લીટિમાં બેતનાં વજન માટે અસલ ફારસિં શબ્દ **જોશનનેજ** જગ્યા આપી છે, જેનો અર્થ **બખ્તર** થાય છે. આ પછી શાહનામું શુરૂ કરવાની ફિરદોસીએ શી ગોઠવણ કરી, કેવી કેવી રંજ ખેંચી તેણે શાહનામું પુરૂં કીધું, મહમુદે એક ભમાતુના ભમાવ્યાથી શાએરને કેવો રંજીદા કર્યો, શાએરે છેડાઈ પડી મહમુદ માટે કેવી કાંકણી લાગણી સાથે ઝનુની બેતો જોડયા, અને તે બાદ કેવો જીગરતોડ ગમ ખાઈ શાએરે પોતાનો પ્યારો પ્રાણ તે પવિત્ર પિતાના હવાલામાં સોંપ્યો તે બાબે બીજી જગ્યાએ કાંઇ બોલીશું. આપણી હાલની બાબત સાથે તેને સંબંધ નથી!

પેલા બોલીદરાજ **બિરબલ**ની કહાણી પણ ફિરદોસીને કાંઇક દરજજે મળતી આવે છે. ફિરદોસી માફક બિરબલ, મશહુર કવિ અને હાજરજવાબી નર હતો. ફર્ક એટલોજ કે બિરબલ બ્રાહ્મણ વર્ગનો, અને ફિરદોસી મેહેમેદન મહજબનો હતો. ફિરદોસી જાતે

મુફલેસ હતો એટલે ઉપલા કવિરાજોને પુર ઠાઠમાં જોઈ તેઓ મોટા સરકારી અમલદારો હોય તો પોતાના વગવસીલાના જોરે તેની ચાલાકીની ખબર શાહના કાનમાં રેડી તેની સ્થિતિ સુધારે એવી ઈંતેજારીથી તેણે તેઓ સાથે બાગમાં મેળાપ કીધો તે વેળાએ પણ તે ધૂળથી ભરાયલો અને ચિથરેહાલ અવતારમાં હતો. કદાચ મુસાફરીની રંજે તેના સાધારણ ગરીબડા પોશાકને વધું ખેજાલત લગાડી હોય! બિરબલ પણ ઘણો ગરીબ હોવાથી ફિરદોસી માફક કોઇબી કિસમે બાદશાહ **અકબર** આગળ હાજર થઈ પોતાનું પાણી દેખાડી ઈનામ પામવાને સ્વભાવિક રીતે ખાહેશમંદ હતો. તે એટલો મોહતાજ હતો કે અકબરની દરબારમાં જવા કાજે સ્વચ્છ કપડાં ન હોવાથી તેને ભાડેનો વાગો આંગ–ઉધાર લેવો પડ્યો હતો. ફિરદોસી ગીઝની તરફ મહમુદની મુલાકાતે આવ્યો હતો, તેમ બિરબલ અકબરનાં દર્શણ માટે દિલ્લી આવી પુગો. કેટલાક અદેખા શાએરોએ પોતે હલકા પડી જવાનો ભય રાખી ફિરદોસીને મહમુદ હજુર આવતો અટકાવ્યો હતો, તેમ અકબરના મેહેલ આગળ બિરબલને સંત્રીએ લાંચરૂશવત માટે રોકી રાખ્યો. ફિરદોસીનાં સારાં નસિબે મહમુદના **મોહક** નામના એક વજીર સાથે તેને ઓળખ પડી હતી, જેણે ફિરદોસીને મહમુદ સનમુખ હાજર કર્યો, અને એ મુજબ ફિરદોસી પોતાની મનમુરાદમાં આખરે પાર પડયો હતો. પણ બિરબલ બાપડાને એવો કોઈ ખુદાનો લાલ મલ્યો નહિ, અને અધુરામાં પુરૂં "બાવા ન્હાય ને તાપે" (નહિ કે મારો એક 'ગ્રેડયુએટ' હમદીન મિત્ર એકવાર કહેવત બોલ્યો હતો તેમ, **બાવા ન્હાય ને તાપે પરે!**) તેવો મામલો હોવાથી લાંચ તે વળી કયાંથી આપે? પોતાની આશાનું પાસું આમ નિરાશામાં ફેરવાયલું જોઈ, ઉછીકો વાગો તેના ધણીને પાછો સ્વાધિન કરી, એક બીજી

યુક્તિ દાખલ તેણે સાધુ સંતનો સાહ્યો સજ્યો. કોઈબી પારકો પુરૂષ પોતાની ફર્યાદ વગર અડચણે અકબરને પેશ કરી શકે એ નેક નેમથી બાદશાહે મેહેલની બાહેર દોરી સાથે એક ઘંટ બાંધી રાખ્યો હતો, જે વાગતાંજ બાદશાહ તેને હાજર કરવાનું કહેણુ મોકળતો. એ રૂઢી મુજબ બિરબલ પણ ચાલ્યો. ઘંટનો નાદ સાંભળી અકબર બારી આગળ આવી લાગો કે બિરબલે નિચલો પોકાર કર્યો.

દુહો.

પાયા હિરા લાખકા, આયા બેચન કાજ;
છિન લિયા છક્કડ લગા, જૌહરી દગાહીબાજ.

આ સુની અકબર અચંબો પામ્યો કે એવો તે કોણ બહાદુર બદમાશ હશે કે જે ધોળે દિવસે એવી બેઅદબ ધાડ પાડે! આ સબબસર તેણે બિરબલને નજદીકમાં બેસાડી ખુલાસો ચાહ્યો. બિરબલે કહ્યું, "મેં એવું તો સંગિન જ્ઞાન સંપાદન કર્યું છે કે જેની કિમ્મત લાખ રૂપિયાના હિરા જેટલી અંકાય છે, જે હું તમો નામદાર પાસે વેચવા આવ્યો, યાને તેનું ચાકરીરૂપ ફળ મેળવવાની મકસદથી આવ્યો; પણ દગાખોર સંત્રીરૂપ ઝવેરીએ છક્કડ મારી, યાને લાંચ માગી, અને મને તમો આગળ આવતાં અટકાવ્યો." જેમ ફિરદોસીએ પોતાની બાહોશી પુરવાર કરવાના મનસુબાથી મહમુદ હજુર હાજર થઈ તેની તારીફમાં તુરતજ બેતો જોડી કહાડવાથી, મહમુદે ખુશીમાં આવી તેને ભારે લવાજમવાળું કામ સોંપ્યું હતું, તેમ બિરબલના આ ભેદી દોહરાથી છક થઇ અકબરે તેને પોતાની કચેરીમાં રાખી પાછળથી તેને નગરકોટની જાગિર બક્ષી. વળી ફિરદોસી જેમ પેલા કુફરાન કવિઓને માથેનો થઈ પડયો હતો, તેમ બિરબલે આ મુજબ સંત્રી

સાહેબને હવેલીમાં ચાંદ દેખાડી ઘડો બેસાડયો કે—

**દોહરો.**

રબે કરી છે ઉંચાઇ ને નિચાઇ પૅદા,
શેરને માથે રાખે છે સવા શેર સદા.

મારા વાંચકની પાક હાજત ઉમેદો વટિક, ફિરદોસી–બિરબલ સમાન, પરવરદેગાર પાર પાડો!

*　　*　　*

## તકદિર સામે તકલીફી ટક્કર:—

**હોને પદાર્થ હોત હય, બિસર જાત સબ સુધ્ધ;**
**જેસી લિખી નસિબમે, તૈસી ઉકલત બુધ્ધ.**
કરમ અપના પરખ લે, મન નાહિ કીજે રીસ;
**હરિ લિખા સો પાઇએ, પત્થર ફોડે સીસ.**

સમજણ:—બનવાકાળ બનાવ બનવાનોજ, અને તે જ્યારે બને છે ત્યારે આપણી બધી અકકલ–હુશિયારી બેમાલુમ થઈ જાય છે; સર્જતમાં હોય તેટલીજ ચાતુરી તે વખ્તે કામ લાગે છે. ત્હારાં કાર્યથી ત્હારૂં કિસમત ઘડાયું છે એમ સમજી, મનનો રોસ ઉતારી નાખ; ઇશ્વરે લખેલું પરીપૂર્ણ થવાનુંજ, પછી પત્થર સાથે સર પટકવામાં કશું સાર્થક નથી.

આદમનું તકદિર એક કિસ્તી છે જેના ઉપર આદમ સવાર છે. ડુબતી કિસ્તીને બચાવવાની ગરચે ઘણી તદબિર તે કરે છે, પણ જ્યારે તે હાથ નથી રહેતી ત્યારે તેમાં લાચાર થઈ બેસે છે ને કહે છે કે, “હવે તું જ્યાં લઈ જાય ત્યાં કબુલ!” તેમ ધન તથા

આબરૂ મેળવવાની આદમ ઘણી તદબિર તથા મહેનત કરે છે, અને જ્યારે નિષ્ફળ થાય છે ત્યારે બોલે છે કે, "હવે તો તકદિર કરે•તે કબુલ!" ચાહે તેની મનમુરાદ આદમ ઇશ્વર પાસે માંગતો રહે છે, પણ તેની વકીથી ઉલટું મળે છે ત્યારે મન મોટું કરવા કાજે તેને છુટકો રહેતો નથી કે, "જેવી માલેકની મરજી!" દેવળમાં ચોકકસ ક્રિયા કરવાનો એકલો હક ધરાવનારી એક પહેરેજગાર યુનાની ઔરત એક દિવસે પોતાના મુકરર વખ્તે ત્યાંઆગળ જવા તૈયાર થઈ, પણ તેણીનો રથ વખ્તસર આવેલો ન હોવાથી તે વિલાપ કરવા લાગી. તેણીના બે દાનેશમંદ દિકરાઓ તેને રડતી જોઈ શકયા નહિ, અને પુરતી ધિરજ આપી તેણીને ઉંચકી લઈ જવાની માંગણી કરી. માતાએ પોતાના જાનફેશાન બેટાઓની મજકુર માંગણી મંજુર રાખી, અને પોતાને ઝડપથી દેવળમાં લઈ જવા કહ્યું જેથી બર વખ્તે બંદગી કરવાનું તેણીને બની આવે. દિકરાઓએ તુરત તેણીને પોતાને ખભે બેસાડી વખ્તસર દેવળમાં પ્હોંચાડી. ત્યાં તેણીએ પ્રાર્થના કરી. જે ક્રિયા કરવાનો તેણીને અધિકાર હતો તે પુરી થવા બાદ એક ગૅબી અવાજ આવ્યો કે, તેણીએ જે જોઇતું હોય તે માંગવું! આથી તેણીએ અર્જ ગુજારી જે, "મારા સપુતોને માટે સઉથી સારૂં હોય તે આપો!" તુરતજ આ પાક સ્ત્રીએ પોતાના બન્ને બેટાઓને ત્યાં મુવેલા પડેલા દિઠા. આ જોઈ તેણી માહેતમપોશી કરી પોકારવા લાગી, "યા રહિમ, મારા પુત્રોનું આ કઈ કિસમનું ભલું થયું?" જવાબ મલ્યો, "તેં ત્હારાં બચ્ચાંના ફાયદાનું માંગ્યું, અને તેઓનાં સારાંનું જે હતું તે આપ્યું!" તેઓ જીવતા રહેતે તો કદાચ કાંઈ જબુન રોગને આધિન થઈ પડતે અથવા અસહ્ય આફતમાં ફસતે એવું વમાસી તેણીએ પોતાનાં જીગરને સંધ્યારો આપી સબુરી અખત્યાર કીધી.

કરે છે જે ચિજો તે અદલ દાદાર,
તેપર રાજી રહેવું છે બહુ સજાવાર.
અગર બનાવ હોય દીશતા બદ યા સારા,
પણ નહિં જોઇતી ઇન્સાનમાં ચુનોચરા.
જેમ કુંભાર બનાવે છે હર માટીના ઘાત,
પણ નહિ હોય તે માટીમાં એવી તાકાત,
કે પુછે તે કુંભારને તેના સબબ,
યા ચુનોચરા કરવા તે થાય બેઅદબ.
તેમ જાણ આપણ આ કુલ ઇન્સાનની જાત
ને ખુદાઇ કામપર ન જોઇતો કંઇબી બબડાત.

* * *

## મોત કોઇને મૂકનાર નથીઃ—

### બેત.

હેકે સદ સાલ મીકુનદ બંદેહ,
મર્ગ બર દુશ મીજનદ ખંદેહ.

બંદો સૉ વર્ષ સૂધી જીવવાના અંદેશામાં છે, જ્યારે જાલમ મોત તેની ખાંધ ઉપર બેસી હસે છે કે તુંને બોલ બોલતામાં મારા સપાટામાં લઉં છું.

### ચોપાયા છંદ.

વાણી મુખથી વદશો ગમતી, વિધવિધ વાત વખાણી;
કાળતણે દરકાર નહિ દિલ, પથ્થર ઉપર પાણી.
કરો પ્રયત્ન હજાર કદી પણ, તરંગ લેશે તાણી;
જમ આગળ ચતુરાઈ ન ચાલે, પથ્થર ઉપર પાણી.

રાખ રખાવત કો'ની ન રાખે, ઉરમાં શરમ ન આણી;
કરગર્યાથી કાળ ન પિગળે, પથ્થર ઉપર પાણી.
• ત્રાસ શરમ કે દયા દિલમાં, જમડાએ નહિ જાણી;
રડવા કુટવાથી રતી ડગે નહિ, પથ્થર ઉપર પાણી.

(ખબરદાર.)

તપનાં બળથી અને કિરતારની કૃપાથી એક ઇસમને અનેક રૂપ ધારણ કરવાની શક્તિ પ્રાપ્ત થઈ હતી. તે એવી રીતે કે અસલ કયું, અને નકલ કઈ, તે ઓળખી શકાતું નહિ. અંતે મૃત્યુ નજદીક આવતાં યમદુતો તેને લેવા આવ્યા, ત્યારે તેણે અનેક રૂપ ધારણ કરી પોતાની છ સાત આકૃતિઓ બનાવી દીધાથી યમદુતો ગભરાયા કે આમાં તેનું ખરૂં રૂપ કયું। તેઓ ધર્મરાજા પાસે ગયા, અને જોયલી હકિકત વિદિત કરી. મસલહત કરી યમદુતો ફરીને તે માણસ પાસે જઈ કહ્યું, "આ ત્હારાં સ્વરૂપોમાં એક ખામી અમારા જોવામાં આવે છે." તુરતજ તે માણસનું મુળ અસલ રૂપ બોલી ઉઠ્યું, "શી ખામી છે?" તેનો ઉત્તર આપવા વિના તેનેજ પકડી તેઓ તેને યમદ્વારા પ્હોંચાડી આવ્યા. મતલબ, મોત પાસે ઢોંગ ચાલતો નથી.

**દોહરો.**

ગાદી ઉપર બેસી, કરો હજાર ઇન્સાફ;
ચીઠ્ઠી આવી રબની, ઘડી ન કરે માફ.

*　　*　　*

## ગાયન ગાવાના ગુણઃ—

Music touches the soul, elevates and refines

its nature, infuses the noblest thoughts, urges to the most animated action, calms the ruffled spirits, and eradicates every malignant propensity.

*(Dr. Knox.)*

સમજણ:—આત્મા ઉપર ગાયન એજમતી અસર કરે છે, તેનો ખવાસ ઉંચો અને શ્રેષ્ટ બનાવે છે, ઉત્તમ વિચારો દાખલ કરે છે, બહુજ મોટું કાર્ય કરવાને ઉત્સાહ ઉત્પન્ન કરે છે, ઘેરાઈ ગયલા સ્વભાવને શાંતિ બક્ષે છે, અને દરેક કિનાકપટની વળાણને જડમુળથી ઉખેડી નાખે છે.

ગાવાનો હુન્નર માણસની છાતીને તથા ફેફસાંને ખિળવે છે. એ હુન્નર ફેફસાંનાં દર્દોના હુમલા સામે માણસને રક્ષણ આપે છે. ગવઇયાઓ તરીકે ધંધો ચલાવતા શખ્સોનાં ફેફસાં ઘણાંજ ખિળેલાં હોય છે, અને તેઓની સામાન્ય તનદરોસ્તી પણ હમેશાં અસાધારણ સારી રહે છે. ડૉ. હૅરી કૅંપઍલ નામનો એક તબિબ ગાવાના હુન્નરને અતી અગત આપે છે, અને પોતાને જ્યારે પણ ટક મળે ત્યારે તે હાંસલ કરવાની દરેક માણસને ભલામણ કરે છે. જે માણસોની છાતીની ખિળવણી ખામીભરેલી હોય, તેમજ જે માણસો હૃદયના દર્દથી ચાલુ પિડાતાં હોય, તેઓને માટે એ હુન્નર ખાસ ઉપયોગી છે. કહ્યું છે કે—

જગકો ધિરજ રાગ હય—રાગ રૂપકી ખાન,
તન મન જનસો રાગહય—રાગ પ્રેમકો પ્રાણ.
સુખકો દાતા રાગ હય—રાગ રૂપકો ભોગ,
યાહિતે સબ કહત હય—રાગ રંગ સંયોગ.

રાગ હરે સબ રોગકો—રાગ કહે રસ ભોગ,
બીરહી ઝુરે જો રાગકો—ઉપજે મ્હા વિયોગ.

• દાઉડ પયગમ્બર જે ખુશ 'એલહાની' (સરોદ) માં આખી દુનિયામાં વખણાઈ ગયો છે તે જ્યારે ગાયન ગાતો હતો ત્યારે કહે છે કે, હવાનાં 'પરંદા' (પક્ષિઓ) અને જમિનપરનાં 'ચરંદા' (પ્રાણીઓ) તેનો અવાજ સાંભળી અટકી પડતાં હતાં, એટલુંજ નહિ પણ, નાચવા મંડી જતાં હતાં! તેમજ નેહેરનું ચાલતું પાણી દાઉડનો રાગ સાંભળવાને સ્થિર થઈ, ગાણાં તરફ પોતાનો ચાહ બતાવી, ખરખર-ખરખર કરતું પોતાના પૅદા કરનારની સેતાયશમાં રાગ કહાડતું પોતાનો માર્ગ લેતું હતું.

*　　*　　*

## સગનવંતી શેહાદી:—

What curious changes here we meet,
'Twist Mary Jane and Ebenzer.
She was changed from Sour to Sweet,
And he became a Lemon squeezer.

થોડા વખ્તની વાત ઉપર ઇંગ્લંડમાં **મેરી જેન લૅમન** નામની બાનુએ **મી૦ ઍબેનઝર સ્વીટ** સાથે લગ્ન લગાવ્યાં ત્યારે એક રમુજી લેખકે તે બનાવ માટે કવિતા જોડી બન્નેનાં Lemon અને Sweet વિશેષ નામો સાથે ઉપલી રમત કરી હતી. આ તો જુદા જુદા શબ્દો ઉપર રસ લેવામાં આવ્યો છે! પરંતુ એકજ શબ્દના વિવિધ અર્થોની ગમત લ્યાં મેળવીશું.

એક દીન એસા આયગા, કો કીસીકા નાહિ;
ઘરકી **નારી** કૌન કહે, તનકી **નારી** નાહિ.

એમાં પહેલીં નારીનો માયનો **સ્ત્રી** થાય છે, અને બીજો નારી બોલ **નાડી** ( Pulse ) અર્થે વપરાયો છે.

સબી ભૂમિ ગોપાલકી, વામે **અટક** કહા;
જાકે મનમે **અટક** હએ, વોહી **અટક** રહા.

બધીજ ભૂમિ ઇશ્વિરની સર્જેલી છે, તેમાં અટક નદી પણ આવેલી છે; જેનાં મનમાં ખટકો હશે તેજ ત્યાં અટકી રહેશે. પહેલો અટક=અટક નામની નદી. બીજો અટક=ખટકો. ત્રીજો અટક=અટકી રહેવું.

અગર નેક બુદી સરઅનજામે **ઝન,**
ઝનાનરા **મઝન** નામ બુદી, ન **ઝન.**

ઑરતોની સર્જત નેક એટલે રૂડી હતે તો, ઑરતો **ઝન** નહિ પણ **મઝન** કહેવાતે! ફાર્સિ ભાષાંમાં "ઝન"નો એક અર્થ **ઑરત** અને બીજો અર્થ **માર મારેલું** થાય છે. **ઝન** શબ્દ ઉપર શ્લેશ લગાડી ફિરદોસી લખે છે કે, ઑરતો જો પાધરીજ ચાલની હોત તો, તેઓને **ઝન** એટલે **માર મારેલી** એવું નામ નહિ અપાતાં, **મઝન** એટલે **નહિ માર મારેલી**નું નામ આપવામાં આવત!

**મરવા** કોઇને ન ગમે, ગમે ન પ્રાણી પંખ;
**મરવા** મારે ઘર ગમે, એવાં અમો નિશંખ.

આ દુહાના પહેલા "મરવા" શબ્દનો અર્થ **ગુજરી જવાનો** થાય છે, બીજી લીટિના "મરવા"નો માયનો **કૅરીના ન્હાના મરવા** ઉઠે છે.

* * *

## સ્ત્રી સદ્દગુણી ત્યાં સંસાર સુખી:—

પરણેલી સ્ત્રીને એક હિંદુ પંડિતની શિખામણ છે કે, તેણીએ બામંદાદે પોતાના પતીની આગમચ ઉઠી, અંગોળ કરી, ઘરને તથા સરસામાનને સાફ કરી, રસોઈ માટે તૈયાર રહેવું. રસોઈ થવા બાદ પરમેશ્વરની પ્રાર્થના કરી, પતીને તથા ઘરનાં બીજાં માણસોને જમાડવાં. તેણીએ આળસ રાખી સુસ્ત પડી રહેવું નહિ; કેમકે તેથી કામ બિગડે છે, અને સર્વની તે અપ્રિય થઈ પડે છે. તેણીએ મોટા અવાજે બોલવું નહિ, કઠોર શબ્દ વાપરવો નહિ, અનગમતી વાતો કરવી નહિ, લંબાણ જીભ ચલાવવી નહિ, ગુસ્સો કરવો નહિ, અને ઇશ્વરને હર પ્રસંગે યાદ કરી તેનો આશ્રો માગતા રહેવું. જે સ્ત્રીપર પતી પ્રસન્ન થાય તેના ઉપર ગોયા પરમેશ્વર પ્રસન્ન થયલો ગણાય. પતીની ચાલ પાધરી હોય તો, કોઇપણ રીતે તેને મુન્જાવાનું કારણ નહિ આપવાની ફર્જ સ્ત્રીને સર છે. સ્ત્રીનાં સર્વે સુખનો આધાર તેનો સ્વામીજ હોવાથી, સ્વામી રાજી રહે તેવો માર્ગ તેણીએ ગૃહણ કરવો અવસ્ય છે. રૂડી ચાલના અને દયાળુ દિલના સ્વામીની સેવામાં સદા તત્પર રહેવું એ સ્ત્રીનો ધર્મ છે. સારા સ્વભાવવાળી, મધુર વચનવાળી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, હસ્તા મુખડાવાળી, નિર્મળ મોહબતવાળી, સંતોષી જીગરવાળી, અને સાદાઇમાં શોભા સમજનારી સ્ત્રી પોતાનો તેમજ પોતાનાં પતીનો ભવસાગર તરીપાર ઉતારી સ્વર્ગ્ય સુખનાં દ્વાર ખુલ્લાં કરે છે.

**દોહરો.**

સ્ત્રી અમુલી તો તેજ જાણ, હોય જે તાબેદાર;<br>
ફર્જ બજાવી ધણી તણી, રહે પ્રિતથી સદાચાર.

*　　　*　　　*

## હુમત, હુખ્ત, હુવર્શ્ત—હિંદ દાદાનો દ્રષ્ટાંતઃ—

There is but one path to beauty, as there is to goodness: purity of thought, purity of speech, and purity of actions. This is the moral of Zoroastrian religion, and on it the whole structure of the Zend Avesta is raised.

*( R. D. Stocker. )*

સમજણઃ— ભલાઇની માફક ખુબસુરતી મેળવવા માટેનો રસ્તો પણ એકજ છેઃ તે એ કે, રૂડો વિચાર કરવો, રૂડું વચન ઉચ્ચારવું, અને રૂડું કામ કરવું. જરથોસ્તી ધર્મનાં આ નીતિશાસ્ત્ર ઉપર આખી ઝંદ અવસ્તાનો પાયો રચાયલો છે.

જરથોસ્તી મજહબે સારા વિચાર (હુમત)ને પહેલી પદવી આપી છે તેનું કારણ ખુલ્લું છે. વિચાર સારા હશે તોજ સારા શબ્દો (હુખ્ત) બોલાશે, અને સારાં કામ (હુવર્શ્ત) થશે. ભલા સખુન અને ભલાં કામનો આરંભ ભલા વિચારથીજ થાય છે! ફક્ત ભલા વિચાર કરવાથી અને ભલાઇની વાતો કરવાથી ઝાઝું આવકારદાયક પરિણામ આવતું નથી. જેવી રીતે વિચાર્યે ને બોલ્યે, તે પ્રમાણે ચાલવું જોઇએ—અમલ કરવો જોઇએ! એક ઇસમે શિખ આપી છે કે—

કથની બકની છોડ દે, રહેનીસે ચિત લાય;<br>
નીરખી નીર પીયે બિના, કબહુ પ્યાસ ન જાય.

મોટી મોટી વાતો કરવાનું તથા લવારો કરવાનું છોડી દે, ને

કાંઈ કાર્ય કરવામાં મન લગાડ; પાણીને ફકત જોયા કર્યાથી સોસ છિપાતી નથી, પણ પિવાથીજ રાહત મળે છે. તેમ ભલાં કામને અમલમાં મૂકવાથી ખરો ફાયદો હાંસલ થાય છે.

એક ઠેકાણે રોજ ધર્મ સંબંધી થતી વએઝમાં ચારેક સ્ત્રીઓ સાથે જતી હતી. એક દિવસે એક બીજી બાઇને તેઓ ત્યાંઆગળ લઈ ગઈ. વળતે દિને તેણીને લેવા તેઓ પાછી આવી ત્યારે તે બાઇએ જવાબ આપ્યો, "બહેનો, પતીની સેવા કરવા માટેનો ઉપદેશ જે ગઈ કાલે હું સાંભળી આવી છું તે પ્રમાણેનો પુરેપુરો અમલ મારાથી થશે ત્યારે મારે બીજું વધારે શું કરવું તે સમજવાને તમારી સાથે આવીશ." સહીઓ બોલી, "તું કાંઇ ગાંડી છે? સાંભળીને ચાલવા કાજે આપણે શું રોજ જઇએ છિએ? કેટલિક બહેનો શર્માશર્મીંથી જાય છે, કેટલિક રચના જોવા જાય છે, તો કેટલિક નવી ઓળખાણ વિગેરે કરવા દોડે છે, તેમ ત્હારે પણ કરવું!" પેલી બાઇએ ઉત્તર આપ્યો કે, તેણીનું તો એવું માનવું છે કે, જે સાંભળવું તે ઉપર વિચાર ચલાવવો, અને બની શકે તેટલું તે મુવાફેક ચાલવું તોજ આપણું સાંભળેલું પ્રમાણ! નહિતર કવિ **અ**ખા **ભ**ગત સમાન સંતાપ કરવો પડે કે—

તિલક કરતાં ત્રેપન થયાં, ઘટમાળાનાં કાણાં ગયાં;
શ્રવન કરતાં ફુટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન!

બાહેર દેખાડવાનાં ટિલાં ટપકાં કરતાં ત્રેપન વર્ષ વિટી ગયાં, માળા ફેરવતાં તેનાં નાકાં ફુતી ગયાં, જ્ઞાનની વાતો ચાલુ સાંભળતાં કાન બેહેરા થઈ ગયા, તોપણ ખુદાઇ જ્ઞાન મળ્યું નહિ!

તેમ માત્ર સાંભળીને વાહવાહ કીધાથી, કે તાળીઓ પાડવાથી આપણાપર ઉંડી અસર થઈ એમ સમજવાનું નથી. ખાસ કરીને જાહેરમાં આવનાર તથા જાહેર સેવા બજાવનાર શખ્સ પોતાના વિચાર, શબ્દ, અને કામ ઉપર પુરતો કાબુ ન ધરાવતાં ડામાડોળ રહે તો, સામો તે નુકશાનકારક થઈ પડે છે એટલુંજ નહિ પણ, તેના તરફથી જેઓ સારી આશા અને ધડો મેળવવાની ઉમેદ ધરાવતા હોય તે ઉમેદ બિલકુલ બર આવતી નથી. જરથોસ્તી ધર્મ ફર્માવે છે કે, નેક વમાસણ, સત્ય ભાષણ, અને ભલી કરણીને આપણા હમેશના ખરા મિત્રો કરી રાખવાં; ને ભુંડા વિચાર, દુષ્ટ શબ્દ, અને કનિષ્ઠ કામને આપણા વૅરી સમાન લેખી તેથી સદા દૂર રહેવું. દ્રઢ મન, નિખાલસ અંતઃકરણ, રાસ્તી, પાકીજગી, ઈત્યાદિ અમ્મર કીર્તિ અપાવી આપણે માટે બહેસ્તનો માર્ગ મોકળો કરે છે.

હિંદુસ્તાનને તેની હાલની ઉજવળ હાલતમાં આણનાર, હિંદી પ્રજાને તેના મોભા તેમજ સ્થિતિનું ભાન કરાવી તેને તેની જોખમદારી અને દરજ્જો સમજાવનાર, બ્રિટિશ પાર્લામેંટના પહેલા હિંદી સભાસદ, સ્ત્રી કેળવણીના સ્તંભ, હિંદી પ્રજાકિય પરિષદના એક અગ્ર સ્થાપક અને અચલ પોષક, હિંદ સ્વરાજના પ્રથમ સમર્થ હિમાયતી, ઈંગ્રેજ રાજઅમલના ચુસ્ત હિતાર્થિ, અને તેત્રીસ ક્રોડ ભારતવાસીઓનાં હ્રુદયમાં "**હિંદના દાદા**" (The Grand Old Man of India) ના અનુપમ ઍલકાબે અવ્વલ સ્થાન મેળવનાર, મહાન નિસ્વાર્થિ, નિષ્કલંક, નીતિવાન, નિડર, નમુનેદાર દેશભકત, ડૉકટર **દાદાભાઇ નવરોજજી દોરડી,** ઍલ. ઍલ. ડી., સ્વદેશની સાત દાહેકા ઉપરની અથાગ સેવા બજાવી પોતાની ફતેહમંદ લડતોથી કીર્તિ સંપાદન કરવા સાથ સમસ્ત પારસી કૉમને તમામ દુનિયામાં

દિપાવી, તા૦ ૩૦મી જુન ૧૯૧૭ ને દિને ૯૨ વર્ષની પાકટ વયે મુંબઈમાં હક થયા તેની બાહરવણે તેવણની પાયદસ્ત વેળા, ડુંગરવાડી આગળ હાજર રહેલી જંગી પચરંગી ઠઠ સનમુખ, આપણા સુપ્રસિદ્ધ શેહેરી અને અત્રેની હાઇ કૉર્ટના માજી જડજ **સર ઍન. જી. ચંદાવરકરે** આપેલાં ભાષણના નિચલા પ્રસંગોપાત શબ્દોએ, તે નેક મનસ્નીના દાદાના એકેએક ઉપાસકનાં દિલમાં વિજળીક અસર પૅદા કરી હતી.

Dadabhoy Nowroji is the one Indian known to us who stands as the "Dada" of India—the father of his countrymen. Who did not know him? Who did not love him? Who did not worship him–as India personified? This star of the future, laid the foundation seventy-five years ago of religious, of social, and of political life, and has in those seventy–five years seen the tree grow of which he laid the seed with the help of another Parsi, the first Sir Jamshedji Jeejibhoy, Bart. Dadabhoy Nowroji belonged to the great Parsi community, and if we take stock of his life and his example, may I not say with perfect justice and truth that in his career, in all he did, in all he suffered, and in all he taught, he was the Prophet Zoroaster's religion personified,

incarnated, because he was the man more than anybody else of pure thoughts, of pure speech, and of pure deeds—the sum and substance of the Zoroastrian religion? Therefore, it is no exaggeration to say, and it is not marring the beauty of the religion to say, that he was a Second Zoroaster sent to India to make the sun of righteousness and of India's future progress shine more and more by means of our pure thoughts, our pure speeches, and our pure deeds.—*Sir Narayen Ganesh Chandavarkar's funeral oration at the foot of the Tower of Silence on 1st July 1917.*

યાને,-દાદાભાઈ નવરોજજી આપણને જણાયલા એકલા હિંદીવાન છે કે જેવણ હિંદના "દાદા"-પોતાના દેશના પિતા-તરીકે ઓળખાતા હતા. તેમને કોણ નહોતું પિછાનતું? તેમને કોણ ચાહતું નહોતું? હિંદના એક સ્વરૂપ તરીકે તેમને કોણ પુંજતું નહોતું? ભવિષ્યના આ શેતારાએ પંચોતેર વર્ષની વાતપર હિંદની ધાર્મિક, સંસારીક, અને રાજદવારી જીંદગીનો પાયો નાંખ્યો હતો, અને એ પંચોતેર વર્ષ દરમ્યાન પેલા બીજા પારસી અકાબર સર જમશેદજી જીજીભાઈ પહેલા બૅરોનેટની દસ્તગીરી સાથ તેવણે જે બી વાવ્યાં હતાં તેનાં મિઠાં ફળ તેવણ જોવા પામ્યા હતા. દાદાભાઈ નવરોજજી મ્હાન પારસી કોમને લગતા હતા, અને તેમની જીંદગી તેમજ તેમના

દાખલાની આપણે તપાસ લઇએ તો, સંપુર્ણું ઇન્સાફ અને સચ્ચાઇથી એમ શું નહિ કહી શકાશે કે તેમની કારકીર્દિ દરમ્યાન, તેવણે જે સઘળું કીધું, જે સઘળો ભોગ આપ્યો, અને જે સઘળું શિખવ્યું, તેમાં તેવણ પૅગમ્બર જરથોસ્તના ગોયા એક અવતાર જેવા હતા, એક દેવતારૂપ હતા? કારણ, જરથોસ્તી ધર્મના પાયા સમાન લેખાતા નેક વિચારના, નેક શબ્દોના, અને નેક કરણીના નિયમો પાળવામાં કોઇભી માણુસ કરતાં તેવણ ઘણા આગળ વધેલા હતા. આથી કોઇએ અતિષયોક્તિ કર્યા વગર, અને તે ધર્મની ખુબી સ્હેજભી ઉતારી પાડવા વિના, કહી શકાશે કે, તેવણ બીજા જરથોસ્ત હતા જેમને આપણા નેક વિચારો, આપણા નેક શબ્દો, અને આપણાં નેક કાર્યો મારફતે હિંદનું ભવિષ્ય સુધારવા અને સચ્ચાઇના સૂર્યને જ્યાદા પ્રકાશિત કરવા ઇશ્વરે હિંદમાં મોકલી આપ્યા હતા.

In all Dada did, in all he suffered too,
In all he wrought, and all he taught and knew,
Zoroaster's faith personified in him,
In service and well-doing so supreme—
A man so pure of thought and word and deed,
True follower of Great Prophet's creed.
In reality, a Second Zoroaster he,
How well Ind's future greatness could foresee!
Live by the light of his example pure,
In all you think or speak or may endure.

*(R. B. P.)*

**હિંદના દાદા** કરીને તો શેઠ દાદાભાઇને આખો દેશ ઓળખે છે; પણ પારસી કોમના પનોતા **પૅગમ્બર જરથોશ્ત,** જેમના બુલંદ મહજબનાં મુળ તત્વો **હુમત, હુખ્ત, હુવર્શ્ત** છે, તે ધર્મના તે મ્હાન સ્થાપકના શેઠ દાદાભાઈ જેવા એક ઉપાસકને **સર ચંદાવરકર બીજા જરથોશ્તની** ઉપમાં આપે તેમાં સરાહધાત થોડીજ કહેવાય! કારણ, શેઠ દાદાભાઈ, સુધારા, સ્વભોગ, સ્હનશિલતા, સુકર્મો, સચ્ચાઈ, સાદાઈ, સાલેસાઈ અને ઉનંતીનો સંદેશો લાવી તેનો ઝુંડો અશો જીંદગીથી ચૅામેર ઉડતો કરી ગયા છે. કોઈ પૅગમ્બરને માનનારા લાખ બે લાખ શિષ્યો છે. કોઈ બીજા પૅગમ્બરને માનનારા દશબાર ક્રોડ અનુયાઇઓ હશે. મગર આ રાજદ્વારી પૅગમ્બર (Poltical Prophet) ને પુંજનારા ને માનનારા તો ૩૩૦૦૦૦૦૦૦ હિંદીવાનો છે! પારસી, હિંદુ, અને મેહોમેદનના જુદા જુદા નબીઓ છે, પરંતુ એ સર્વે સામટા મળીને એકજ નબીને માનતા હોય તો આ સાદા, સરળ, સત્ય, અને સભ્ય સતપુરૂષને માને છે. શેઠ દાદાભાઈની ૯૧ મી જન્મતિથિ ઉજવવા માટે કોટ ઍમપાયર થિએટરમાં તા૦ ૪-૯-૧૯૧૫ ને દીને મળેલી જંગી સભા દરમ્યાન જાણીતાં બંગાલી બાનુ કવિ **મીસીસ સરોજીની નાયડુ** બોલ્યાં હતાં જે, " મી૦ દાદાભાઈની હાજરીમાં દરેક વેળાએ મારાં મન ઉપર એવી અસર થતી હતી કે હું જાણે એક મોટી જાત્રાનાં મંદીરમાં એક દેવતાની સનમુખ ઉભેલી હોઉં! હમણાં હું જ્યારે તમો સનમુખ બોલું છું ત્યારે પણ, મારી આંખ એ મંદીરનાં ધામ હજુર તેની ખુબીઓ પ્રગટતી ઇશ્વરી માયામાં લિન થયલી હોય તેમ લાગે છે. મારી માફક જેઓ મી૦ દાદાભાઇને મળવા જાય છે તેઓ પોતા ઉપર કાંઇક **આશિર્વાદ ઉતરી આવેલા હોય** એવા

ખ્યાલ અને એવી લાગણી સાથ ત્યાંથી પાછા ફરે છે." **મીસીસ નાયડુએ** વર્ણવેલી કાંઈ લોહચુંબકી શકિત કાર્ય કરતી હશે તેથીજ તો, ઘણાક નામચીન નરો ઉપ્રાંત, મુંબઈના ગવરનરો જેવા કે **લૉર્ડ સિડનહેમ, લૉર્ડ વિલિંગડન,** તેમજ નામદાર વાઇસરૉય **લૉર્ડ હાર્ડિંજ** વિગેરે, વરસોવામાં વાસો કરી બેઠેલા **આ જમાને જરથોસ્તના** મ્હાત્મા સર્ખા મુખડાનાં દર્શણ-પુંજન અર્થે ત્યાંઆગળ વારાફરતી કદમ લંબાવતા હતા! સ્થાનિક પત્રો **ઍડવોકેટ** અને **પ્રજા મિત્ર** પણ નિચલા ઇસારા કરે છે.

"With his own countrymen, Dadabhoy Nowroji is a name to conjure with. It is enshrined in their heart. They hold him in deepest reverence and affection. Towards the close of his life, they worshipped him almost as a *saint* and a *sage*. From first to last, he was inspired by the noblest aim and motive. It was this feeling that led distinguished personages, like Governors and Viceroys to visit him in his retirement, and to send him messages of congratulations on his birth-day, which he gratefully acknowledged."—*Advocate of India, 2-7-1917.*

"When after years and years of devoted service, he came back to his country to earn a well-earned rest in the bosom of his family, he

remained so deeply embedded in the hearts of his countrymen, that he was worshipped as a *saint;* his place of abode in the quiet sea-side suburb of Versova was the *Mecca* of Indian publicists, and thousands of Indians went there to have a sight of the *great Rishi*–the most honoured, the most beloved, the most revered, the most exalted of all the sons of India, her greatest patriot and her most priceless treasure."—*Praja Mitra, 2-7-1917.*

પવિત્ર **ગાથા**માં એક આગળ વધતો ફકરો મળે છે. ત્યાં કહે છે કે, "જે શખ્સ આ ફાની અને પેલી મિનોઈ દુનિયાને લગતા કાયદાના માર્ગો બીજાઓને બતાવી શકે છે તે માણસ પોતે, ભલાંના કરતાં વધારે ભલું હાંસલ કરે છે. અય મઝદ! તેવો શખ્સ **ત્હારી સંફનો**, સારાં ડહાપણવાળો, ને દુનિયાની આબાદી કરનારો છે." આ ફકરામાં નેક કામ કરનાર ઇસમને ખુદ ખુદાને મળતો આવનાર અને તેની પંક્તિનો ગણ્યો છે. આપણે એક રૂડું કાર્ય કર્યે છિયે ત્યારે આપણો આત્મા જાણે ખુદાઈ બુલંદી કે બુઝોર્ગી ભોગવતો હોય તેવો સંતોષ આપણને ઘણીવાર મળે છે. શેઠ દાદાભાઇએ દેશોન્નતીનું બી રોપ્યું, પાણી સિંચ્યું, ઝાડ થયું, ફળ લાગ્યાં, અને તે ફળ તથા મેવો પોતાના દેશબંધુઓને ખાતા થતા જોવાનો તેવણ પરમ સંતોષ મેળવી ચાલતા થયા!

પક્ષુકી તો પનૈયા ભઇ, નરકા કછુ ન હોત;<br>
નર ગર સુકરણી કરે, નર નારાયણ હોત.

એમાં અલંકારીક રીતે કહેલું છે કે આદમ જો ભલાં કર્મો કરે તો, તે **ખુદા** (નારાયણ) થઈ શકે; નહિતર તે પશુ કરતાંબી બદતર છે, કારણ પશુનું તો ચામડું પણ કામ આવે છે. એક બીજો કવિ વદે છે કે—

આદમકુ ખુદા મત કહો, આદમ ખુદા નહિ;
લિકન ખુદાકે નુરસે, આદમ જુદા નહિ.

દમેદમ ગુનાહમાં ગિરફતાર થયલો પાપી પુરૂષ ખુદામાં કદી મળી શકે નહિ, પરંતુ નેકી નીતિમાં પોતાનો ભવ પસાર કરતો રહેલો પહરેજગાર વિરલો **ખુદાનાં નુરથી જુદો નથી**-ખુદ ખુદા પણ તેનાથી વિખુટો નથી.

મજકુર ત્રણ કિમતી જરથોસ્તી ફર્માન હૈડે કોતરી રાખી આપણે અંતઃકરણથી અર્જ ગુજારીશું કે, તે મ્હા કૃપાળુ સર્વ શકિતવાન સાહેબ આપણ કમિના બંદાઓનાં મનમાંના દુર્ગુણો જડમુળથી ઉખેડી નાખી તેની જગ્યા સારા વિચાર, સારાં વચન, અને સારાં વર્તનથી પુરે, કે જેના પ્રતાપે આપણથી લોકોનું કાંઈ ભલું થાય, અને આપણો વખ્ત આવે ત્યારે આપણે પણ **હિંદના દાદાની** માફક જરાએ દહેશ્ત વગર તેની દરગાહમાં જવાને લાયક થઇએ !

## મોનાજાત.

કસુર થઈ છે ઘણી, થઈ ઉમ્ર પસાર;
નમું તુંજ હજુરમાં, ઓ પરવરદેગાર !
મને મુજ વસ્યા હોય, બદ કાંઈ વિચાર;
કે ભુંડાં કીધાં હોય, કદી મેં કાર;
વચન કાંઈ બુરાં, મુજ જબાને અગર-

નિકળ્યાં હોય હરગેજ, તો દાવર દાદગર—
ચાહું છું ત્હારી મારી, પશેમાન બની;
ખતા કર અતા તે, બક્ષેશના ધણી!

આપણા ગુનાહની આ મુવાફેક તોઝેશ કરવા બાદ, શેઠ દાદાભાઈનાં રૂહને શાંતિ ઈચ્છનારી એક વધુ મોનાજાત પઢીશું.

એ યઝદાન અહુરમઝદ માલેક મહાન!
કરનહાર કિરતાર ખાલેક જહાન!
નમન કર્યેં ગંભિર ચહેરે તને!
બક્ષ શાંતિ દાદા તણાં રૂહને!

મ્હાત્મા હતો એ નીતિ આરસી!
રૂપી ભારતનો એ હતો પારસી!
ભલો હિંદનો પુત દાદો ઠર્યો!
ભલી વાસના મુકી કયાં સંચર્યો?

ફરિની ખમિર હિંદમાં જન્મ લઈ!
પરખ આપી પરમાર્થની પ્રગટ થઈ!
જીવન અરપ્યું હિંદ માટે અહા!
ને જાહેર જગમાં મનાયો મહા!

ખુદાવંદ, દાદાની શુભ વાસના!
ને **સર મેહેતા** વ **ગોખલે** ખાસના!
ગુણો **પંચી** પુત્રો મહિ બક્ષજે!
દાદા રૂહને શાંતિમાં રસજે!

*　　　*　　　*

## નુકસાનનો અવેજ નેકીમાં:—

Remember all who love thee,
All who are loved by thee;
Pray too for those who hate thee,
If any such there be.

(J. Jenkins.)

સમજણ:—જે ધણીઓ તુંને ચાહે છે તે ધણીઓને, તેમજ જે ધણીઓને તું ચાહે છે તે ધણીઓને, તું યાદ કરતો રહે; એવાબી કોઈ હોય કે જેઓ તુંને ધિકકારતા હોય, તેમને માટે પણ તું ભલી મુરાદ ચાહતો રહે.

ભુંડાઇનો બદલો ભુંડાઈ કરીને વાળવો, એ તો દરેક કુત્રાં બિલાડાં જેવાં નબળાં પ્રાણી કાજેબી બહુ સ્હેલ વાત છે. પણ ખરી મર્દાનગીવાળો મર્દબચ્ચો તો તેજ ગણાય કે જે પોતાના મુદઇ તરફની ભુંડાઈનું દુ:ખ ખમ્યા બાદ ભલાઈ અને અહેશાનમંદીના ભારથીજ તેની ગરદન નિચી રાખવાને ફાવે, અને પસ્તાવાની ગુપ્ત આગથી તેનું અંતઃકરણ સદા ટપતું-જળતું રાખે. દોસ્ત સાથે ભલાઈ કરવાનું કામ મુસ્કેલ નથી, પણ દુશ્મન સાથે બુરાઇને બદલે ભલાઈ કરીને ફાવવું તેમાંજ ખરી ખુબી કિંવા બ્હાદુરી છે. ભુંડાઓની નડ હર વખ્ત અને હર જગ્યાએ હોય છે, પણ નેક સજ્જનો તો હમેશાં સુખસંપજ ચાહતા અને ફેલાવતા રહે છે.

પોતા ઉપર તા૦ ૨૩-૧૨-૧૯૧૨ ને દિને છોડવામાં આવેલા "બૉંબ"નાં પરિણામે પાંચ અઠવાડિયાંની સખ્ત બિમારીનું બિછાનું

ભોગવી, તા૦ ૨૭ મી જૅન્યુઆરી સને ૧૯૧૩ ના રોજે પેહલીવાર જાહેરમાં દેખાવ દઈ, હિંદી શેહેનશાહતની નવી રાજધાની દિલ્લીમાં વડી ધારાસભા (Imperial Legislative Council)ની પેહલી બેઠક ખુલ્લી મૂકતાં તે વખ્તના નામદાર વાઇસિરૉય લૉર્ડ હાર્ડિંજે પોતાનાં ભાષણ દરમિયાન હિંદી પ્રજાને આ મુજબ માયાકુલ સધ્યારો આપ્યો હતો.

Whatever I may feel on the subject of the crime itself, I only wish to assure you and the whole of India that this incident will in no sense influence my attitude. I will pursue without faltering the same policy in the future as during the past two years, and I will not waver a hair's breadth from that course.

યાને,— આ ગુનાહ તરફ મારી પોતાની લાગણી ગમે તેવી હોય, છતાં હું તમોને અને આખાં હિંદને ખાત્રી આપવા માંગું છું કે આ બનાવ મારી વળણ ઉપર કોઈપણ રીતે અસર કરી શકનાર નથી. ગયાં બે વર્ષ દરમિયાન જે રાજનીતિ મેં અખત્યાર કીધી છે તે રાજનીતિ ભવિષ્યમાં હું જરાપણ ડગમગ્યા વગર ચાલુ રાખીશ, અને તેનાથી એક બાલ જેટલા તફાવતે પણ હું પાછળ હઠિશ નહિ.

ખરા અમિરી ખવાસનો સુધ્ધો ઈંગ્રેજ બચ્ચો ! તે નામદારની હિમ્મત, ડહાપણ અને વિચારના ઉડારપણાંને ધન્ય છે ! જે શબ્દો તે નામદારે ઉચ્ચાર્યા હતા તેવાજ શબ્દો ઈંગ્રેજી હકુમતને પ્રજા વચ્ચે

પ્રિય બનાવવાના દુરઅંદેશીભરેલા એલાજ લેનારા પેલા પ્રતાપિ વાઇસિરૉય લૉર્ડ કૅનિંગે સને ૧૮૫૭ના બળવા (Mutiny) પછી કહી સંભળાવ્યા હતા જે સખુનો આજે યાદ આવવાથી લ્હાં ઉતરીશું.

As long as I have breath in my body, I will pursue no other policy than that I have been following. I will not govern in anger. Justice, and that as stern, as inflexible as law and might can make it, I will deal out. But I will never allow an angry and indiscriminating act or word to proceed from tbe Government of India as long as I am responsible for it. I don't care two straws for the abuse of the British papers.

યાને,—મારાં બદનમાં જીવ છે ત્યાં તૂલિક મારી હાલની રાજનીતિથી ઉલટી રાજનીતિ હું ગૃહણ કરીશ નહિ. હું ગુસ્સે થઈ વહિવટ ચલાવીશ નહિ. કાયદો અને સત્તા જેટલી મજબુત મુસ્તાકી આપે તેટલી દ્રઢતાથી હું ઇન્સાફ કરીશ. પણ હું જવાબદાર છું ત્યાં સૂધી હિંદી સરકાર હસ્તક એકબી કડવું અને બેહુંદું કામ અથવા શબ્દ હું કદિ બાહેર પાડવા દઈશ નહિ. ઇંગ્રેજી પત્રોની ભાંડ ભાષાની હું રતીભાર દરકાર કરતો નથી.

લૉર્ડ કૅનિંગના વખ્તમાં મામલો બહુ ગંભિર અને તિક્ષણ હતો, પણ તે અદલ હાકમે હિંદી સિપાઇઓએ જગાડેલા બળવાને ખાતર દેશની તમામ પ્રજાને બદનામ કરવા સાફ ના પાડી હતી, અને પકડાયલા બળવાખોરોને તોપને મોહડે ઉડારી નાખવાની ગોરી

પ્રજાની માંગણી તુચ્છકારી કહાડી હતી. તે નામદારની દિલસોજ રાજનીતિ સામે આ દેશમાં અને ઇંગ્લડમાં ઇંગ્રેજી છાપાવાળાઓએ એટલો ભારે ધુજારો ચલાવ્યો હતો કે કોઇબી ઘણી હિમ્મત હારી જવા વિના રહે નહિ. તે નામદારને ટિકકાના બાણોથી તેઓએ વિંધી નાખ્યો હતો, એટલુંજ નહિ પણ તેમને વાઇસરૉયના ઓહ્દા ઉપરથી ઉઠાડી મુકવા માટે તેઓએ વડી સરકારને અરજીઓ કરી હતી. સારે નસિએ તે વેળા નેક નામદાર મર્હુમ મહારાણી વિકટોરિયાનો સઘળો ટેકો લૉર્ડ કૅનિંગને હતો, તેથી તેમની રાજનીતિ ફાવી, અને ઉશ્કેરણી કરનારાઓની સઘળી કોશેષ સદંતર નિષ્ફળ નિવડી હતી. એવા બ્હાદુર અને હાતમ દિલના અમલદારોજ પરદેશમાં ઇંગ્રેજ સરકારની હકુમત તથા તેની નોક જાળવી રાખી શકે છે! એવા અમલદારો હિંદી રૈયતનાં માન તથા પ્રિતીને લાયકના છે!!

### દોહરો.

તોખમ તજે ન તોખમી, નેક તજે ન ખવાસ;
ભાગો પણ કુવો જુવો, બુજવે સઉની પ્યાસ.

* * *

## પારકી આશ સદા નિરાશઃ—

### દોહરો.

જોર પારકું જગતમાં, કશું ન આવે કામ;
રણમાં જીત મળે નહિ, વિરનું લેવે નામ.

પારકાંને આધારે અથવા પરાયે પૈસે મૉજ અને મોટાઇ ભોગવવા કરતાં આપણી ગરિબીમાં સંતોષ માની રહેવું તથા આપણાં જાતિ

બળે આપણું ગુજરાન સાદી રીતે કરવું, એ ઉત્તમ! પહેલી સ્થિતિમાં જ્યારે ગુલામગિરી અને હિનપસ્તી છે, ત્યારે બીજીમાં સ્વતંત્રતા અને માન છે. જેમનામાં જાતિ મહેનતે ટકવા અને વધવાની શકિત નથી, તેઓને બીજાંની મદદ લેવી પડે છે; પણ જેઓ એ શકિત ધરાવે છે તેઓ તેની કુમક લઈ, બીજાંના ઉપકારમાં જવાને ચાહતા નથી. "આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ."

એક બાગમાં દ્રાક્ષનો વેલો અને દાડમનું ઝાડ પાસે પાસે ઉગેલાં હતાં. વેલાને માળીએ માંડવો રચી તેના ઉપર ચઢાવેલો હતો, જેથી પોતાને વધારે અગત્યનો અને કિમતી સમજી તે મગન ને મગરૂર રહેતો. એક દહાડે તેણે પોતાના પાડોસી દાડમનાં ઝાડને કહ્યું, "તું ત્હારાં દાણાદાર ફળ અને લાલ હિંગલાં જેવાં ફુલ માટે ફોકટ મળકાતું ના. તે બંને છતાં, મારી પાસે તું કંગાળ છે. જો! તું જ્યારે જમિનપર સદા ખડું રહી કષ્ટ પામે છે, ત્યારે હું સુંદર માંડવાપર આમથી તેમ લોટી કેવી મૉજ મારૂં છું! તું બાપડાને એવું સુભાગ્ય કયાંથી પ્રાપ્ત થવાનું હતું?" દાડમનું ઝાડ બોલ્યું, "ત્હારી મોટાઇનો માંડવો તનેજ મુબારક! હું તે ચાહતું નથી, અને મને તે જોઇતો પણ નથી! તને માંડવાના આધાર વગર ચાલતું નથી તો ભલે; હું મ્હારા પોતાના પગને આધારે ટટાર રહી શકું છું, એજ સુખ મને મોટું છે.—ખ. બ: ફરામરોજ.

* * *

## બખિલ બુબખ:—

A man that keeps riches, and enjoys them not, is like an ass that carries gold and eats thistles.

સમજણઃ—પૈસાને પોતાની હાજત માટે ન વાપરતાં જે પૈસાદાર પુરૂષ દળિદ્ર અવસ્થામાં રહે છે, તેની હાલત પેલા ગધેડા જેવી છે કે જે બિચારો પોતાની પિઠપર સૉનું રૂપું લાધે છે, અને ખાંય છે ત્યારે તો ઉકરડા ઉપરનો કાંટોકચરો.

ફ્રાન્સનાં પાયતખ્ત પૅરિસમાં એક પુરૂષ મરણ પામ્યો ત્યાંસૂધી પોતાને તદ્દન નિર્ધન હાલતમાં દેખાડવાને બનતી કોશેષ કરતો હતો, અને તેનો વહેવારૂ પુરાવો આપવા માટે મોટા ભાગે ભિખ માગી ઘર ચલાવતો હતો. અજલનું તેડું આવી પ્હોંચતાં તે શખ્સ ખુશબોથી ભરેલા એક વાનરને પોતાની ગોદમાં લઈ તેજ સ્થિતિમાં આખર થયો હતો. આ વિચિત્ર રવેશે પ્રાણ છોડવાનો સબબ શું હશે તે કોઈ સમજી શકયું નહિ; છતાં એક પ્હોંચેલ પુરૂષને શક જતાં એક ચાકુ લઈ, તે વાનરના પેટમાં તેણે ચલાવી દીધી તો માલમ પડયું કે વાનરનું પેટાખાનું સ્હેજ ખુશબો અને મસાલા ભેગું ત્રણ હજાર રૂપ્યાની ચળણી નૉટો અને પંદર હજાર રૂપ્યાના શૅરોના કિમતી અવેજથી ભરેલું હતું. એટલી લક્ષ્મિ છતાં તે શખ્સને કંગાળ્યતપણાંમાં રહેવાની ગોયા ઘેલ્છા લાગી હતી. કહે છે કે મરતી વેળાએ તેને પેલા પ્રસિધ્ધ પાદશાહ મહમુદશાહ ગઝનવી મિસાલ આ મહા મેહનતે મેળવેલી દૉલત છોડી જવા માટે ઘણો ગમ લાગો હતો. મહમુદ આપણી મારીને કાંઇક દરજ્જે પાત્ર છે, કારણ તેણે પોતાની દૉલતનો થોડો ઘણો રૂડો ઉપયોગ કર્યો હતો. જ્યારે આ શખ્સ તો તેને સંઘરી રાખવામાંજ સાર્થક સમાયલું સમજતો હતો, એટલે તેનો બળાપો નિર્થક છે.

ખાય ખવાડે તેજ દૅાલતવંત નેક,
સુમ ધનવંત પર લાખો લાખ હેફ.

*　　　　*　　　　*

## સડેલ પરણ્યો સંસાર:—

It is a less breach of wedlock to part with wise and quiet consent, *betimes*, than still to foil and profane that mystery of joy and union with a polluting sadness and perpetual distemper.

(Milton.)

સમજણ:—ખરાબીભરેલી ઉદાસી અને સદાકાલના કંકાશથી, ખુશી અને સંપજના ભરમને ભાંજીફોડી ભસમ કરવાનું ચાલુ રાખવાને બદલે અગતનાં ટાંકણાસર, ડહાપણ અને સલાહસંપજની રાહે, એક ધણીધણિયાણીનું જોડું જો છુટું પડે તો, તેમાં લગ્નનો ગાંઠ ઓછો થયલો બલકે કાંઇબી તુટેલો સમજવો નહિ.

ખુદા એક, તેમ મ્હોરદાર અને ખાવિંદ પણ એક, એ નીતિવાન કહેતીને માન આપવામાં જો કોઇબી મશહુર હોય તો તે વૅસ્ટ વર્ટેજીઅન પ્રજા છે. તેઓમાં લગ્નનો ગાંઠ ઘણો મજબુત છે, ચમને ભાગ્યેજ ડજન જોડાં આખાં વર્ષમાં તલાક લે છે. વધુ ખુબી એ છે કે, તેમાંનો પણ અર્ધોઅર્ધ ભાગ નાતવાની યા કાંઈ ભયંકર દર્દોને લીધેજ એમ ફારગતી મેળવે છે! ત્યાંના કાયદા પ્રમાણે એવાં લોકો (ધણી અથવા ધણિયાણી) પોતાની કફોડી હાલતને લગતું જાણીતા તબિબનું ખાત્રીપત્ર (Certificate) લઈ ગામના ન્યાય-

ધિશ સનમુખ તે રજુ કરે છે જે ઘટતી તેહકિક કરવા બાદ પોતાને વાજબી લાગે તોજ બંનેની અંગત રાજીમરજીથીજ છુટાછેડાનું હુકમનામું કરી આપે છે.

ભોગ પારસીઓના કે, સને ૧૮૯૫ નો તેમનો **લગ્ન-તલાકનો** કાયદો એવી કોઈ ઘટતી અને જરૂરની સગવડ સામે ઉભો રહે છે! એક ખરાં ઈનસાન્યતપણાંને ઍબ લગાડનારી, બલકે સાદી સમજ-શકિતથી ધિક્કારી કહાડે એવી એ કાયદાની એક કલમને લીધે, પરણ્યા બાદ બાયડી સંપૂર્ણ નબળાઇથી યા ચાલુ બિમારીથી ચાહે તેવી દુઃખી બની હોય, કે સાજી બાયડીનો ધણી ગમે તેવો રોગીષ્ટ યા અશ્કત થઈ પડયો હોય, છતાં તેઓને પોતાની ઈચ્છા ઉપરાંત નિરોપ્યોગી અને ત્રાસદાયક સંસારી સ્થિતિના સંતાપમાં સબડવા સિવાય છુટકો રહેતો નથી. પરિણામમાં બંનેમાંથી જે તનદરોસ્ત હોય છે તેના માર્ગમાં આં કલમ નહિ ઈચ્છિવાસર્ખા અનર્થો અને અનીતિને જન્મ આપનારી થઈ પડે છે; અને ત્યાંસૂધી એ બદી ધામો નાંખી પડી રહેશે કે જ્યાંસુધી હાલના હૈયાત કઢંગા કાયદામાં સંજોગ કિંવા અનુભવને બરનો નામદાર સરકાર પાસે ફેરફાર કરા-વવાનો બંદોબસ્ત કોમી અકાબરો અને આગેવાનો નહિ કરે! સંસાર અને સૃષ્ટિના ઘણા એવા બનાવો છે, ઘણા એવા ફેરફારો છે, ઘણી એવી હોનારતો છે, ઘણી એવી કમનસિબી છે, ઘણી એવી જાલમ જફાકારી છે, ઘણી એવી બુરી બદકારી છે, કે જ્યાં અમુક મુકરર ધોરણને મજબુતીથી બાઝી રહેવાને બદલે પ્રસંગાનુસાર અકકલપસંદ છુટછાટ મુકવાથી નુકસાનને બદલે બેહદ ફાયદો થાય છે. એવી ગ્યરવ્યવસ્થાનો અટકાવ થતો જોવાની નેક નૈયતથીજ ખરા બારિક હિંગામો ઉપર ચૅાકકસ આંકોશ આધિન બીજી બાયડીની હિમાયત મર્હુમ **મી૦ મનચેરજી કાવસજી મનસુખ**, પોતાની

"પારસી ધારા ઉપર નુકતેચીની" નામની કેતાબમાં કરી ગયા છે. તેમાં તેવણે એવું લખેલું એકુએ ઠેકાણે આપણાં વાંચવામાં આવતું નથી• કે બેશરમ બનીને કિંવા લાજની લગામ બેધડક હવાને હવાલે કરીને ગમે તેવાં બચ્ચાંસાહિ બાહણાં હેઠળ બધાજ પારસીઓએ બે બાયડી કરવી! સાંભળો, તેવણ શું કહે છે તે!

"આજના સુધરેલા જમાનાના આપણા પારસી ગૃહસ્થોએ તો એવા ધારા બંધાવ્યા છે કે તેઓની કોમની વૃધ્ધિ અને આબાદી થતી અટકે, અને તરેહવાર મરજ તથા ઍબોનો ઑર વધારે ફેલાવો થતો રહે. પારસીઓએ બંધાવેલા ધારા મુજબ હાલમાં એક પારસીની ઑરત ગમે એટલી દર્દી કે ઍબિઅલ હોય, તોબી તેના ભરથારને તે સાથે રાહતવાત કરવાની પારસીના ધારા પ્રમાણે ફર્જ છે. એજ મિસાલે એક મર્દ ગમે એટલોબી દુ:ખી „અશ્કત અને આજારથી ભરેલો હોય, તોબી તેની ઑરતે તેની સાથે સંગતમાં રહી તેને વેઠવો જોઇએ, એટલુંજ નહિ પણ, તે માટી-બઇએર પોતાનાં અરસપરસનાં દુ:ખથી પોતાની ખરી હાલત પામી જઈ પોતાની તેમજ પોતાનાં સગાં-વહાલાં અને દોસ્ત-આશનાવોની રાજીમરજીથી છુટાછેડા કરવા ચાહે, તોબી તેઓથી બની શકે નહિ એવો ધારો છે. હવે વાંચનાર સાહેબો, તમો વિચાર કરો કે એ પ્રમાણે દર્દી અને ઍબિઅલ માણસોના અથવા જોડાંના મેળાપથી જે ફર્ઝંદો પેદા થાય તેઓ કેટલી પિડાકારી અને કેટલી ખામી ભરેલાં હોવાં જોઇએ? તથા તેઓનાં દર્દનો સડો કેટલી લાંબી પહોંડી સુધી ચાલુ રહેવો જોઇએ? વળી એકબીજાંની રાજીમરજી ઉપરાંત એકબીજાંનાં તનનાં દર્દ અને આજાર સાથે આમેજ થવાની

ફર્જ રાખવાથી કેવા કંટાળા અને કમકમાટભરેલી હાલત તે જોડાંએ ગુજારવી જોઇએ ?"

કઢંગા સંજોગોમાં મુકાયલા અમુક આદમીઓના એવા ગંભિર અને લાઇલાજ બનાવોમાં છુટ યા પરવાનગીનો અટકાવ કરવા ચાહવો, એ, અનીતિને સામું ઉતેજણ આપવાનું, રોગીષ્ટ પારસી ઑલાદ ઉત્પન્ન કરવાનું, આડા રસ્તાઓની છડેચોક રાહબરી કરવાનું, નવી નાલેશીઓને જન્મ આપવાનું, અને મર્દ યા ઑરતને તેના હકદાર સંસાર સુખના ભોગવતાથી બેનસિબ રાખવાનું કઠિંનપણું દેખાડવા જેવું જેઓ સમજતા હોય તેમની સાથે (પટાળ પાણી ચલાવી મોરી કોરડી રાખનારા 'એ-વન' નીતિ-ઠગો સિવાય) દાનેશ દુર્બિન સજ્જનો ખચિતજ મળતા થશે !

* * *

## હાથમાં માલા ને હૈયામાં લાલા:—

દુહો.

તેરા વૅરી કો નાહિ, વૅરી તેરા ફ્યેલ;
તું અપને ફ્યેલ મિટાવે, ગલી ગલી કર સહેલ.

તારો દુશ્મન માત્ર તારાં ફૅલ યાને કાળાં કર્તુકો છે; તું તારાં ફૅલોને છોડે તો પછી, તું જ્યાં જાય ત્યાં આનંદ કરશે.

પગમાં પેટાવા, હાથમાં છુરી, ભણે ગણે ને દયાનત બુરી; તેમ બાહેરનું મસ્તક મુડેલું શું કામનું ? યાને બાહેરના ખોટા દેખાવમાં શું સાર યા સંતોષ ? માટે—

દુહો.

મનકા મસ્તક મુંડી લે, કામ ક્રોધકા કેશ;
ગર પાંચો પરમોધ લે, તો ચેલા સબહી દેશ.

મનનું મસ્તક મુંડી કામ ક્રોધરૂપી જે બાલ હોય તે કાઢી નાખ; પાંચે ઇંદ્રીને તેં વશ કરી તો, આખું જગ્ત તારા ચેલા થઇને રહેશે: અર્થાત, બધા તારા દાસ થશે.

એવડી બાજી રમનારાઓ માટે જુદી જુદી ભાષાઓમાં નિચલી કહેવતો બોલાય છે.

**ઇંગ્રેજી**—Beads about the neck, and the devil in the heart. Much religion, but no goodness.

**અફ્ધાન**—હાથમાં કુરાંન અને આંખ ગાય તરફ.

**ડચ**—He has the Bible on his lips, but not in his heart.

**હિંદુસ્તાની**—હાથમાં તસબીહ, ઓર બગલમેં ફાંસા.

**પોર્ચુગિઝ**—Saint's words, cat's claws.

**મરાઠી**—ગળ્યાંત માળા, આણિ પોટાંટ કાળા.

**તામિલ**—The neck of the hypocrite is covered with rosaries.

કિના કપટીઓ અને ફેલ ફરેબીઓ સંબંધી એક ફાર્સિ શાએર વર્નુમાં વદે છે કે—

**બેત.**

કોફ્રર અસ્ત દર તરીકતે મા કીનેહ દાશતન;<br>
આઇને મારસ્ત સીનેહ ચું આઇને દાશતન.

તે માણસ ખરેખર કાફ્ર (Infidel) ગણાવો જોઇએ કે જે આપણાં પૅગમ્બરી ફ્ર્માનોથી ઉલટો રાહ ધરીને પોતાનાં મનમાં કિના કપટનો આતશ સળગેલો રાખે છે; ખરી ફ્ર્જ એ છે કે જેમ બને તેમ એક આરસી (Mirror) મિસાલ આપણું અંતઃકરણ સ્વચ્છ રાખવું.

### દુહો.

કપટી મિત્ર ન કિજીએ, અંત પેર કપટ લેત;
આગે રાહ બતાયકે, પિછે ધોકકા દેત.

લગાર ખુલાસાથી બોલ્યે તો, એક નિચ કપટી પુરૂષની દોસ્તી કરવા આગમચ ખુબ સંભાળ રાખવી સારી છે, કારણ જ્યાંસુધી આપણે તેનું વગર હાંસલે કામ કરી તેની લોકોમાં સિફ્રારસ કરતા જઈ તેને આગળ વધારી ખવાડી પીવાડી મૉજ મરાવીશું ત્યાંસુધી તે ખુશખુશાલ રહી આપણાંપર બહુએ કુરબાન હોય તેવું ડૉળ ઘાલી આપણી વાહવાહ પોકારશે. પણ જરાએ તલમાં તસુ ઓછું પડયું તો તેજ શખ્સ પોતાની જાતપર જઈ સારા ગામમાં આપણી નિંદા નાલેશી અને "ત્હારી-મ્હારી" કરવાને વિલંબ લગાડશે નહિ-પછી મરને તે પોતે કેવો ચોખ્ખો બિલોર હોય!

### દોહરો.

કુત્રાની ભાઇબંધીમાં, બે કિસમનું દુઃખ;
ખિજે ત્યારે બાચકું, રિજે ચાખે મુખ.

* * *

## માતાની મોટાઇમાં સમાઇ છે કુળની કીર્તિ:—

Men will always be what women make them; if, therefore, you would have men great and virtuous, impress upon the minds of women what greatness and virtue are.

(Rousseau.)

સમજણ:—મર્દોને હંમેશ જેવી રીતે સ્ત્રીઓ ઘડશે તેવી રીતે ઘડાશે; તેથી જો મર્દો નામિચા અને સદગુણી નિવડે એવું તમો ઇચ્છતા હો તો. ખરી મોટાઈ અને સદગુણ શું છે તેના છાપ સ્ત્રીઓનાં મગજ ઉપર પાડો.

પ્રખ્યાત નેપોલ્યન બોર્નાપાર્ટના આ શબ્દો હતા કે, એક બાળકની ભવિષની સારી યા૦ માઠી ચાલચલણનો પુરેપુરો આધાર તેની માતા ઉપરજ હોય છે. (The future good or bad conduct of a child depends entirely on the mother.) વળી તે ખુદ પોતાના સંબંધમાં જણાવતો કે તેનાં લક્ષણની તાલિમ તેણે પોતાની માતા તરફથીજ લીધી હતી. તેની માતા સિવાય બીજું કોઇબી તેની ઉપર કાબુ ધરાવી શકતું હતું નહિ. ડૉ૦ સ્માઇલ્સ પોતાની "Life and Labour" નામની ચોપડીમાં લખે છે કે, જે દાખલામાં એક માતા ભલી અને સદગુણી હોય છે તે દાખલામાં, પિતા ગમે તેવો બેપરવા, દુરાચર્ણી અને હલકા ખવાસનો હોય તોપણ, તેણી પોતાના જાતી દાખલાથી તેમજ હેત અને માયાના બળથી બાળકોને બગડતાં અટકાવી નીતિમાન જીંદગી ગુજારતાં બનાવે છે. પણ જ્યારે ખુદ માતાનાંજ લક્ષણ લજ્જા ઉપજાવે તેવાં

હોય છે ત્યારે પિતા ભલો તથા શ્રેષ્ટ ગુણવાળો હોવા છતાં, છોકરાંઓ ઘણાં દાખલામાં ખરાબ નિવડે છે. બુદ્ધિશાળી અને પ્રખ્યાત પુરૂષોની માતાઓ મકકમ વિચાર ધરાવનારી, ચતુર, સાધારણ સમજશકિત વાળી, ડાહી અને સારાં આચરણવાળી હતી. સ્કૉટ, કાઉપર, ગ્રે, સ્વિડન વિગેરે મશહુર કવિઓની માતાઓ પણ તેવીજ ચાલાક હતી. નામિચો જર્મન ફિલસૂફ કૅંટ નીતિનાં કાનુનોનું મકકમપણું પોતાની માતા તરફથીજ શિખ્યો હતો. લૉર્ડ બેકનની માતા પણ ઘણી કેળવાયલી હતી. પ્રખ્યાત ધર્મસુધારક માર્ટિન લુથરની માતા સદ્ગુણી, પતિવ્રતા અને ઇશ્વરથી ડરીને ચાલનાર બાનુ હતી. વૅસ્લીની માતા જે એક પાદરીની મોહરદાર થતી હતી તે પોતાના પતિની ગ્યરહાજરીમાં પોતેજ ઘરમાં ધર્મ સંબંધી વએઝ (Sermon) કરતી હતી, જે સાંભળવાને આજુબાજુનાં ઘણાં લોકો આવતાં હતાં. તેણીનાં ઉમદા દાખલા ઉપરથી તેણીનાં છોકરાંઓ ઉપર ઘણી સરસ અસર થઈ હતી. સાદી નિયમસરની, નીતિમાન, ધર્મિ, મૉજ-શોખથી વેગળી ઉદ્યોગી જીંદગી ગુજારનારી એવી ભલી ઑરતોને અસ્તામાં નિચે મુજબ વખાણી છે.

અશો નારી (જે) વધારે સારી મનસ્નીવાળી, વધારે સારી ગવસ્નીવાળી, વધારે સારી કુનસ્નીવાળી, પુરતી રીતે (તથા) સારી રીતે શિખેલી, પોતાના સ્વામીની આજ્ઞાકારી (તથા) સત્ય બોલનારી તથા જે (નારી) સપંદારમદ (અમશાસ્પંદ) ના જેવી, તથા ઓ અહુરમઝદ, તારા જે (બીજા) નારી સ્વરૂપના પરીના જેવી (અર્થાત તેવા ગુણ ધરાવનારી) (એવી નારીને) હમો વખાણિએ છિયે (અથવા સ્મરણ કરીએ છિએ.)—અઇવિસરૂથ્રેમ ગેહ.

"પુર્વ તરફની પવિત્ર પોથી" (Sacred Book of the

East )ના ૨૧માં વૉલ્મના ૩૮૬માં પાનાપર ઉપલાનો ઇંગ્રેજી ભાવાર્થ આ રીતે આપવામાં આવે છે.

• We honor the pious lady who is straight-forward in her mind, speech and action, who is worthy of respect for her accomplished education, who is obedient to her husband, who is chaste and as devoted to her guardian ( i. e., parents ) as *Armaiti* and other female angels are devoted ( to the Deity ).

ઝાડ તણું જેમ ફળ, વૃક્ષ તેમ છાલ,
બીજ તણો રોપ જેમ, માત તેમ બાળ.
છાપ તેમ ભાત પડે, આબ તેમ ખાલ,
નામ જેમ તેજ તેમ, માત તેમ બાળ.
દામ તેમ કામ જેમ, રાગ તેમ તાલ,
કીર્તિ તેમ કુળ જેમ, માત તેમ બાળ.
મિષ્ટ તેમ સ્વાદ જેમ, તાપ તેમ ઝાળ,
દેશ તણો વેશ તેમ, માત તણું બાળ.
નામ તેમ ખ્યાતિ અને, દ્રવ્ય જેમ માલ,
ફુલની સુગંધ જેમ, માત તેમ બાળ.

* * *

## દાદાર આપણો દોસ્તઃ--

### ગજલ.

મા દર દો જેહાં ગએરે ખુદા યાદ નદારીમ,
ઝુજ યાદે ખુદા બા દીગરી કાર નદારીમ.

દરવીશો ફકીરીમ દરીન ગોશએ દુનિયા,
બા નેકો બદે ખ્લકે જેહાં કાર નદારીમ.
મા મશતે સબુહીમ જે મયખાને તવહીદ,
હાજત બ મય બાદે ખુમાર નદારીમ.
ગર યારે વફાદાર નદારીમ અજબ નીશત,
મા યાર બ ઝુજ હજરતે આલા નદારીમ.
મા શાખ દરખતીમ પુર અઝ મીવેહ તવહીદ,
હર રેહગુજરે સંગ જનદ શરમ નદારીમ.
માહેતમ જદેગાનીમ દરીન ગોશએ દુનિયા,
ચું જાગ ગુજર બર સરે મુરદાર નદારીમ.

(શમ્સ–અલ–હક.)

સમજણ:—હું બંને દુનિયામાં ખુદાતાલા સિવાય બીજા કોઇને દોસ્ત રાખતો નથી, અને ખુદાતાલાની યાદ સિવાય બીજા કોઈ સાથે કામ નથી રાખતો. આ દુનિયાના ખુણામાં સાધુ અને ફકિરની મિસાલે હું છું, અને આ દુનિયાની નેકી અને બદી સાથે હું દરકાર રાખતો નથી. હું એખલાપણાંનાં શરાબખાનાની જામથી મશત થઇ ગયો છું (યાને હું ખુદાતાલાની યાદમાંજ લિન થયો છું), પણ મને કૅફ ચહડાવનાર દારૂ સાથે કાંઈ હાજત નથી. અગર હું વફાદાર મિત્ર રાખતો નથી તો તેમાં કાંઈ વિસ્મય પામવા જેવું નથી, સબબ કે તે બુલંદ દરજ્જાના પાક પરવર સિવાય હું બીજા કોઇને મિત્ર લેખતો નથી. હું એક ઝાડની શાખ છું જે એખલાપણાંનાં મેવાથી ભરેલી છે (યાને ખુદાતાલાની યાદમાં દિવાનો થઈ ગયો છું), અને હરેક રાહદારી મને પત્થર મારે છે તેની હું કાંઈ શરમ

કરતો નથી. આ દુનિયાનાં ખુણામાં મને માહેતમપોશી કરવી પડે છે, છતાં કાગડાની માફક મુવેલાં જાનવરોપરથી હું પસાર થતો નથી, યાને કોઈનો હરામ માલ ખાતો નથી.

## ગજલ.

ખુદા તુજ રહેમમાં રહી છે અમારી તો ખુશાલી,
ખરેખર ખલકમાં તું છે અમારો એક વાલી.
ગયો જે વખ્ત વિતી તે પણ તારીજ દુવાથી,
સદા તુજ ભકતોને દેખાડજે જાહોજલાલી.
દર્દ દુશ્મન ફીકર, બદમાશના સઘળા ફરેબો,
દફે તેને કરી બતાવજે ફળવંત ડાલી.
અમારી રાખજે હમેશ માટે પાક દાનત,
અમે તુજ પાસ આવ્યા અર્જ કરવા આજ ચાલી.
અમારામાં નથી અક્કલ, નકલ કર્યે અમે તો,
અમોને આપ અક્કલ તું ખરી, છોડાવી ખ્યાલી.
અમારા દોસ્ત જે છે ગુણ થકી ભરપુર તેની,
કદર કરવા અમોને કર હવે તું ભાગ્યશાળી.
અમારૂં દિલ નિખાલસ થાય તેવી ખાસ રીતી,
શિખવજે તું અમોને સર્વ પાપોને પ્રજાળી.
અમારી જીંદગી તુજ બંદગીમાં જાય એવી,
રસમ દેખાડજે જે છે અમોને ખુબ વ્હાલી.
ભરોસો ફકત તારો રાખીને દુર્લભ અમે સૌ,
ઝુકાવી સર સદા નમીએ તને દાદાર આલી!

* * *

# નૈયત તેવો નતિજો:—

**બેત.**

બદ અંદીશ મરદુમ સરેસર રવદ,
ચુ ગજદુમ કે તા ખુને કમતર રવદ.
અગર બદ કુની ચશમે નીકી મદાર,
કે હરગીજ ન યારદ કજ અંગુર બાર.
મ પીનદાર અય દર ખેજાં કેશતે જવ,
કે ગનદુમ સેતાની બ વકતે દરવ.

( સાઅદી. )

સમજણ:— બુરી દયાનતવાળાઓના હાલ આખરે બુરાજ થાય છે, જેમ કે એક વિચ્છુ પોતાનાં દરમાં પાછો જવગેજ જવા પામે છે. ( કોઇનેબી ડંખ મારવાના મનસુબાથી એક વિચ્છુ પોતાનાં દરમાંથી બાહેર પડે છે, પણ તેની નજર કોઈ આદમી ઉપર પડી કે તેનો તુરત જાન લેવામાં આવે છે. ) તું બુરાં કતુંક કરીને તેથી રૂડી ઉમેદ તો રાખતોજ રખે, કેમ કે બિલામાના રોપામાંથી દ્રાક્ષ જેવો મિઠો મેવો કદી ઉતારી શકાતો નથી. રોપણી કરતી વેળાએ તું જવ વાવે તો, કાપણી દરમ્યાન ઘઉંની આશા તુંએ રાખવી ફોકત છે.

જેમ બાજ ( Hawk ) નામના શિકાર કરનાર પક્ષિની આંખો ઉપર પરદો વિંટાળી લીધાથી તે કાંઈ જોઈ શકતું નથી તેમ, એક લોભી માણસ, બીજાઓને પોતાના લોભની જાળમાં ફસાવવા જાય છે, ત્યારે તેની અક્કલ અને સમજશકિતની નજર ઉપર ગોયા બેવકુફાઈનું ઢાંકણ ફરી વળે છે; અને જેમ જેમ તે લોભનો માર્યો ઉંચો

ચહડે છે, તેમ તેમ તેની વિપ્તી અને પિડાકારીની ખરી ખાહી તેની નજરથી નિચાણ જઇને બેમાલુમ થતી જાય છે. સેવટે તે એવા ખાંરમાં જઈ પડે છે કે જ્યાંથી તે નિકળી શકતો નથી, અને બખ્ત કે વખ્ત પણ તેની યારીએ આવી શકતો નથી. આપણી ઇચ્છા મુજબનું જ્યારે મળે છે—અથવા આપણું ધારેલું વટિક સંપુર્ણ રીતે પાર પડે છે—તોબી આપણો બુરો હવસ આપણને એવી અગવડભરેલી ઉંચાઇએ ચહડાવી મુકે છે કે જ્યાં ભલી આશા જેવું કાંઈ બાકી રહેતું નથી, અને ચૌતરફની બુરી ધાસ્તી અને બરબાદી-ભરેલાંજ પરિણામનો સંગ્રહ થાય છે.

ગાણતાણમાં તણાવા યા મશગુલ થવા આગમચ મ્હારાં માનિતાં પુરાણાં "જ્ઞાનવર્ધક" માસિકના એકવારના પુર ફતેહમંદ ઉલટમંદ અધિપતિ **મી૦ રૂસ્તમજી નશરવાનજી મુનશી** (મુરૂનજી) હસ્તક પેશ થયલી એક ન્હાની વાર્તાને સ્હેજ વધઘટ સાથ આપણી પનાહમાં લઈશું.

કોઈ ત્રણ છાકટ બદમાશો એક પિપળાના ઝાડ આગળ આવી પ્હોંચે છે. ઝાડના થડ નજદીક સૉનાના સિકકાઓથી ચિકાર ભરેલી મોટી બરણી તેમના જોવામાં આવે છે. તેઓ એકદમ સાવધ બની જાય છે, કારણકે વખ્તના વહેવા સાથ નિસા અને કૅફ તેમને સલામી ફર્માવી ચુકી હતી. તેમનાં જીગરમાં લોભ ઉછાળા મારતો જણાય છે. દરેક જણ ભિતરમાં કાંઇક બાજીની ગણત્રી કરી રહ્યો છે. હાથ-તાળીનો દાવ ત્યાં ખેળાય છે. એવું નકકી કરવામાં આવ્યું કે તે બરણી મધેની દૉલત તેઓ ત્રણેએ સર્ખે હિસ્સે વ્હેંચી લેવી. જંગલમાં રાત પડી ચુકી છે. તેઓને દાક ચહેલી હોવાથી ત્યાં આરામ લઇ બરી બામદાદે વ્હેંચણીનો વખ્ત મુકરર કરવામાં

આવ્યો છે. ત્રણમાંના બે જણાઓ, પોતાના ત્રીજા સોબતીને થોડોક ખોરાક અને શરાબ લાવવા જણાવે છે. આ ત્રીજું નંગ ખુશીથી જાય છે. તેની ગ્યરહાજરીમાં પેલા બે વિચાર કરી એવા ઠરાવ ઉપર આવે છે કે, દૅાલતના ત્રણ ભાગ કરવા કરતાં, પેલો દારૂ લઇને જેવો આવે કે તેને સિધો સ્વર્ગનો રસ્તો દેખાડી, બસ બનેએજ તે પુંજીના ધણીધોરી થવું! પણ પેલીમેર ત્રીજો ઉસ્તાદ શું કરે છે? દૅાલત પોતેજ એકલી હોઇયાં કરવાના ઇરાદાથી દારૂના શિશામાં તે જલ્લદ ઝેહેર લઈ જાય છે. સત્યાનાશીનો સૅાદો હવે શુરૂ થાય છે. તે પોતાના બે ગોઠયાઓ આગળ જઈ પ્હોંચ્યો કે તેઓએ તેને ખંજર મારી પુરો કીધો, અને આ મુજબ એક અર્ધિનો પણ માલેક થવા વિના તે **"દયાનત તેવી બરકત"** પામ્યો. પેલા બે બદમાશો જરદાર થવાના ખુશ ખ્યાલમાં સદરહુ શરાબનો શિશો ગળાંની ગટરમાં હોમાવી તુરત જમિનપર પડી **"કરણી તેવી ભરણી"** ભરવા તે દાદારની દરગાહમાં કુચ કરી ગયા. પિપળાનું ઝાડ, સૅાનાના સિકકાઓથી ભરેલી બરણી, અને મજકુર ત્રણ ગુમરાહી સ્વાર્થિ સોબતીઓનાં મુર્દાં સાથનો આ ચિતાર સર્વોત્તમ શિક્ષણ આપે છે કે—

દગો કોઇસે કરી કોઈ નહિ જોશે ફેજ,
દગામાં છે હર રીતની બળા આમેજ.
દગાખોર છે બન્ને જગનો મહા ભુરો ચોર,
તે બીજાંને મારતાં પોતેજ મરે છે ઓર.
ખુદ જીંદગીને કરે છે તે જંજાળી જેલ,
મુવા પછી ભોગવે છે તે દોજખનાજ ફેલ.

કરવું તેવું જોવાની વાત સાચ્ચી છે,
ખુરાં કામમાં બહુ રીતની નાપાકી છે.

*　　*　　*

## જગતની માયા જૂઠીઃ—

Why should I make longer stay
In this shadowy vale of sorrow?
Things that are our boast to-day,
Vanish from us on the morrow—
Like the sand before the wind,
Leaving scarce a trace behind.
Let me, then, in peace depart—
Let me quit this world for ever!

*(Moritz Arndt.)*

સમજણઃ—શોકના આ છાયાવાળા ખોહમાં શા સારૂં મારે લાંબો વખ્ત મુકામ કરી રહેવું જોઇએ? જે વસ્તુઓ આજે આપણુને વ્હાલી હોય છે, તે આવતી કાલે આપણા હાથમાંથી જતી રહેશે. જેમકે પવનના સપાટાથી જમિનપરની રેતી ઉડી જઈ પોતાની પાછળ કાંઇએ નિશાની રાખી જતી નથી. માટે મને શાંતિથી રવાના થવા દો—મને આ જગત સદાની તરછોડી જવા દો!

### ગજલ.

વો કહાં જીતે રહે જો બેવફાઇ કર ગએ,
મર ગએ આખર ન કીસે આસનાઈ કર ગએ.

ઉમર એબરોસેપે અપની ઇસિ કદર નાંજા ન હો,
મરગને ઉનકુ ન છોરા જો ખોદાઇ કર ગએ.
આરસીમે અપની સુરત દેખકર લાએ ગરૂર,
ચાર દીનકી જીંદગીમે ખુદનુમાઇ કર ગએ.
એબ જુઈ કરકે અકસર જો બસતેથે કેસે,
હાથસે અપને વો અપની જગ હસાઈ કર ગએ.
રેહ ગયા ઓસાફો અજીઅત આખરશ દોનો ગએ,
જો ભલાઈ કર ગએ ઓર જો બુરાઈ કર ગએ.

(ઓસાફ.)

યાને,—જે લોકો આ દુનિયામાં બેવફાઇ કરી ગયા તે લોકો જીવતા કહાં રહ્યા છે? તેઓ મરી ગયા પણ અંતે કોઈ સાથે કશી ભલાઈ કરી ગયા નહિ. તું પોતાની વગર ભરોસાની ઉમ્મર ઉપર આ પ્રમાણે નાજ અને લાડભરેલો ના રહે, સબબ જે લોકો સાહેબી કરી ગયા તેઓને પણ મોતે છોડયા નથી. આરસીની અંદર પોતાનો ઓળો જોઇને ગરૂરી લઈ આવ્યા, અને આ ચાર દાહડાની જીંદગીમાં ખુદનુમાઈ કરી ગયા, યાને પોતાને સૌમાં મોતેબર સમજી ગયા. લોકોની એબો શોધી ગિબતો કરીને જે લોકો અકસર આ દુનિયામાં વસ્તા હતા તેઓ પોતાના હાથે કરીને પોતાની જગહસી કરી ગયા છે. જે લોકો તારીફલાયક અને જે લોકો દુઃખના દેનારા હતા તે તેઓની તારીફ અને દુઃખ દેવું ત્યાંજ રહિ ગયું છે, અને જેઓ ભલાઇ કરી ગયા તથા જેઓ બુરાઇ કરી ગયા તે બંને આ અવનિમાંથી જતા રહ્યા છે.

પારસીઓના એક અસલી પાદશાહની દફનગાહની જગા ઉપર એવા નાદર સખુનોની નોંધ થયલી છે કે, એ ભાઈ, સવાબ કરવામાં

ઉલટમંદ રહેજે અને ગુનાહથી દુરી પકડજે. આ દુનિયાની દૉલતના લોભને નજીસ ગણજે, કારણકે તે એક જાતનું સડેલ અથવા વાસ મારતું બદન છે, કે જેને અડકવાને કોઈપણ દાનાવ રાજી નહિ થશે. તમે જુઓ અને સમજો કે લાખો પ્રાણીઓ મારા દિદાર જોવાને જે હરદમ ઇંતેજાર રહેતા હતા, તથા મારી નજદીકમાં ઉભા રહેવામાં અથવા મારા હાથ ઉપર બોસો લેવામાં મોટું માન અને પુણ્ય સમજતા હતા, તેઓ આજે મને અડકવાને અથવા મારી પાસે બેસવાને હરામ સમજે છે; અથવા કોઇ મારા ઉપર હાથ મુકે તો તે રીમન થાય અને તેને બરશનુમ લેવું પડે એવો હું અપવિત્ર થઇ અત્રે પડેલો છું. આવતી કાલે તમારા પણ એજ હાલ છે; પછી ગમે તેવા મોટા વટિક હશો તો શું થયું? માટે બને તેમ સૌના સારા આશિર્વાદ મેળવવા જોગાંજ કામ કરજો. દિલમાં સફાઇ અને સચ્ચાઈ રાખજો, ઇન્સાફનાં કામમાં પ્રમાણિકપણું સાચવજો, દિનને લગતી નસિહત સાંભળતા રહેજો, ખુદ પોતાના હક ઉપર રાજી રહેજો, અને બીજાના હક લુટવાની વેતરણ કરતા રખે. ભલા ભલાઓની હકુમત અને દૉલત કેમ જતી રહે છે તે ઉપર ધ્યાન આપતા રહેજો, અને આડાં તથા ગુનાહભરેલાં કામમાં માથું ઘાલવાની નાદાની કરતા ના. ચઢતા દરજ્જાના શખ્સોની માલમતા કેમ જતી રહે છે તેનો પણ હમેશાં અંદેશો કરતા રહેજો.

**દોહરો.**

આ ભવ છે પળ એક સમ, ભલી ભવિષની આશ;
કરી લે શુભ ઉપયોગ કે, ન થવું પડે નિરાશ.

*　　*　　*

## ખવાડીને ખાવાનો સ્વાદ સારોઃ—

જશકો સ્વાદ સોહિ, સુનિયે પરાયે કાન;
ગાનકો સ્વાદ સોહિ, હરિ ગુણ ગાઇયે.
જીભકો સ્વાદ બુરો બોલિયે ન કાહુ સંગ;
સંપતકો સ્વાદ શિષ સબતેં નમાઇયે.
ઘરકો સ્વાદ જબે એકીસંપ હોઈ ચલે;
દેહકો સ્વાદ સો નિરોગ દેહ પાઇયે.
એ તો સુખકો સ્વાદ, કહત હૈં કેશવદાસ;
ખાનેકો સ્વાદ કછુ ઔરકોં ખિલાઇયે.

સમજણઃ— પારકા પુરૂષોને મોહડે આપણા ગુણ ગવાતા સાંભળવા એ ખરો સંતોષ છે; ગાયનની ખરી મોજ ભગવાનની ભક્તિ આપે છે. જીભનો ખરો સ્વાદ કોઇના હકમાં બુરૂં ન ઇચ્છવામાં છે; તવંગરીના હિંગામની ખરી ખુશાલી તકોબરી ન કરતાં નમીને ચાલવામાં સમાયલી છે. ઘરનું ખરૂં સુખ હળીમળીને રહેવામાં છે; સારી આરોગ્યતામાં ખરો આનંદ છે. કેશવદાસ કહે છે કે એ તો સર્વે સુખના સ્વાદ છે; બાકી બીજાને ખવાડીને ખાવાની લ્હેઝત ઓરજ છે.

એક સુમની પાસે એક શ્યાણો ગુલામ હતો. એક દહાડો સુમે ખાણું લાવી દરવાજો બંધ કરવા ફર્માવ્યું. તેણે જવાબ દીધો, "અરે મારા શેઠ, તમો બોલતા ચુકયા, ને બેફાયદે ફર્માવ્યું! એમ હુકમ કરવો ઘટતો હતો કે દરવાજો બંધ કર, ને ખાણું પિરસ; સબબ ખાણું લેવા જાઉં તેટલામાં બારણાં ખુલ્લાં જોઇને કોઈ અંદર આવે તો, તમોને ભારે નુકસાન પ્હોંચે!"

ખરો શ્રીમંત તે જે મુફલેસોને ચાહે,
બલો શ્રીમંત તે જે ખવાડીને ખાય.
જો જરદાર થાય બખિલ તો બ્યાનત તેપર,
છે દોજખના આઝાબ કુળ બખિલને સર.
બુલંદ બેહેસ્તનું મુકામ છે સખીનુંજ ઘર,
બખિલ જશે જાલમ નરકની અંદર.

*            *            *

## ભલાંને કોણ ભૂલે?—

### બેત.

નીક વ બદ મરદુમ હમી બોગુઝરદ,
હમુન બેહ કે નામો નીકી બોરદ.
ન બાશદ હમી નીક વ બદ પાએદાર,
હમુન બેહ કે નીકી બુવદ યાદગાર.
હમીન ગંજો દીનારો કાખે બુલંદ,
ન ખાહદ બુદન મર તોરા શુદ મંદ.
ફરેદુને ફરરોખ ફરેસ્તે ન બુદ,
ઝ મીશકો ઝ અંબર શરેસ્તે ન બુદ.
બ દાદો દેહશ યાફ્ત આન નેકુઈ,
તો દાદો દેહશ કુન ફરેદુન તુઈ.

(ફિરદોસી.)

સમજણઃ—આ દુનિયામાંથી ભલા તેમજ બુરા સર્વે કોઇને વિદાય થવાનું છે, પણ ખરો ભાગ્યશાળી નર તેજ કે જે પોતાનાં

નામની ખુબી ફેલાવતો જાય. નેકી ને બદી પણ અત્રે સદાકાળ વાસો કરી રહેનાર નથી, છતાં નેકીનો પમરાત પાંથરી જવામાં ઑરજ મૉજ સમાયલી સમજતો રહેજે. ત્હારી પાસે ગમે તેટલા પૈસા, દિનાર અને ગંજાવર મહેલો હશે, તે તુંને આખરે કશા કામનાં થઈ પડવાના નથી. ફરેદુન પાદશાહ કે જેનાં ખુબિવંતાં કાર્યોની હજી લોકો તારિફ ગાય છે તે વટિક કાંઇ ફરેસ્તો ન હતો, અથવા કશ્તુરી યા અંબર વડે ઘડાયલો ન હતો, લેકિન તે સખાવત તથા **અદલ ઇન્સાફ તથા બક્ષેશ કરીને નેકનામી પામ્યો હતો.** માટે તું પણ સખી તથા અદલ તથા દાદ લેનાર થા, કે તું પોતે બીજા ફરેદુન મિસાલ માન મેળવશે.

The work of heaven performing, Feridun
First purified the world from sin and crime.
Yet Feridun was not an angel, nor
Composed of musk or ambergris. By Justice
And generosity he gained his fame.
Do thou but exercise these princely virtues,
And thou wilt be renowned as Feridun.

ઇરાની સાહિત્યના અથંગ અભ્યાસી **શમ્સ-ઉલ-ઓલ્મા** ડૉકટર જીવનજી જમશેદજી **મોદીનાં** પદ્ય-વચન હવે વાંચિશું.

ચાલી જશે આ જેહાંનમાંથી નેક અને બદ,
બ્હેતર કે નેકીની કોશેષ કર્યે અનહદ.
છે નેક-અને બદ બંને નાપાએદાર,
તો ભલું કે નેક જ્યાં રહે યાદગાર.

શું દૌલત કે દિનાર, શું બુલંદ મહેલ,
એ સઘળાંથી આખેર શું છે હાંસેલ?
ફરેદુન ન હતો યાર ફરેસ્તો કોઈ,
ન કસ્તુરી અંબરની સરજેશતું લોહી.
ઈન્સાફથી મેળવ્યું નેકીનું નામ,
ફરેદુન તું થશે, કર ઇન્સાફી કામ.

* * *

## સ્વકાબુમાં શ્રેષ્ટાઈઃ—

આપણી હલકી અહેવાની વાસ્નાઓ કહાડી નાખવાની હિમ્મત કરવી જોઇએ. આપણે આપણી બુરી આદતોનો, અવિચારી ખ્યાલોનો, સ્વાર્થિ મતલબોનો, તેમજ સત્યશોધમાં જે કાંઈ હરકત કરતું હોય તે સર્વેનો, ત્યાગ કરવાને હિમ્મત' કરવી જોઇએ. આપણી પોતાની ઉપર અને તેમ કરવાથી આખી જગત ઉપર કાબુ મેળવવા આપણે હિમ્મત કરવી જોઇએ. જે આદમી પોતાની અહેવાની નિચ વૃતિઓ ઉપર કાબુ મેળવે છે તે ગોયા આખી દુનિયા ઉપર ફતેહ મેળવે છે. મુર્ખ લોકોની તાણાજાની અને ઠઠામશ્કેરીની, ધર્માભિમાનીઓનાં કુવચનોની, આપબડાઇખોરોની, મગરૂરીની, પંડિતોના તિરસ્કારની અને છોટાઓની અદેખાઈની સામે હિમ્મતથી આપણે ટટાર ઉભું રહેવું જોઇએ. કાંઇકિ સત્યની વાત કહેવાની જરૂર હોય તો તે કહેવાની હિમ્મત કરવી જોઇએ. તેમજ મુર્ખ લોકો ટાણા મારે તે વેળા મુંગું રહેવાની પણ હિમ્મત ધરવી જોઇએ. ગરીબાઈ સહન કરવાની તેમજ દુઃખ અને વિયેગ ખમવાની હિમ્મત રાખવી જોઇએ. કુદરતના કાયદાને તાબે રહેવાની હિમ્મત કરો, અને તેમ

કરવાથી તમો તમારા પોતાના આપઅખત્યાર ધણી બની સર્વે ઉપર શ્રેષ્ટાઈ મેળવશે.–*Magic White & Black.*

*  *  *

## જરથોશ્તી જવાનોમાં બીડીની બદી:—

With many men, smoking is merely a matter of imitation. Owing to a lack of proper supervision, we acquire the habit at school; and when we reach manhood, we put ourselves in the doctor's hands. It is for him to decide whether it would be safe for us to give up smoking. If he thinks it would, there is not one man in twenty who would bow to the decision. In the vast majority of cases the doctor's judgment is, that when once a nasty habit is thoroughly acquired it is difficult to give it up. Any medical man will tell us that to inhale tobacco smoke is to commit a gradual suicide. The effect is varied according to our constitution. It may give violent headaches, accompanied by loss of appetite; or it may cause depression of spirits, followed by a disinclination for work. It is a habit loathsome to the eye, hateful to the nose, harmful to the brain, and dangerous to the lungs.

*(St. James's Gazette.)*

સમજણઃ—ફક્ત દેખાદેખીનાં કારણસર ઘણાં માણસો બીડી પીવા તરફ લલચાય છે. ઘટતા આંકોશની ગેરહાજરીમાં આ ટેવને નિશાળમાં આપણે ગૃહન કર્યે છિયે; અને ઉમ્મરે પુગતાં તબિબને આશ્રે જઇ પડિયે છિયે. બીડી પીવાનું છોડી દેવું સલાહકારક છે કે કેમ તેનો નિર્ણય કરવાનું કામ તેની મુનસરીપર રહે છે. અગર તે એવો વિચાર ધરાવે છે તો, વિસમાંથી એક આદમી પણ તેની ભલામણ અનુસાર અમલ કરશે નહિ. મોટા ભાગે તબિબો એવો અભિપ્રાય ધરાવે છે કે કોઇ કુટેવે એકવાર મજબુતી પકડી કે તે તર્ક કરવી બિકટ થઈ પડે છે. કોઈબી તબિબ આપણને કહેશે કે તમાકુનો ધુમાડો દમમાં લેવો તે ગોયા ધિમો આત્મઘાત કરવા જેવું છે. આપણી પ્રકૃતિ પ્રમાણે તેનું પરિણામ આવે છે. તેથી માથું મજબુત દુઃખવા માંડે છે, અને તે સાથે ભુખ મરી જાય છે; અથવા તો જુસ્સો મંદ પડવા લાગે છે, જેથી કામકાજ પ્રત્યે સુસ્તી પેદા થાય છે. એ કુટેવ આંખને કંટાળા સમાન છે, નાકના સોરમને અનગમતી છે, મગજ માટે નુકસાનકર્તા છે, અને ફેફસાંને ધોકકો પુગાડે છે.

અકેકની માત્ર આંધળી નકલ કરીને તથા શોખને ખાતર જે જરથોસ્તીઓ બીડી પીતા હોય તેઓ જાણીબુજીને પોતાને કેવું ભૂલભરેલું નુકશાન કરે છે તે બતાવવાનો આ લેખનો હેતુ છે. બીડીના સંબંધમાં કોઈ પ્રકારનું ફર્માન ગાથા કે અવસ્તામાં નથી મળતું તેનું કારણ ખુલ્લું છે. જેમ ગાથા તેમ અવસ્તાના જમાનામાં તમાકુનો પાલો શોધી કહાડવામાં આવેલો નહિ હોવાથી બીડીનું વ્યસન જેમ તે વેળાના જરથોસ્તીઓમાં તેમ જુદદીનોમાં પણ હસ્તી ધરાવતું ન હતું એટલે તે વિષે કશુંએ ફર્માન ધર્મ સંબંધી તે લખા-

ણોમાં આવી નહિજ શકે! જરથોસ્તી ધર્મનો કોઈપણ અભ્યાસી તોપણ કહી શકશે કે જો તે વેળાએ બીડીનું વ્યસન જરથોસ્તીઓ વચ્ચે હસ્તી ધરાવતું હોત તો તેને વખોડી કહાડીને, અને માત્ર જુદ્દીનોમાં તે જાયજ હોત તો તેના ગ્યરલાભો બતાવીને, તેથી દુર રહેવાને જરથોસ્તીઓને તેમનાં ધર્મપુસ્તકોમાં જરૂર સુચવવામાં આવત. બીડી સંબંધી કોઈ પ્રકારનાં ફર્માનની ગ્યરહાજરીને લીધે નહિ પણ જરથોસ્તી ધર્મનાં બીજાં કેટલાંક ફર્માનો ઉપરથી જેમ તેવા સાર ઉપર આવવાને બને છે તેમ એ વ્યસન જરથોસ્તી ધર્મનું ઉલ્લંઘન કરનારૂં છે એમ માનવાને કારણ મળે છે. તે ફર્માનો આતશની જાળવણી સાથે સંબંધ ધરાવે છે. વૃદ્ધિનાં કામને બહુ મદદ કરનારૂં એક અતિ ઉપયોગી તત્વ આતશ હોવાથી તેની જાળવણી કરવાને, તેને રઓશન રાખવાને, અને તેની સાથે ગલિચી ભેળાવા નહિ પામે તેની સંભાળ લેવાને જરથોસ્તી ધર્મ સ્વભાવિક તથા વાજબી રીતે ફર્માવે છે. પણ અત્રે કદાચ એવો વાંધો ઉઠાવવામાં આવશે કે તે ફર્માનો બીડી પીવાના ચાલને લાગુ પડી નહિ શકે, કેમકે બીડીનો ઉપયોગ કર્યાથી આતશ મ્હો માંહેલી લબ અથવા શ્વાસ સાથે સમાગમમાં નથી આવતો, અને તે રીતે તે અપવિત્ર નથી થતો. આતશના કેવા પ્રકારના ઉપયોગો કરવાને તથા અપવિત્ર નજરથી પણ તેને દુર રાખવાને જરથોસ્તીઓને ફર્માવવામાં આવ્યું છે તે સઘળું ધ્યાનમાં લેતાં તે વાંધો ટકી શકે એમ નથી; તોપણ તકરારને ખાતર તેને ખરા તરીકે સ્વિકાર્યે, છતાં પાછું માત્ર આગળાજ સાર ઉપર આવી શકાય કે બીડી પીવી કે નહિ તે વિષે જરથોસ્તી ધર્મ કશું ફર્માન નથી આપતો તેવા સંજોગો વચ્ચે બીડી પીવાના સવાલનો ફડચો કરવા માટે તેની ઉપર અજવાળું નાંખતી કોઈ

વિદ્યા તરફ નજર ફેરવવામાં ખોટું કરેલું ગણી નહિ શકાય. જે વિદ્યા વિષે એસારો કરવામાં આવે છે તે તબિબી વિદ્યા છે. તે વિદ્યાએ હમણાં સુધીમા સાફ બતાવી આપ્યું છે કે વગર જરૂરે બીડી પીધાથી ઘણાક નઠારા પ્રકારના રોગો લાગુ પડે છે. ઈંગ્લંડનું મશહુર વૈદક પત્ર "લૅન્સૅટ" પણ લખે છે કે, બીડી ફુંકનારાઓની વિચાર કરવાની શકિત તો લગભગ નાશ પામે છે. બીડી ફુંકનારાઓ મોટા ભાગે માથું પાછલ નમાવી દે છે અને તેમની દાઢી ઉંચી થાય છે, જે સ્થિતિ મગજની વિચાર કરવા વખ્તની સ્થિતિથી તદન ઉલટી છે. કોઇપણ વેળા આપણે કોઈ બાબત ઉપર ગંભિર વિચાર કરતા હોઇયે છિયે ત્યારે કુદરતી રીતે માથું આગળના ભાગમાં નિચું નમે છે, અને કપાળ તથા દાઢી પણ તેની સાથે નિચાં જાય છે. આ જાતની સ્થિતિ અને તે બન્ને વચ્ચેના ફરકનાં કારણો ગમે તે હોય, તોએ હવામાં દાઢી રાખી વિચાર કરવાની કોશેષ કરનારાઓ કદિપણ સબળ વિચાર કરી શકતા નથી, પણ માત્ર ગમે તે ખ્યાલો બાંધી લે છે, અને તેથી તેવા વખ્તે કરવામાં આવેલી ગણત્રીઓ મોટા ભાગે નિષ્ફળ ઉતરે છે. ધિમે ધિમે એ ટેવ એટલી વધી જાય છે કે પછી ધરખમ વિચાર કરી શકાતોજ નથી.

ખરી વાત છે કે, ઘણાઓને બીડી ફુંકવાની ટેવ હોવા છતાં તેઓ સારાં કામ કરી શકે છે, પણ તે ઉપરથી એમ માની નથી લેવાતું કે બીડી પીવાની લતને લીધે તેમ થયું છે। બીડીની કુટેવ તેમને નહિ હોત તો તેથી પણ વધારે સારાં કામ તેઓ જરૂર કરી શકયા હોત. જેમ તેઓ બીડીની બદીમાં વધારે ફસાતા જશે તેમ તેમની એકવારની ઉત્તમ મગજશકિત બીડીની ટેવ સામે ટકાવ કરવાની પોતાની શકિત પણ ખોહી દેશે. જવાનીમાંજ

જેઓ એ ટેવને આધિન થઇ પોતાની ખરાબી કરી ચુકયા હોય તેઓ આ વ્યસન એકાએક છોડી શકે નહિ, અને અંતઃકરણની આજ્ઞા મુજબ કે સ્વમાન જાળવીને વર્તનારા ગૃહસ્થ તેઓ બની શકતા નથી. એવા આદમી જવલેજ પોતાનાં કામ તરફ ચાહ ધરાવી શકે છે, અથવા તો જે કાંઈ સારૂં કરી શકાય તે માટે મગરૂરી લઈ શકે છે. હમણા તો આવતા જમાનાને માટે આપણે આ કિસમના જરથોસ્તીઓજ તૈયાર કર્યે છિયે! કજાના કાસદને જલદી તેડું કરવા જેવું ચિબાવળાપણું દેખાડનારી આ સાહેબશોખ બદી મોટા ભાગે કલ્બ જીંદગીથી પારસીઓમાં પગપેસારો કરતી જાય છે. એક ધર્મચુસ્ત સખીવજુદ ગૃહસ્થની મેહેરબાનીથી હસ્તીમાં આવેલાં મુંબઈનાં પારસી જીમખાનાની આગળી કીર્તિનો કોટ પણ કયારનો કેટલેક હિસ્સે જમિનદોસ્ત થયો છે. શાબાશ છે પુરાણી માનવંત ઍલફિનસ્ટન ક્રીકેટ કલ્બને! આ કલ્બ લગભગ પાંચસો સભાસદો ધરાવે છે, છતાં તેની કમિટીએ એ કંગાળ બદીનો ચૅપ ત્યાંઆગળ આજપર્યંત ફેલાવા દીધો નથી. સદરહુ આદતને હિનભાગ્યે આધિન થયલા મર્હુમ ઑનરેબ્લ જસ્ટિસ સર દીનશાહ ધનજીભાઈ દાવર (૧૮૫૬–૧૯૧૬) ની તેમના "દોસ્ત આશનાવોએ ભેટ આપેલી" સબી ચંદનવાડી ખાતેનાં શેઠ વહાડીઆજીનાં આતશબેહરામનાં દિવાનખાનાની દિવાલ ઉપર ટાંગીને પવિત્ર કૅબળાને એક ઉંધાડું અપમાન કરવામાં આવ્યું છે! સદહજાર આફ્રિન કહેવાતા "*Best–Orthodox*" બેહદીનોનાં, મોબેદોનાં, એરવદોનાં, અને દસ્તુરે દસ્તુરાંનોનાં દિલાવર જીગરને, તથા તેઓની મહજબી આસ્થાને, કે મજકુર ગોઠવણ સામે અવાજ

ઉઠાવવાની તેઓએ જરાએ જરૂર જોઈ નહિ! સેવા બજાવનારની કદર પિછાનવાનો જાણે દિગર માર્ગંજ ન હોય તેમ, ચાલી ચલાવીને ખાસ ધાર્મિક સ્થળના દરજ્જાને ધોકકો પુગાડવામાં આવ્યો છે. કળજુગી કાળનીબી શું કરામત હશે કે અગ્યારી–આતશબેહેરામ જેવાં અહુરાના પુત્ર આતશની બુલંદી જાળવનારાં ને તેની પાસબાની કરનારાં પાક પાદશાહી મકાનોમાં સિગાર ફુંકનારાઓની તસ્વીરો વટિક જુદાઈની જરાએ વિરૂધ્તા વગર બિરાજતી થાય છે! પોતાના પુર્વજોને પગલે ચાલવાની અને પુરેપુરૂં પારસીપણું જાળવવાની વખ્તોવખ્ત જંગી બાંગ મારતા ઇસિમોનું આ એક અવ્વલ દરજ્જેનું **"વેલાતી પાલિસ્યા"** પગળું છે. આજે આતશ–આબાબની તેઓને કનવાર નથી તે ઉપરથી ભાસે છે કે આવતી કાલે "ક્રિમેટોરિઅમ" સામે તેઓશ્રીને કશો વાંધો રહેશે નહિ. ભવિષની ઑલાદને વિપરીત ધાર્મિક શિક્ષણ ખુદ એક ધાર્મિક મકાનમાંજ પુરૂં પાડવાની આડકટરી આગેવાની લેનારા દિનબંધુઓને દાદાર હજીબી કાંઈ સારૂં સુઝ પાડે!

* * *

## મન ચંગા તો ઘર બેઠાં ગંગાઃ—

તિર્થ ચલા નાહનેકુ, મન મૅલા ચિત ચોર;
એકુ પાપ ન ઉતારા, લાયા મન દશ ઑર.

જેઓ મનનો મૅલ રાખીને તેમજ પોતાનું ચિત ભમતું લઇને જાત્રાએ પવિત્ર થવા (સ્નાન કરવા) જાય છે, તેઓ પોતાનું એક પાપ પણ ધોવા વગર ત્યાંથી સામાં દશ પાપ વધુ લઈ આવે છે.

સારાંશ કે જ્યાંસૂધી મનને કબ્જામાં રાખીને ઈંદ્રિઓના વિકારને

દાબ્યે નહિ ત્યાંસુધી માત્ર શરિરને પવિત્ર રાખવાની કોશેષ કરવામાં કાંઈ ફળ ઉપજનાર નથી, યાને માણુસ નેક બનનાર નથી. કહ્યું છે કે—

મન મૅલા, તન ઉજળા, બગળા કપટી અંગ;
તાકે તો કોઆ ભલા, તન મન એકહી રંગ.

બગળો બાહેરથી ઉજળો અને અંદરથી કાળો છે, અને બધા ગુણો પણ તેવાજ ધરાવે છે. તે શું એક નિર્દોષ હોય તેમ એક પગ ઉંચો કરી પાણીમાં મિંઢોમરકલો પડી રહે છે, પણ માછલાં ઉપર ક્યારે ત્રાપ મારવી તેની ટક મનમાં જોતોજ રહે છે; તેનાં કરતાં કાગડો ભલો, કે જેનાં શરિર તથા મન એકસર્ખાં કાળાંજ છે.

*　　*　　*

## કદખુદાઇ કરવી કે કેમ ?—

I repent, I repent, but 'tis too late,
　I am weak, I am crazy, and old;
An old bachelor's end is my fate,
　To my folly my comfort is sold.
No one to comfort me in my end—
　What an angel a wife would be!
The bachelor boys no comforts send,
　For death frightens them like me.
Take warning, young men, by my sad lot,
　Who very fastidious may be;

Be sure to strike while the iron is hot,
Lest bachelors you die, like me.

સમજણુઃ—હું પસ્તાઉં છું, પસ્તાવો કરૂં છું હું ખરેખર, પણ હવે ઘણું મોડું થઈ ગયું છે. હું દુર્બળ બની ગયો છું, હું ખખડીવખડી ગયો છું, હું બુઢ્ઢો મટારો થયો છું; એક ઘરડા કુંવારા દાખલ મરવાની મારી સર્જત છે, મારી મુર્ખાઇને લીધે મારાં સુખોનો ભોગ આપવો પડયો છે. મારા આખેરી વખ્તમાં મને દિલાસો દેવાને કોઈ હાજર નથી. એક મ્હેરદાર કેવી ફરેસ્તા સમાન મને કામ લાગતે! કુંવારા જુવાનો તરફથી સુખના જરાએ સંદેશા મને મળતા નથી, કારણ મારી માફક તેઓને પણ મોતનો ખ્યાલ ગભરાવી મારે છે. ઘણી અવજ્ઞા કરતા જુવાન જીવડાઓ, મારા આ કમનસિબ ફેજ ઉપરથી કાંઇ ધડો લ્યો; રખે તમોને મારાં મોતે મરવું પડે કરીને દાવ આવવે ફટકો લગાવવાને ચુકશો નહિ.

ત્યારે પરણેલી જીંદગીમાં ફાયદો ખરો, નહિ વારૂં? પણ સબર! કુંવારા, પરણેલા, અને રંડાયલા, ઇસમોનો **નોસાકરા સોહરાબે** લીધેલો “ઇન્ટરવ્યુ” હું હેઠળ રજુ કરૂં છું જે વાંચી કુંવારાઓએ ચાહે તે રસ્તો લેવો! ઉતાવળે પરણી હવે પશ્ચાતાપ કરતો કોઈ બેઠો હોય તેણે ગમે તો રંડાપો ધારણ કરવાની મુરાદ માંગવી!

**કુંવારો** { પરણવું એ પાપ છે, પરણેલાને શ્રાપ છે;
સુખીને સંતાપ છે, કલેજાં પર કાપ છે.

**પરણેલો** { કુંવારા સમ દુઃખ નહિ, પરણેલા સમ સુખ નહિ;
કુંવારી જીંદગી નેહસ્ત છે, પરણેલાને બેહસ્ત છે.

**કુંવારો** { પરણેલાને પાંચસો પીર, હાથે પગે છે જંજીર;
પરણ્યાનો પશ્ચાતાપ, કરે બિચારો દિન ને રાત.

**પરણેલો** { કુંવારાનું મ્હો કાળું, કુંવારાને ઘર તાળું;
પરણેલાનું ગાજે ઘર, બલ્યું કુંવારૂં જીવતર.

**કુંવારો** { મીસીસ માગે સારી ખુટ, દીકરા માગે કીમતી સુટ;
વહુ દીકરીઓ પકડે કાન, એવી પરણ્યાની મોંકાણ.

**પરણેલો** { હાથ પગ જ્યારે અકડી જાય, તીજોરી જ્યારે ખખડી જાય;
ત્યારે કહેશે 'ઇનશાલ્લા,' પરણેલાની બોલ બાલા.

**કુંવારો** { પરણેલાપર દુઃખ પડે, પરણેલા નીતનીત રડે;
ખાધાની પડે હડતાળ, એવી પરણ્યાની જંજાળ.

**પરણેલો ને કુંવારો** { આવો રૂસી રંડાયલા, ઘેરબારના મંડાયલા;
ઉમ્મર તમારી ત્રીસ ને દશ, બોલો કઈ જીંદગી સરસ?

**રંડાયલો રૂસી** | કુંવારી જીંદગીથી ધરાઇ, સુખ જોવા કીધી સગાઇ;
અનુભવ મારો સાંભળો ભાઈ, એક ઢેડ દુસરા કસાઈ!

"*Wedlock is not padlock*" શબ્દો આજુબાજુના વિવિધ અનુભવ મેળવવા વગર જેઓ ટડાકામાર બોલી બતાવે છે તેઓ, લીલી સુકી વેઠી ચુકેલા એક રંડાયલા આદમીએ ઉચ્ચારેલા નિચલા સંધ્યારાના સખુન વાંચી, હવે કેવાં અનુમાન ઉપર આવશે?

They hint that she is happy now
In sooth, and so am I;
And, as she can return no more
'Twere wrong in me to sigh!

છુટકારાનો કેવો ખુશનુમા દમ ? રાહુ રાસીની ગતી ફેરવાઈ! કુકકરની દશા પુરી થઇ શુકકરનો શનિશ્ચર બેઠો! ભલા ભરથાર-ભુલાઉ કલેજાંકપાઉ સિનાસેરઉ બુન્યાદબુદાઉ વિચ્છણવાઉ સાથે કામ પડયું હશે તેમાં કાંઇજ શક નહિ! બરાબર કહે છે, મારો સાચ્ચો સગો કેડેનો!! મુવેલી મોહરદાર મુતલગ પાછી ફરતી નથી, તો પછી રડવા કુટવામાં સાર શું ? એવી માહેતમપોશીથી મદદઇની તબ્યત બગડવા સાથ, ડોસાંડગરાંઓનું વાસ્તવિક વમાસવું છે તેમ, મુવાંપર સામો "અપજાર" પડે! આપણે ખુશી છિએ કે બાપડો છુટો! રંગ ઉડાવ મારા રાજવંશી લ્હેરી દિકરા! લાશને દફનાવવાનો જરથોસ્તીઓમાં રેવાજ નથી. મડમ્યા—મસાનિયાઓને પણ તે રસમ પસંદ નથી! નહિતર પરણીને પરવારી ગયલા પારસીઓ પોતાની પરણેતરની કબ્ર ઉપર કિસમ કિસમના લેખ કોટરાવતે! દાખલા તરીકે—

૧

પત્થર આ કાંકડાની નિચે યારો,<br>
વિકરાળ એક વાઘણ લાઇલાજ સુતીચ;<br>
શુક્ર ખુદા, ઉઘડયો છે દી અંતે મારો,<br>
ને મુજ જીંદગી છુટીચ!

૨

ઉંઘાય છે મારી પ્યારી આ કબ્ર નિચે,<br>
ઝગડા વિન હતો નહિ જેને આરામ;<br>
કહું, "ધસાધસ રડયો હું મોતની ઉપર,"<br>
તો હડહડતું જુઠું તે કહેવાય તમામ!

૩

ખેંચે છે લ્યાં તે હમેશની નિંદ,<br>
જોતાં જેને ચઢતી હતી મુજને બોખાર;

કજિયાનું કાલબુદ ને છોડતી નહિ જીદ,
મોકળો મુજ કીધો–ઈશ તુંજ આભાર!

*　　　*　　　*

## હવાઇ અમાનઃ—

### બેત.

શનીદમ કે સાહેબદલી નીક મર્દ,
યકી ખાને બર કામતે ખીશ કર્દ.
કસી ગોફ્ત—મીદાનમત દસ્તરસ,
કઝીન ખાને બેહેતર કુની—ગોફ્ત બસ.
ચે મીખાહી? અઝ તારમ અફ્રાશતન,
હમીનમ બસ અઝ બેહેરે બગુજાશતન.
મકુન ખાને બર રાહે સીલ અય ગલામ,
કે કસરા ન ગશત ઈનિ એમારત તમામ.

(સાઅદી.)

મેં સાંભળ્યું છે જે એક ભલા પાક પુરૂષે પોતાની હાજત અનુસાર ન્હાનું ઘર બાંધ્યું. એક જણે તેને કહ્યું, "હું જાણું છું કે ત્હારી ગુન્જાસ સારી છે, ત્યારે કાં નહિ તે વધારે ચઢતું બાંધ્યું?" જવાબમાં નેક મર્દે જણાવ્યું, "આયજ મારે માટે પુરતું છે. બેહેસ્ત જેવું બુલંદ બાંધવાની મારે શા સારૂં ઇચ્છા રાખવી જોઇએ? મારા પોતાના વસવાટ કાજે એટલી સગવડ પુરતી છે." (હવે કવિ 'ઘર' બોલપર રમત કરી શિખામણ દે છે કે) "ઓ છોકરા! આ ધોધવાળી જગ્યા ઉપર ઘર [ઉમેદ] ના બાંધ, સબબ એ ઘર [ઉમેદ] કોઇપણ સંપૂર્ણ કરી નથી ગયું."

*　　　*　　　*

## કાળા ધોળા સઘળા તે સાહેબના:—

Fleecy locks and black complexion
Do not forfeit nature's claim;
Skin may differ, but the affection
Dwells in black and white the same.

સમજણ:—રેશમ જેવા સુંદર સુંવાળા બાલ સાથનો એક ખુબરૂ પુરૂષ યા બીજો કોઈ કાળો કદર બિહામણો બંદો—એ બંને–તે સાહેબની નજરમાં રતીભાર વધતી ઓછી લાયકાત ધરાવતા નથી; ચામડી ચામડીમાં ફેર હશે, પણ માન મ્હોબત કિંવા આબરૂ ઇજ્જત તો એકસર્ખી રવેસે કાળા ધોળા માણસોમાં વાસો કરી રહે છે.

આગળ ઈંગ્લંડની **આમની સભામાં** લૉર્ડ સૉલ્સબરીએ જણાવ્યું હતું જે, હિંદુસ્તાનના લોકો બાહેરથી તેમ બાતેનથી પણ કાળા છે." **સર ચાર્લ્સ** ફૉરબ્સે ઉભા થઈ સવાલ કર્યો, "શું હિંદુસ્તાનના પારસીઓનેબી આ ટિકકા લાગુ પાડવામાં આવે છે?" તકરારની ગર્મિમાં પેલા બોલનારે કહ્યું, "હા!" આ ઉપરથી **સર ચાર્લ્સે** ઉત્તર વાલ્યો કે, "બીજા દેશીઓ માટે જવાબ આપવાનું હું માથે લઈ શકતો નથી, પણ હિમ્મતથી કહું છું કે પારસીઓ વિષેનો તમારો અનુભવ નહિ જેવો છે!" બાદ તેણે હિંદુસ્તાનમાં જઇ આવેલા લશ્કરી અને સન્દી અમલદારોનાં અપક્ષપાત મત ભેગાં કરી **આમની સભાની** સંગિન ખાત્રી કરી આપી હતી કે પારસીઓ જેવી ખાલેસ જીગરની કોમ બીજી કોઇજ હશે!

રસ્તે ચાલતા બે હિંદીવાનો આગળ જઇને તેઓની સાથે અપમાન ભરેલી ચાલ ચલાવવાના આરોપ માટે સને ૧૯૧૩ નાં સાલના

માર્ચ માસમાં સૅમ્યુઅલ હ્યુકાસ નામના એક જાણીતી ઇગ્રેજી પેહેડીના અધિકારીને "વૅસ્ટ લંડન પોલિસ કૉર્ટ"માં ઉભો કરવામાં આવ્યો હતો. ન્યાયાધિશ **મી૦ ફૉર્ડહૅમે** આરોપીને રૂપ્યા ત્રીસનો દંડ, યા તે બદલ એક માસનાં સખ્ત કેદખાનાની સજા કરતાં ચોખા માર્યા હતા કે—

These Indian gentlemen are members of the same State as ourselves, and are entitled to be treated with extreme civility by us. In my view *a dark gentleman* is preferable to *a white cad*, and you certainly behaved as a *cad*.

યાને,—આ હિંદીવાન ગૃહસ્થો આપણી માફકજ એકજ શેહેનશાહતના સભાસદો છે, અને તેઓ આપણી તરફથી ઘણી સારી વર્તણુંકનો દાવો કરી શકે છે. મારા અભિપ્રાય પ્રમાણે **એક કાળો ગૃહસ્થ, એક ગોરા કોરગા** કરતાં વિશેષ માનને લાયક છે, અને તેં ખચિત એક **કોરગાનો** ભાગ ભજવ્યો છે.

બ્રિટિશ પાર્લામેંટમાં કેમે કરી બિરાજમાન થવા ગયલા "**હિંદના કાળા આદમી**" દાદાભાઇ **નવરોજજીવાળી** કહાણી કોઈ બીજા પ્રસંગે (તેને અનુસરતી બાબતદ્વારા) પેશ કરીશું.

*　　　　*　　　　*

## મૂર્ખના મેળાપ:—

There was a certain nobleman who kept a fool, to whom he one day gave a staff,

with a charge to keep it till he should meet with one who was a greater fool than himself. Not many years after, the nobleman fell sick, even unto death. The fool came to see him: his lord said to him–"I must shortly leave you." "And whither are you going?" said the fool. "Into another world," replied his lordship. "And when will you come again? Within a month?" "No." "Within a Year?" "No." "When then?" "Never." "Never!" said the fool; "and what provision hast thou made for thy entertainment there, whither thou goest?" "None at all." "No!" said the fool, "none at all! Here, then, take my staff; for with all my folly, I am not guilty of any such stupidity as this."

*( Bishop Jeremy Taylor. )*

ઇંગ્લંડમાં આગળા જ્ઞૈયામમાં મોટા દરજ્જાવાળા માણસો પોતાની પાસે મુર્ખ મશ્કેરાઓ રાખતા હતા. તેમનું કામ પોતાના શેઠને, તેમજ શેઠનાં પરોણાંઓને, ફુરસદના સમયમાં રમુજ આપવાનું હતું. કોઈ ઉમરાવને ત્યાં એવો એક મુર્ખ હતો. એક દિવસે તેના શેઠે તેને એક લાકડી ભેટ કરતાં કહ્યું જે, "જ્યારે ત્હારેથી વધુ ચઢયાતો કોઇ મુર્ખ તુંને માલમ પડે ત્યારે આ લાકડીની વળતી ભેટ તું તેને કરજે." વાતને થોડાં વર્ષ વહી ગયાં બાદ, ઉમરાવપર મરણતોલ

માંદગીએ ગલ્મો કીધો. મુર્ખ પોતાના શેઠને મળવા આવ્યો, અને તેઓ વચ્ચે નિચલી વાતચિત ચાલી.

"આ અવનિ તરછોડી જવાની હું હવે તૈયારીમાં છું."

"તમો કયાં જશો ?"

"બીજી દુનિયામાં."

"તમો પાછા કયારે ફરશો ? એક માસે ? એક વર્ષે ?"

"ના. મારાથી કદિ પાછું ફરી શકાશે નહિ !"

"શું હરગેજ નહિ ? ત્યારે પેલી જેહાંનનાં તમારાં સુખને સારૂં તમોએ શું બંદોબસ્ત કર્યો છે, વારૂં ?"

"કાંઇએ નહિ."

"શું કાંઇજ ગોઠવણ ખરેખર કરી નથી ? એમ છે તૉ, તમોએ જે લાકડી મારા કરતાં વધારે મુર્ખને આપવા ફર્માવી છે તે હું તમોનેજ આપું છું; કારણ હું ગમે તેવો હોઇશ તોએ, તમારા જેટલી હદ સૂધીનો બેદરકાર મુર્ખ હું કદિ બન્યો નથી."

મારા જવાન રમુજી લેખક—મિત્ર **મી૦** રૂસતમ ર. દુમસિઆનાં નિચલાં ચાનકરૂપી *Free-Lance* કાવ્ય તરફ સંદેહ નથી કે વાંચકવર્ગ પોતાની પુર પસંદગી ઉતારશે !

બેઠો હતો બીરબલ સાથ અકબર એક વેળ,
મજાક ખુબ કરતો—ને કરતો બહુ ગેલ;
રહ્યો હતો ચાલી ખુબ હાસ્ય વિનોદ,
અકબર શાહ નામવર ને બીરબલની જોડ.

પુછયું ત્યાં અકબરે—"બીરબલ, બોલ તું,
નાલાયકથી ભેટ થતાં—કરવુંબી શું ?
નાલાયકનો પડી જાય કોઈ વેળ જો સાથ,
તો શી રીતે કરવી ભાઈ તેનેથી વાત?"
બીરબલે કરી કાંઇક થોડો વિચાર,
કહ્યું " ઓ શેહેનશાહ અકબર નામદાર—
સવાલ આ ત્હારાનો આપવા જવાબ,
દીવસ એક એની મુદત મને આપ.
આપીશ આ પ્રશ્નનો કાલે ઉત્તર,
જણાવીશ બરાબર—હું તને નામવર."
બાદ બીરબલે ઘરે ખુદ જતાં સમેત,
બોલાવ્યો અણઘડ કોઇક ખેડુતને એક—
ને દરેક બાબતની સઘળી રજરજ,
બીરબલે તેને બાઇ આપી સમજ;
" મુજ સાથ આવવું છે આજ તારે દરબાર,
માંગે છે મળવા તને અકબર નામદાર.
જણાવીશ શાહને—છે તું મારો ભાઈ,
અકકલમાં મારેથી બીલકુલ સવાઈ;
બાદ અકબર શાહ પુછશે કંઇક તને સવાલ,
પણ ગુપચુપ બસ ઉભો તું રહેજે ખુશાલ.
બોલતો ના જવાબમાં એકબી તું બોલ,
બસ રાખજે તું ચુપકીદી બીલકુલ અનમોલ;

કરશે જો એટલુંજ બસ આ તું કામ,
તો અપાવીશ તને હું મોટું ઇનામ.
પણ કહું છું હજીબી એકવાર ફરી,
કે રહેજે બસ ઉભો તું ધૈર્ય ધરી;
ચાહે તેટલુંબી શાહ જો પુછે અગર,
તોબી ઉભો બસ રહેજે તું બોલ્યા વગર."
બાદ બીરબલ તે ખેડુતને સાથે ખુદ લઈ,
પુગો શાહ અકબરની દરબારમાં જઈ;
પછી શેહેનશાહ તે નામવરને ભરી સલામ,
બીરબલે કહાડ્યા ત્યાં ખુદના કલામ.
"પુછ્યું હતું નામવર, કાલ ફરતાં મુજ સાથ,
કે નાલાયકથી કરવી શી રીતે વાત?
તો સમજ એ નામવર તે સવાલનો જવાબ,
આપશે તને ભાઈ આ—મારો આબાદ.
છે દાનાઇનો ડુંગર ને બડો હોસ્યાર,
છે અકકલમાં પુરો ને બડો આબદાર."
આપી તેને અકબરે બેઠક ખુદ પાસ,
આપ્યો માન ને મરતબો—ન રાખી કચાસ;
જાણી તેને બીરબલનો ભાઈ એક હોસ્યાર,
સવાલ તેને પુછ્યા ખુબ ઍલાર પૅલાર;
પણ મલ્યું હતું પેલાને બીરબલનું શિક્ષણ,
એટલે હોય શાની કશી પણ વાતની અડચણ?

ભલા ભલા શાહે તો પુછ્યા સવાલ,
પણ કહાડી નહી પેલાએ કંઈબી વરાલ;
ગયો શાહ અકબર ખુબ આથી ચીરડાઈ,
કે આ તે કેવો હોસ્યાર છે બીરબલનો ભાઈ!
બીરબલે ખાલી શું મારી દફાંસ,
કે લાવ્યો એ કરવા શું મારો રકાસ?
ફર્યો ખુબ ગુસ્સાથી તે બીરબલ તરફ,
"બીરબલ! નથી કેમ બોલતો આય એકબી હરફ?
ઉફ! એવા કોઈક મુર્ખાથી પડી ગર ગાંઠ,
ને મુર્ખા નાલાયકનો થયો જો સાથ;
તો લેવો શું બીરબલ, બોલ મારે ઉપાય?"
"જેહાંપનાહ મુર્ખાની ગાંઠથી તો મુગું જ રહેવાય!
છે એનો તો શેહેનશાહ બસ એકજ ઉપાય—
કે કદી કોઈ મુર્ખાથી ભેટો જો થાય,
તો એક વખ્ત હોય જો શ્યાણો કોઈ જણ—
તો ચુપકીદી હમેશાં કરે ધારણ!"
સાંભળી આ બીરબલના સઘળા ઉદ્દગાર,
હસી પડયો અકબર તો તદન ધોધમાર;
"વાહ! શાબાશ છે તને અય બીરબલ ચતુર,
બતાવ્યો મનેજ તેં મુર્ખાઈથી પુર!
ને મુજ સમાન મુર્ખાનો થતાં ભેટો,
ચતુર આ ભાઈ તારો મુગો બેઠો;

આફ્રીન છે બીરબલ તુંજ અકકલ ઉપર,
નથી આપતો આ જવાબ તું અકકલ વગર.

છે ખરેખર દરબારનું તું ગૌહર આબદાર,
ને ખરેખર અકકલનો છે તું સાગર;"

કહી એટલું શેહેનશાહે કીધો હુકમ,
ને સર્પાવ એક ભારી ત્યાં આપ્યો એકદમ.

નહી ખેડુતબી નવાજીસથી રહ્યો બાકાત,
મલ્યો ભાઇ તેનેબી શાહી ખિલાત.

અઝીઝ! પૈસો હોય પાસે તો જાય છે ખવાઇ,
પણ અકકલનું આબ આમ રહે છે ગવાઈ;

છે અકકલવંતનો સઘળાપર સદાનો દાબ,
અઝીઝ! છુપે નહી કદીબી અકકલનું આબ!

લેખકરાજની સસ્તી ઉકમાઇ લેવાનો અભખરો ધરાવનાર એક ઑદાની લક્ષાધિપતિએ એવીજ રવેશે એક વેળા અપોતી જગહસી કરાવી હતી. એક વાર્તાની ચોપડી ચોકકસ દામના બદલામાં પોતાનાં નામ સાથે છપાવી બાહેર પાડવાની માંગણી તેણે તેના કર્તાને પત્રદ્વારા કરી. જવાબમાં જણાવવામાં આવ્યું જે, "લખવાને ખેદ ઉપજે છે કે ઘોડા અને ગધેડાને એકજ હાંસડીમાં જોડવાનો મારો નિયમ નથી." શ્રીમંતે આ મુજબ ભમરડો ગુમાવનારો પ્રત્યુતર તતરાવ્યો:—"બેઅદબી માટે સિતાબીથી ક્ષમા ચાહશો! તમારી શી સત્તા કે મને ઘોડાના વર્ગમાં મૂકયો ?"

*　　　*　　　*

## સ્વાર્થપર પરમાર્થની સરસાઇઃ—

### દુહો.

મરના ભલા હય ઉસ્કા, જો અપને લિયે જિયે;
જીતા હય વો જો, મર ચુકા ઇન્સાનકે લિયે.

જે પોતાનેજ માટે જીવતો હોય તે કરતાં મુવેલો ભલો; ખરો જીવતો તેને સમજવો કે જે કોઇનું ભલું કરવા જતાં માર્યો ગયો હોય.

એક દિવસને સમે એક શેકારી હરણના શેકાર માટે નિકળેલો તે તેની પુઠે દોડતાં દોડતાં તેને દરિઆ કિનારે લાવ્યો. તેને ગોળી લાગે તેટલાં દરિઆમાંની એક મચ્છીને ચાંચમાં લઈ જતું કોઈ બગલું તેની નજદીકમાં જણાયું, તેથી તેણે હરણ માટે ભરેલી બંદુક બગલાંને મારી. બગલું પોતાનાં મ્હોમાંની મચ્છી સાથે ચકકર ખાતું નિચે આવતાંજ કાદવમાં ખુંટી બેઠેલાં હરણનાં અણિદાર શિંગડામાં પેસી ગયું. કાદવમાં તે ત્રણે જીવને તરફડતાં જોવાથી દયા લાવી તેઓને બચાવવા ત્યાં તપ કરવા બેઠેલો એક સાધુ ચાલ્યો, પણ તે વટિક કાદવમાં ગળાં લગી ગર્ક થતો ગયો ત્યારે મરતી વખ્ત બોલ્યો—

### દુહો.

કોણ ગગનકો બગ, કોણ જંગલકો હરણ!
કોણ સમુદ્ર મચ્છ, કોણ સાધુકો મરણ!

ગગનમાં ઉડનારો બગલો કયાં, જંગલમાં ફરનારૂં હરણ કયાં, દરિઆમાં વસનારી મચ્છી કયાં, અને એકાંતવાસ અખત્યાર કરી બેઠેલો એક સાધુ કયાં! એ સઘળાંનો સંજોગ એક નવાઇ, અને તેમાંથી સાધુનું મરણ એ એક ઇશ્વરી ચમત્કાર!!

જેવી રીતે જીવ બચાવવા જતાં તે કમનસિબ **સાધુએ** પોતાનો પ્યારો પ્રાણ ખોયો, તેવું ખુશાલ ખેદયુકત મૃત્યુ શેહેનગાહી વૉલંટિયર કોરના સર્જયન મેજરનો ઓધ્ધો અને પ્રિન્સિપ્લ મૅડિકલ ઑફિસરનું માન ધરાવનાર પેહેલા દેશી, **ડૉકટર કાવસ ખુરશેદજી લાલકાકાનું** તા૦ ૧-૭-૧૯૦૯ની રાત્રે ઈંગ્લંડમાં સર કાવસજી જેહાંગીર રૅડીમની હૉલમાં કરવામાં આવેલા "At-Home"ના મેળાવડા વેળાએ દેશીઓના ખરા ખેરખાહ મિત્ર, અને માજી હિંદી પ્રધાન **લૉર્ડ મૉર્લિ**ના પોલિટિકલ ઍડિકાંગ, કર્નલ **સર વિલ્યમ કર્ઝન વાયલીને** એક પંજાબી વિદ્યાર્થી નામે માદરલાલ ધિંગ્રાના ખુની હાથમાંથી બચાવવા જતાં નિપજ્યું હતું. "ખુશાલ ખેદયુકત મૃત્યુ"ની ઉપમા એ કારણસર આપી શકાય કે માનવંત રાજકર્તિ કોમના એક નામચિન નરનાં લોહિમાં એક બદમાશ હિંદીએ હાથ બોળ્યો, ત્યારે એક બીજા બ્હાદુર હિંદીએ ખુનનો ભોગ થઈ પડનારના બચાવમાં પોતાનો જાન કુરબાન કીધો! બ્હાદુરીનો નજીવો બદલો તે, તે મહુંમનું નામ યાદ કરવાનો છે. જે ટક આજે આપણને મળી એ શુક્રાના કરવાજોગ છે. એ વિરલાનાં કફનપર મુકવામાં આવેલા સંખ્યાબંધ ગજરાઓમાં એક સુંદર ફુલની માળા **લેડી કર્ઝન વાયલી** તરફની "*In grateful remembrance of a brave noble man who lost his dear life in trying to save my beloved husband and others.*" એવા નાદર જીગરચાક લેખ સાથની હતી. શેહેનગાહી ઑસ્પિટલમાં ત્યાંના શેહેરીઓ તરફથી મહુંમનાં નામનો એક વૉર્ડ બાંધવામાં આવ્યો છે. મુંબઈનાં "ઍડવોકેટ ઑફ ઈન્ડીઆ" પત્રના માલેક **મી૦ ઍફ. ઍફ.** ગૉર્ડનની આગેવાની હેઠળ એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું જેમાં

નામદાર સરકારના દિલસોજ ફાળા સહિત ૫ા લાખ રૂપ્યા ઉપરની રકમ ભરાઈ હતી. તે રકમનો મોટો ભાગ મુંબઈની કિંગ ઍડવર્ડ ઑસ્પિટલના કારોબારીઓને, એ બિમારગૃહના એક વૉર્ડને અગર ડિસ્પેન્સરીને મરનારનું નામ આપવાની તેમજ ત્યાં મરનારનું પુતળું મુકવાની શર્તે સ્વાધિન કરવામાં આવ્યો હતો. વળી મર્હુમનું એક ગ્રિક સંગેમરમરનું બસ્ટ, લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટનના મુબારક હાથે તા૦ ૧૮ મી એપ્રિલ સને ૧૯૧૩ ને દિને લંડન ઇમ્પીરિયલ ઇનસ્ટિટયુટમાં ખુલ્લું મુકવાની ક્રિયા કરવામાં આવી હતી જે હેઠળ નિચલી તખ્તી મારવામાં આવી છે.

Dr. Cawas C. Lalcaca.
Born at Baroda Camp, Bombay,
13th October, 1867.
Died at the Imperial Institute, London,
1st July 1909.
Shot while trying to save Sir William
Curzon Wyllie from assassination.
Erected by public subscription
in England and India.

ડૉકટર સાહેબ ગુજર પામ્યા છે, પણ તેમનું નામ જીવતું છે. તેમનું ગબરૂ તન માટી સાથે મળી ગયું છે, પણ તેમનો આત્મા અમ્મર છે. તેવણ નિસ્તીને આધિન થયા છે, છતાં તેવણની ભલાઈ આપણી વચ્ચે છે. ફિલસુફ સોલન કહે છે તેમ, મરતાં તેવણ ભાગ્યશાળી પુરવાર થયા છે. કવિ સ્પેનસર કહે છે

તેમ, મોતમાં તેમને સુખ મળ્યું છે. અને વળી કેવું મરણ! મોતપર તેમની કેવી ફતેહ!! એવાં મોતનો શોક શાનો કે વિળાપ કેવો? એ મોત માટેનો વિળાપ હોય તો **લાલ**કાકા માટે નહિ, પણ **લાલ**-કાકાથી વિખુટા પડેલાઓ માટે છે. એવાને ખોહવામાં ખોટ આપણી છે, તેમનું જીવણ તો સાફલ્ય થયું છે! એક બીજા કવિના શબ્દો બોલતાં, "*If the world weeps to-day, it is not for him. Ours is the loss, his the glory!*"

**દોહરો.**

જેમ કરોડો સિપમાં મોતી જુજ બંધાય;
તેમ શુરા સપુત કોકજ જગમાં જણાય.

* * *

## શરાબ અને સ્ત્રીઃ—

Wine and woman I seldom use,
Late dinner I always refuse.
My head and feet I keep away from cold,
That's the way I am so old and bold.

એક ઇસમે પોતાના મિત્રને પુછયું કે તે દેખીતી બુઝોર્ગ વયે 'અફેણાંની બરણી' જેવો છે તે શાથી વારૂં? ત્યારે તેણે ઉત્તર વાલ્યો, "શરાબ અને સ્ત્રીને હું જવળેજ અડકું છું, મૉડેથી ભોજન લેવાનું હું નાપસંદ કરૂં છું. મારૂં માથું અને પગ હું સર્દીથી બચાવી રાખું છું, તેથી હું એટલો ઘરડો ને મરદાનો છું."

યુરોપમાં સર્વોપરી સત્તા (*Paramount power*) ભોગવવાની

ઘેલછા ધરાવનારા ઝનુની જર્મન જુઆકો સામે ફ્રાન્સની ભૂમિપર લડવા ગયલા દરેક ઇંગ્રેજ સેપાહને માટે ઇંગ્લંડનાં લડાઇખાતાંના પ્રધાન અને હિંદુસ્તાનના માજી સેનાધિપતિ અર્લ કિચનરે તા૦ ૧૮-૮-૧૯૧૪ને દિને કેટલિક નસિહત તૈયાર કરી તેની નોંધ તેના પગારની ચોપડીમાં લેવાના કરેલા હુકમનો નિચલો સેવટનો ભાગ વિશેષ ધ્યાન ખેંચે છે.

Your duty cannot be done unless you are healthy and sound. So keep constantly on your guard against any excesses. In this new experience you may find temptation both in wine and women. You must entirely resist both temptations, and while treating all women with perfect courtesy, you should avoid any intimacy. Do your duty bravely, fear God, and honour the King.

યાને,—તમો તનદરોસ્ત અને કૌવતમંદ ન હોવો ત્યાંસૂધી તમારી ફરજ તમો અદા કરી ન શકો. માટે હમેશાં બહુ ચેતીને ચાલજો કે હદથી બાહેર હરગેજ જવાય નહિ. જે નવો અનુભવ તમો લેવા જાઓ છો તેમાં તમારી સામે શરાબ અને સ્ત્રીની લાલચ આવી ઉભી રહેશે. તે બંને વ્યસનોની વિરૂદ્ધ તમોને તદન ઓસ્તવાર ઉભું રહેવું જોઇશે. સઘળી સ્ત્રીઓ તરફ સંપૂર્ણ સભ્યતા દેખાડજો, પણ તેઓ સાથે ધાડી મિત્રાચારી બાંધવાથી અળગ રહેજો. તમારી ફરજ બ્હાદુરીથી બજાવજો, પરમેશ્વરનો ડર રાખજો, અને શેહેનશાહનું માન જાળવજો.

In country's service lax you will be found,
Unless in mind and body hale and sound.
'Gainst all excesses keep a constant guard,
Maintain your form by exercises hard.
Alcohol's smell and woman's charm resist,
From wine and women while abroad desist.
Aye treat all women with due courtesy,
Treat their enchantments mere phantasy.
Fear God, O friends! Your duty bravely do,
And honour well your King, as soldiers true!

*(Paymaster.)*

ઉપલા સૉનેરી સખુન યુદ્ધમાં જતા સેપાહો ઉપરાંત હરેક ખાકી બંદાને એકસર્ખો અચ્છો બોધ શિખવે છે કે આ જીંદગીની રંગભુમિપર લોભ, લાલચ, લંપટ વિગેરે બિત્તરની ભાવનાઓ સામે ઓસ્તવાર રહેવાથીજ આયંદે ખુદાઈ જીંદગીમાં ખડું રહેવાઇ શકાય છે. રણક્ષેત્રમાં દુશ્મનોપર ફતેહ ફિરોજી મેળવવા આગમચ પ્રથમ ચૅાકસ કાનુનો જેમ સાચવવા પડે છે તેમ મિનોઇ માર્ગમાં દાખલ થવાનો યત્ન કરવા આગમચ ધર્મપુસ્તકોએ દેખાડેલા નેકી-બદીના કાયદા આધિન ચોંકી ચાલવું અવશ્ય છે.

લૉર્ડ કર્ઝન તેથીબી આગળ વધ્યો હતો! એક વાઇસરૉય દાખલની તેની નેકનામી સંબંધી તમો ચાહે તે મત બાંધો, તથાપિ નીતિની નજરે તે નાદર નમુનારૂપ નિશંક હતો! કોઈ બર્મિઝ બાઇ ઉપર બળાત્કાર ગુજારનાર ચાર પાંચ હિચકારા ગોરા સેપાહોને

ખાતર આખી લશ્કરી ટુકડી (Regiment) ને નામોશી વચ્ચે બરતર્ફ કરવાનો તેણે અસાધારણ માનપુર્વક સાહસ કરી દેખાડયો હતો. આપણે કેવું ઇચ્છીયે છિયે કે એજ મર્હુમ અર્લ કિચનરે દેશીઓની દુ:ખાયલી લાગણી તરફ "સંપુર્ણ સભ્યતા" દેખાડીને પોતાની શ્રેષ્ટ સત્તા તથા શકિતનો ઉપયોગ તે વખ્તે લૉર્ડ કર્ઝનનાં પગલાંને વ્યર્થ વખોડવાને બદલે વાજબી રીતે વખાણુવામાં કર્યો હતે!

એક ગમથી અર્લ કિચનર પરનારીની પ્રિત ન કરવાની સલાહ આપે છે, બીજી બાજુથી લૉર્ડ કર્ઝન અનીતિને અખંડ દાબી દે છે, જ્યારે ત્રીજી તરફથી કેટલાક અક્કલના ઓલ્માઓ એમજ ધખારો લઇ બેઠા છે કે પારકાં લોહિની ભેળસેળથી જરથોસ્તી ટોળો વિશેષ આબાદીની ટૉંચપર ચઢશે. જેમકે યુરેઝયનો ચઢયા! કોઠે કોઠેની બુદ્ધિ તે એને કહે!! આ યુરેઝયન બાપડાઓએ પોતાની હિનપસ્તીભરી હાલતથી પશેમાન થઇને એક દિને કલકતામાં લૉર્ડ કર્ઝનની મુલાકાતે જઇ પોતાને કાંઈ સારાં નામથી ઓળખાવવાનો હુકમ બાહેર પાડવાની તેને આજુજી કરી હતી. તેઓ ઇચ્છતા હતા કે, *Anglo-Indians* કરી તેઓને બોલાવવામાં આવે! લૉર્ડ કર્ઝને જવાબ વાળ્યો જે, "તમને ગમે તેવું ભલું નામ અમો આપ્યે, મગર જ્યાંસુધી તમારો સંસાર સંબંધ મિશ્ર રહેશે ત્યાંતૂલિક કોઇપણ ભપકાભરેલા ઍલકાબથી તમારી કોમ દિપી નિકળનાર નથી એ નક્કી નોંધી લેજો!" જુદદીનોને જરથોસ્તી ધર્મમાં લેવાનું સલાહકારક છે કે કેમ તે બાબે વાદવિવાદ ચલાવી પોતાનો મત દર્શાવવા કાજે સમસ્ત અનજોમનની જાહેર સભાએ નેમેલી કમિટીની કોટનાં સર જે. જે.

ઇનસ્ટિટ્યુટમાં તા૦ ૨૬–૭–૧૯૦૪ ને દિવસે બેઠક મળતાં, તેમને દિન બાહેર રાખવાની દરખાસ્ત ઉપર ડૉકટર **નાનાભાઇ નવરોજજી** કાતરકે આગળી સભા વખ્તે ઉલટોજ સુધારો ( Amendment ) મુકેલો સાંભળી જરથોસ્તી અનજોમનનાં આતશબેહેરામના માજી સેક્રેટરી **મી૦ સોહરાબજી** રૂસ્તમજી **બ**નશાહનું દિલ એટલું દુઃખાયું હતું કે તેવણે આ સભામાં ઉઠીને, “**ડૉ૦ કાતરકે દરખાસ્ત સામે મૂકેલો સુધારો ખરૂં પુછાવતાં એક કુધારો છે.**” એટલા સેવટના જીગરચાક ઉદગાર બાહેર પાડતાં સમેત પોતાનો પ્યારો પ્રાણ પરવરને એકાએક હવાલે કર્યો હતો. કેવો કમનસિબ બનાવ ! આખર અંજામનાં કેવાં વજનદાર વચન !! પ્રથમ ટુંક નોંધના ગાયણ બંદગી બોલ છાપાના ભુતની નજરબંધીને સર્યાંમ આભારી છે. **માઝદયસ્નીની જરથોસ્તી દિન કુળ જેહાંન માટે છે** એ સિધ્ધાંત તકરારને ખાતર કબુલ કરીશું. લેકિન કોઈ માથે-વાસેનાઓ વગર છુટછાટના જે બારિક ખાનાખરાબીભર્યા તબકકાઓ-માંથી પારસીઓ હાલ પસાર થાય છે તે ધ્યાનમાં ધરતાં, જુદદીન દરવાજા પારસીઓ બેઅંદાજ ઉઘાડા રાખે તો, તેમનો ભારઓજ બિલકુલ ટુતી જાય, અને પારસીપણું ગુમાવી યુરેઝયન અવતારે તેઓ અટવાતા રહે ! એક ગ્યરકોમી બાઝારી સ્ત્રીનું દાગીનાની લાલચે ખુન કરવાના આરોપ માટે એક બદબખ્ત પારસીને ફાંસીની સજા કરવાનો બનાવ સને ૧૯૧૨નાં સાલમાં સાડત્રિસ વર્ષના ગાળા બાદ મુંબઈમાં બન્યો હતો. પણ પારકાં લોહિની પારસીઓમાં આબુદગી કરવાનો આંકોશત્તિન આપઘાતિક માર્ગ મોકળો થવા માંડશે તો, કાન ફફડાવીને ખુબ યાદ રાખજો કે “ જાતપર ભાત ”ની બોલબાલાથી દર બે ચાર વર્ષે ( અને ત્યાર પછી વર્ષમાં કદાચ બે

ચાર વાર) ત્રણ લાકડે લટકી જવાનાં પામર પ્રકરણ "પારસી પ્રકાશ" ઉઘાડશે! વધુ વેશ્યાઓ, આખાં હાડકાંના ભિખારીઓ, અને કર્તુકી કોંરગાઓની હારમાળા કોમને શણગારરૂપ થઈ પડશે તે જુદી!!

*　　　　　*　　　　　*

## પામર અને પુજિત પ્રિતઃ—

પાણીની પ્રિતી દુધ સાથે રહેવાથી (દુધમાં પાણી ભેળવાથી) તે પાણી પણ દગાખોર દુધવાળાના હાથે દુધ તરીકેજ વેચાય છે, એ કેવી સરસ પ્રિતની રીત છે? પણ તે મળેલાં દુધ અને પાણીમાં કપટરૂપી લિંબુની ખટાશ પડે છે તો તુરત દુધ અને પાણી છુટાં પડી જાય છે; અર્થાત દુધ ફાટી જાય છે. પ્રેમમાં પણ કપટ થયું કે પ્રિત ગઈ. પ્યાર નષ્ટ થવાથી જેટલાં જીગર નષ્ટ થયાં છે, તેટલાં બીજાં કોઈથી નષ્ટ થયાં કે તુટયાં નથી. એક નાપેકાર ઈસમના પ્યારના નાશથી જેટલી નામુરાદી ઉપજે છે, તેટલી બીજા કશાથી ઉપજતી નથી. ખરૂંજ કહ્યું છે કે—

### દોહરો.

હલકા જનનો પ્રેમ તો, દુઃખમાં નક્કી દખાય;
તળાવનું જળ તાપથી, જરૂર ઘટતું જાય.

ખરા પ્રેમનાં જેવું બંધન બીજું કશું નથી. ભમરામાં વાંસને વિંધી નાખવા જેવી શકિત છે છતાં પ્રેમને વસ પડવાંથી કોમળ કમળની પાંદડીમાં સાંજને છેડે તે બંધ થઇ ગયો હોય તોપણ તે પાંદડી કાપીને બાહેર નિકળતો નથી. તેની હાલત આપણને ગોયા સુચવે છે જે—

## દુહો.

પ્રિત જુ એસી કિજીએ, જ્યોં નિશિ ચંદા હેત;
શશિ બિન નિશિ વ્હે સાંવરી, નિશ બિન ચંદા સેત.

જેવી રાત અને ચંદ્રમાને પ્રિતી હોય છે તેવી પ્રિત કરવી જોઇએ; જેમ કે ચંદ્ર વગરની રાત કાળી હોય છે, ત્યારે રાત વગરનો ચંદ્રમા ( દહાડે ચાંદ દેખાય છે તે ) ફિક્કો જણાય છે.

લેકિન વાત એ છે કે—

પ્રિત થવી તો સ્હેલ છે, નિભાવવી નહિ સ્હેલ;
પિતાં કેફ પડે મઝા, જેરવતાં મુશ્કેલ.
બિલોર વાપરવો ભલો, પણ ટકવે નહિ ઠીક;
નિર્મળ નદી તે પ્રિતની, થાય ગંદી નીક.

*　　　*　　　*

## દુ:ખ આપણો દોસ્ત:—

જ્ઞાન અને ડહાપણમાં જેમ તમારી વૃદ્ધિ થતી જાય છે તેમ તમને માલમ પડે છે કે એક કસુર જે તમારે હાથે થાય છે, યાને તમારે હાથે જે કાંઇ ભુલભર્યું કર્તવ્ય થાય છે, તે કસુર તમો જુઓ છો તેમ તમારો શત્રુ નથી. પણ એક કસુર જે તમારે હાથે થાય છે, તોએ તે તમને માલમ પડતી નથી, એ મોટા જોખમ છે. જ્યારે તમારાથી કાંઈ ખોટું કામ થાય, અને તમો તમારાં અંતઃકરણથી જાણો કે એ કામ ખોટું થયું છે, તો કાંઇ મોટા જોખમ નથી. પણ જ્યારે તમારાથી કાંઈ ખોટું કામ થાય, તોએ તમને તે ખોટું છે એમ દેખાય નહિ, ત્યારે તે વાતથી તમારા જીવના શત્રુઓને

ઘણી મજા પડે છે. આપણી કસુર થવાથી આપણાં અંતઃકરણને દુઃખ થાય છે તો ત સારી નિશાની જાણવી; કારણ તેથી આપણી આંખ ઉઘડે છે, અને કસુર કયાં તથા કેમ થઈ છે તે આપણને જણાય છે. એ ધોરણે દુઃખ એ કાંઈ આજાબ નથી, પણ આત્માને જ્ઞાન માટે લેવાની ચેતવણી અને ઉપયોગમાં લેવાનાં હથિયાર તરીકે કામ આવે છે. એવી હાલતમાં તાબબના વ્હાડકાપની છરી માફક દુઃખ કામ આવે છે, કે જે વડે જખ્મની જગા કાપી કહાડવામાં આવે છે. તેથી તે દુઃખને દુશ્મન ગણી હડસેલી કહાડવાનું નથી, પણ એક દોસ્ત ગણી આવકાર દેવો જોઇએ છે.—*The meaning and the use of Pain*

* * *

## પાણીમાં આબાદી-પાણી વિનાનો પુરૂષઃ—

### બેત.

આબ નુરો આબ સેહત, આબ આમદ ફરોહુશ;
આબ આબાદાં કુનદ, મર્દું મો મોર્ગાં નોવહુશ.

પાણીથી તેજ વધે છે, પાણીથી તનદરોસ્તી, નુર અને હોંશ આવે છે; પાણીથીજ માણુસ તથા પશુ પંખીને આબાદ કરવાનો આધાર છે.

એવી તરોતાજગી બક્ષનાર, એવી કાયા ટકાવનાર, એટલી બક્ષેશોના ભંડાર, પાણીને કાંઇજ નહિ પણ દુનિયા અને આપણુ આદમજાતની હસ્તી માટે તે સાહેબે સર્જ્યું છે. પાણીની એ નવાજેશ માટે દાદાર અહુરમઝદની શુક્રગુજારીનું જશન પારસીઓ

કાજે બીજા ગાહમ્બાર મૅદીઓશેમના વખત ઉપર મુકરર કરેલું છે જેથી તે તિર્થને **આવરદાદ ગાહમ્બારનું** વિશેષણ લગાડવામાં આવે છે. **આવાં યસ્તમાં** જણાવવા મુજબ અસલી ઈરાની બાનુઓ **આવાં અર્દવિશુર** જેણી પણ એક નારી ફરેસ્તો છે તેની સેતાયશ કરી દુવા ગુજારતી કે બાળકને જન્મ આપવા બાદ તે બારેહકતાળા તેઓને ટાંકણાસર પુરતું દુધ આપે, અને પોતાની મમતાળુ પનાહ હેઠળ બાળકને ઉધારે! પાણી આબાદીનાં પ્રતિનિધીરૂપ હોવાથી, પારસીઓ સમુદ્રનાં પાણી આંખને લગાડે છે તથા તેનાં ટિપાં જીભ ઉપર નાખે છે. વળી પાણીથી ભરેલો હાંડો સામો આવે તે પારસીઓમાં સુકન છે. ખુદ આબાદી શબ્દમાં પણ ફાર્સિ **આબ** (પાણી) શબ્દ આમેજ થયલો છે. તેથીજ કદાચ વેલ્સમાં આવેલાં પૅમબ્રોકશાયરનાં નાહનાં સુંદર શેહેરનાં લોકો નવાં સાલનાં દિવસે પરોઢયાંમાં પાણીનાં સુકન લેવાને ચુકતાં નથી; જેમકે આપણી તરફ દીવાળીપર "આ નવાં સાલનાં સગન—આ નવાં વર્ષનાં સગન"ના બુમાટા મારનારાઓને બોલાવી તેમની સૉડેથી કાંઇ નહિ તો દોઢયાનું પણ નિમક લેવાની ઇંતેજારી કેટલાકો દેખાડે છે. મુંબઇમાં મોટી ક્રીકેટની રમતો વેળાએ "આઇમાઇ વૉટર—પ્રેસિડનસી વૉટર—મ્હાલક્ષ્મીનાં ઠંડા પાણી" ઇત્યાદિ પોકારો સાંભળવામાં આવે છે, તેમ નાહનાં છોકરાંઓ ઉપલા હિંગામે ત્યાં ઠંડા પાણીથી ભરેલાં વાસણો લઇને રસ્તે રસ્તે આ મુજબ ધાંટા પાડે છે: "Holy water—Ladies & Gents, have New Years' holy water!" જો હા પાડવામાં આવે છે તો, વાસણની ઉપરનાં ઝિણાં બાકોરાંઓમાંથી પાણીના ફુંવારા ચેહેરાપર ઉરાડીને તે લેનારનાં કુટુંબને નેક દુવા ચાહવામાં આવે છે. અવેજમાં આ છોકરાંઓને સઉ કોઇ

પોતાની શકિત મુજબ અનદાન યા વસ્ત્રદાન આપે છે. આપણાં મુંબઇમાં પણ એવીજ રીતે સારા અવસરોપર બ્રાહ્મણો કંકુ, તેલ, જળ, ફુલ, વિગેરે લઇ હિંડે છે, અને સુકન લેનારને ચાંદલો કરી તેનાં મોહડાંપર મંત્ર ભણેલું પાણી છાંટી ચૉકસ કલામો પઢે છે જેના બદલામાં એકુ બે પૈસા તે ખિસામાં સેરવે છે. પારસીઓમાં પરણવા બેઠેલા વરરાજાની પછવાડે ઉભેલાં તેનાં સગપણનાં બાનુઓ બાપડાનાં પાસરાંમાં ધચોધચ આંગળાં ઘોંચી જલદી ચોખા નાખી દેવા સુચવે છે. અરસપરસ જેવા ચોખા છાંટવામાં આવ્યા કે તાળીઓના ગગડાટ થાય છે, અને તુરત પુછપરછ ચાલે છે કે, કોણ જીત્યું ? પરણતાં જોડાંમાંથી જેણે પેહેલાં ચોખા છાંટયા તે જીત્યું કહેવાય. એવોજ કાંઇ રેવાજ ઇંગ્લંડનાં એક શેહેરમાં ચાલે છે. ત્યાંના એક ઝહરાનું પાણી વર કે કન્યા પેહેલાં પિએ તે બીજા ઉપર સર્વોપરી લેખાય. એક વેળા લગ્ન–ક્રિયા પુરી થતાંજ ધણીજી ઝહરા તરફ યાહોમ જવા લાગા કે બાનુસાહેબે તેમને રોકી બાઅજિજતથી કહ્યું, "નફાની ઉમેદમાં નાહક તકલિફ ન ઉઠાવશો ! ઝહરાનું પાણી એક શીશીમાં ભરીને હું મારી સાથે લાવી હતી જે કયારનું મારા પેટમાં હજમ થઇ ચુકયું છે." ડૉ૦ **મોદી** જણાવે છે કે, હિરોડૉટસ પ્રમાણે પ્રાચિન ઇરાનીઓમાં પાણી તાબેદારીનુ ચિન્હ ગણાતું. કોઇ મુલ્ક ઇરાની પાદશાહને શરણ થતો તો, તેની નિશાની તરીકે પોતાના મુલ્કનું ખાક અને પાણી મોકળતો. પાણી નમ્ર છે, અને તેમાં હાથ નાખતાં તે ખસી જાય છે. પારસી લગ્ન પ્રસંગે વરના હાથ પાણીમાં બોળવામાં આવે છે તેબી એવું સુચવવા કે, કન્યા પાણી જેવું નર્માશપણું અખત્યાર કરી ધણીની ફર્માનબરદારી કરશે. બૅંગૉલના એક તાયફાવાળા,

પરણતાં જોડાંના માથા ઉપર પાણીની બાટલી આપે છે, અને તેજ પાણીથી તેઓ ઉપર છંટકાવ કરે છે. બૉમ્બે મ્યુનિસિપૅલિટિના બાહોશ ધુંધી સૅક્રેટરી મી૦ રૂસ્તમ પેસતનજી મસાનીએ એકવાર પોતાના એક વિદ્વતાભરેલા રેસાલામાં કરેલાં વિવેચન મુજબ, શિલ્લ ટાપુનો થાન-વાવ તરીકે ઓળખાતો કુવો એવી અસર ધરાવતો કહેવાય છે કે જે માતાઓને દુધ આવતું ન હોય તેઓ તેનાં પાણી વડે પોતાની છાતી ધોય તો, તેથી તેઓને દુધ છુટે છે. લૅનોલીમાં આવેલો એક પારસી કુટુંબની માલેકીનો કુવો પણ એવાજ ગુણ ધરાવતો જણાવવામાં આવે છે. પાણી ઓળંગવું પડે તેવી મુસાફરી વેળાએ હિંદુસ્તાનનાં લોકો પાણીના ભુતને રાજી રાખવાને માટે તેની પુંજા કરે છે. હિંદી આગગાડીઓમાં મુસાફરી કરનારાઓ આજેબી જોશે કે ખાડી અથવા નદી ઓળંગતી વખ્તે ઘણાક હિંદુ, અને પારસી મુસાફરો પાણીમાં નાળીએર, ફુલ, શાકર, દુધ વિગેરે નાખે છે એવી આશાથી કે કાંઈ હોનારત થાય નહિ. મુંબઈમાં માટુંગા ખાતેનો મનમાલા તળાવ ગોવરૂં સાજું કરવા માટે જાણીતો છે. ગીરનાર નજદીકનાં ગોમુખી ગંગાનાં પાણી પિવાથી કૉલેરાના હુમલા સામે રક્ષણ મળે છે. જુનાગઢ નજદીકનાં ત્રીગી કુંડનાં પાણી રકતપિતનો રોગ સાજો કરે છે. તલાવાડ નજદીકનો પીગલી કુવો પાચનક્રિયા વધારવા માટે જાણીતો છે. મુંબઇનો ચર્ચગેટ સ્ટ્રીટનો ભિખા બેહેરામનો કુવો, અને મેયો રોડનો હાઈ કૉર્ટનો કુવો, પણ એવાજ ગુણ ધરાવે છે. પંજાબમાં વાંઝણી સ્ત્રીઓને કુવામાં ઉતારવામાં આવે છે, અને તેમાં અંગોળ કરવા પછી તેઓને ઉપર ખેંચી લઇને "ચૉકપુર્ણા"ની ક્રિયા તેઓ પાસ કરાવવામાં આવે છે. તે પછીથી તેઓને બાળકોની નવાજેશ થતી ધારવામાં આવે છે.

ઑક્ષફર્ડ ખાતેનો "બાળકનો કુવો" પણ વાંઝણી સ્ત્રીઓને બચ્ચાં-વાળી બનાવવાનો ગુણ ધરાવતો માનવામાં આવતો હતો. સૅંટ કીનનાં પાણીની અદ્દભુત અસર એક કવિતામાં સાઉધી આ મુજબ જણાવે છેઃ—"આ એજમતી કુવાનું પાણી કોઇ ભરથાર પોતાની મોહરદારની અગાઉ પિએ તો, તે એક સુખી નર થઇ પડે, અને આખી જીંદગી સુધી તે પોતાની મરજી માફક ચાલી શકે. પણ મોહરદારે પાણી પહેલાં પિધું તો, પરવરદેગાર તેણીના ભરથારને મદદ કરે!"

## કવિત.

પાણી બિન ઝવેરી મોતીકુ ખરીદત નાહિ;
પાણી બિન સુઘડ શિરોઈ કૌન કામકી;
પાણી બિન પુરૂષકો નામભી રહત નાહિ;
પાણી બિન કિમ્મત નાહિ હીરેકે આબકી;
અહે નર ગ્નાની જતન કર તું પાણીકી;
પાણીકે ગયે જીંદગાની કૌન કામકી.

પાણીમાં આબાદી છે, છતાં ગમે તેવો ખાનદાની પુરૂષ પણ તેનામાં ઘટતાં પાણી (ટેક)ની ગ્યરહાજરીમાં આબાદીનાં શિખરે ચહડી શકશે નહિ—લોકો તેને મચક આપશે નહિ! પાણી વિનાનાં મોતીને ઝવેરી ખરીદતો નથી; પાણી વિનાની સાફ સૉનેરી તબક લાયક દરજ્જો ધરાવતી નથી; પાણી વિનાના પુરૂષની કશી નામના ફેલાતી નથી; પાણી (તેજ) વિનાના ચળકતા હિરાનો કોઈ ભાવ પુછતું નથી; માટે ઓ ડાહ્યા માણસ! ત્હારાં પાણી (ટેક)ની તું જાળવણી કરતો ન રહેશે (દૈવયોગે તે ગુમાવશે) તૉ ત્હારૂં જીવન ફોકટ ગયલું સમજજે. (દાખલા તરીકે, જે ખપજોગી જીનસોમાં

પાણી નથી તે નકામી છે. )

એક સિંહ પોતાના કારભારી કોહલાંને કહેવા લાગ્યો કે, "મેં મારી જીંદગીમાં હજારો માનવીઓના અને જાનવરોના જીવ લીધા છે, પણ હવે મારી બુઝોર્ગીમાં તે ઘોર પાપોનો મને બહુ પસ્તાવો થાય છે. માટે પાપોથી ઉગરવાનો અને ભગવાનની માફી માગવાનો મને માર્ગ બતાવ." કોહલાંએ કહ્યું, "નદીમાં દરરોજ સ્નાન કરી તેના કિનારે બેસીને તું કિરતારનું નામ જપ. તારાં પાપોમાંથી તે જરૂર તુંને મુક્તિ આપશે, અને તુંને આછતો ખોરાક પુરો પાડશે!" આ સુચના પ્રમાણે સિંહ મૌન ધારણ કરીને ઇશ્વરનું સ્મરણ કરતો નદી તીરે બેઠો. પોતાનાં પોષણ માટે જે પણ સુકકું પાકકું મળતું તે ઉપર તે સંતોષ પકડતો, અને કોઇના જીવની ઘાત કરતો નહિ. સિંહને આ પ્રમાણે ગરીબ ગાય જેવો થઇને જપતપ કરતો જોઈ ગધેડાં અને ખચ્ચરો જેવાં ડરપોક જાનવરોને શુર છુટવા માડયું, અને તેઓ સિંહને સતાવા લાગ્યાં. છતાં સર્વે દુઃખ મુગે મોહડે સહન કરતો સિંહ બેસી રહ્યો. ઘણેક દહાડે કોહલો સિંહની સોડે આવ્યો, ત્યારે વનરાજ બોલ્યા, "ભાઈ! તારી સારી સલાહ પ્રમાણે હું શબોશામ ઇશ્વરની યાદમાં કાઢું છું, પણ જંગલનાં સર્વે જનાવરો મને બુઢઢો થયલો અને આવી રહેલો સમજી મને બહુ પજવે છે, ને ધિરે ધિરે હાથ-ચાલાકી પણ ચલાવે છે. હજીએ ખમ્યા કરૂં કે કેમ?" ત્યારે કોહલો બોલ્યો, "એમ છેકજ બધું છોડી બેસવામાં તારોજ કસુર છે! તેઓને ફાડી ના ખા, પણ જરા હુકારો તો રાખ! કોઇ લાત મારવા આવે તો ખંખાર મારજે, અને પછી જોજે કે અસલનો ટેક કેવો જળવાય છે!" બીજે દહાડે પેલાં જાનવરો નાચતાં કુદતાં પાસે આવ્યાં ત્યારે સિંહરાજે એવી તો

ગર્જના કરી મુકી કે ચૉમેરે નાસાનાસ થઈ રહી, ને મહિનો દહાડો સુધી એકે જાનવર ત્યાં ફટકયું નહિ. માટે પ્રસંગ પડવે સર્વેએ જરા૦ રતી પાણી તો બતાવવુંજ જોઇએ !

*     *     *

## સુજ્ઞતા અને સમજ:—

But where shall wisdom be found?
  And where is the place of understanding?
Man knoweth not the price thereof;
  Neither it is found in the land of the living.
The depth saith, it is not in me;
  And the sea saith, it is not with me.
It cannot be gotten for gold,
Neither shall silver be weighed for the price thereof.
No mention shall be made of coral, or of pearls:
  For the price of wisdom is above rubies.
The fear of the Lord, that is wisdom;
  And to depart from evil, is understanding.

સમજણ:—પણ સુજ્ઞતા કયાં માલમ પડશે? અને સમજ (વિવેકબુધ્ધિ)ની જગ્યા કઈ છે? તેની કિમ્મત મનુષ્ય જાણતો નથી; તેમજ તે માણસોના વાસમાંથી મળી આવે તેમ નથી. ઉંડાઈ કહે છે કે, તે મારામાં સમાયલી નથી; અને સમુદ્ર કહે છે કે, તે મારી પાસે નથી. સૉનું આપી તે પ્રાપ્ત કરી શકાય તેમ નથી,

વળી તેની કિમ્મત પેટે ભારોભાર રૂપું આપેથી તે મળે એવું નથી. પરવાળાં કે મોતીનું નામજ દેવાની જરૂર નથીઃ કારણ સુજ્ઞતાનું મુલ્ય માણેક કરતાં પણ વધારે છે. સર્વ શકિતવાન પરમેશ્વરનો ડર, એ સુજ્ઞતા છે; અને પાપકર્મથી દુર રહેવું એ, સમજ (વિવેકબુધ્ધિ) છે.

* * *

## શુરો શખ્સઃ—

### બેત.

હીચ દાની કે શેર મર્દી ચીસ્ત, શેર મર્દી ઝમાને દાની ક્રાસ્ત.
આન કે બા દુસ્તાન સાખ્ત, વ આન કે બા દુશ્મનાન તવાનદ જીસ્ત.

કવિ અનવરી સવાલ-જવાબ કરે છે કે, શેર મર્દી તે શું, અને આ અવનિમાં ખરો શેર મર્દ કોણ કહેવાય, તેનો તુંને કંઈ ખ્યાલ છે? શેર મર્દ યાને વાઘના જેવો શુરો શખ્સ તેને લેખવો કે જે મિત્રો સાથે મિત્રાચારી કાયમ રાખે, અને દુશ્મનો સાથે ડહાપણ ને કળથી કામ લે.

એક દેશમાં એક ઘણોજ ઉદાર, માયાળુ, ને મહેમાનદાર પાદશાહ થઇ ગયો. તેના દેશમાં જે કોઇ આવી ઉતરતું તેને ખાવાપિવા સાથે રહેવાનું પણ મળતું. એક સમયે બાહેરનો કોઇ બળવાન રાજા તેને ત્યાં હલ્લો લાવ્યો કે તેણે સલામતીને ખાતર કોટના દરવાજા બંધ કીધા. છતાં શત્રુનું લશ્કર ચાલુ ઝપાઝપીમાં ઉતરતું, અને રાત પડતી કે રાહત લેતું. અંધારૂં થવા આગમચ શત્રુનાં સઘળાં માણસો અને જાનવરોને પુરૂં પડે તેટલું ખાણું રોજ તેઓને તે પ્હોંચાડતો. આથી ચઢાઇ લાવનાર રાજાએ અજબ

થઇ પાદશાહને પુછાવ્યું કે, "તમો દિવસે અમારી સામે "ટક્કર ઝિલો છો અને રાત્રે અમારે માટે ખાણું મોકલો છો તેનો સબબ શું ?" પાદશાહે જવાબ વાળ્યો, "ટક્કર ઝિલવી મર્દાનગીનું કામ છે, કારણ તેથી અસલ શુર સચવાઇ રહે છે. ભલે તમો મારા શત્રુ હો ! લેકિન તમો મારા દેશ તૂલિક આવ્યા એટલે તમો મારા મહેમાન છો. તેથી મહેમાન પોતાની ગાંઠનું ખાય તે મેજબાન વાજબી વિચારી શકે નહિ !" એવા એક ભલા પાદશાહનાં નિર્દોષ માણસોનો માત્ર લોભને ખાતર ઘાણ કહાડવો હિચકારાનું કામ સમજીને લડાઈ કાજે આવેલો રાજા શરમિંદગી સાથે પોતાનાં વતન તરફ પાછો ફર્યો.

ભલા સંગ રાખજો મોહબત સદા, મુદ્દઈ સંગ રાખજો નમનતાઈ;
કે ટળશે તેથી અનેક પિડા, ને ભોગવશો બંને ભવમાં મોટાઈ.

* * *

## મુસાફર ત્હારી સફર સફ સમારઃ—

Remember ye traveller as you pass by,
That as you are now, so once was I.
As I am now, so you shall be,
Remember that you have got to follow me.

કબ્રના પત્થર ઉપર કોતરવામાં આવેલા આ લેખ મારફતે તેને તળએ દટાયલો માણુસ ગોયા જીવતોજાગતો હોય તેમ પોતાની બાજુએથી ચાલી જતા રાહદારીને કહે છે કે, ઓ મુસાફર! તું મ્હારી આગળથી હાલ તેજી ને તુંડાઇથી પસાર થાય છે તેવીજ રીતે હું પોતે પણ બીજાઓની ઘોર આગળથી એકવાર આવજા

કરતો હતો; લેકિન અજલના ક્રૂર દૈત્યે મ્હારા ઉપર ત્રાપ મારી કે આ ખાડામાં હું એકલોઅટુલો લાઈલાજ પડયો છું. ત્હારો પણ એજ હાલ થનાર છે તે ખુબ યાદ રાખી ખુબી કરતો રહેજે.

ઇમૅન્યુઅલ (Emanuel) ની લખાવત મુજબ મોગલ બાદશાહીના દૉરમાં એક જાઇફ જુલ્મગાર ઉમરાવે પોતાની જીંદગીના છેલ્લા દિવસોપર કસદ કર્યો કે તેની ઘોરપર એવો લેખ લખવામાં આવે કે જે તેનાં જુલ્મગાર કામોની યાદ આપે, અને જે ઉપરથી ભવિષની ઑલાદ કાંઈ ધડો લે. સર્વેથી સરસ લેખ લખી મોકલનાર માટે તેણે ઇનામની લાલચ દેખાડેલી હોવાથી ઘણા મોટા ભાગે તેનાથી ગભરાઇને તેની ખોટી ખુશામત કરનારાં કાવ્યો લખી વાલ્યાં જે સઘળાં તેણે કચરાની ટોપલીને સ્વાધિન કર્યાં. થોડે વખ્તે તેના હાથમાં એક બંધ ચીઠી આવી પડી જે ખોલીને વાંચતાં તે જરા હસ્યો. તેમાં તેના એક નાહના બેટાએ પોતાના બાપની જુલ્મી હાકમાઇનો ચિતાર રજુ કરનારી એક ટુંક કવેત લખી હતી જે તનાં ભયંકર કામોની આબેહુબ યાદ આપનારી હતી. આંખપાણી કરીને તેણે તે ચીઠી વજીરને આપતાં ફર્માવ્યું કે તેનાં મરણ બાદ તેની કબ્ર ઉપર એજ લેખ મુકવો. તે નિચે મુજબ હતો.

કલ પાઉં યક કાસાએ સીરપે જા પરા,
યકસર વો ઇસ્ત ખ્વાને સેકસ્તાસે ચુર થા.
કહેને લગે કે, " દેખકે ચલ, અય રાહે બેખબર!
મેંભી કભી કીસીકા સીરે પુર ગરૂર થા.
જીસ સીરકું ગરૂર આજ હય ત્યાં તાજવારીકા,
કલ ઉસ્પે એહી સોર હય ફેર નોહાગીરીકા.
આફાકકી મંજલસે ગયા કોણ સલામત?
અસબાબ લુટા રાહમેં ત્યાં હર સફરીકા."

યાને,—ગઈ કાલે રસ્તામાં ચાલતી વખ્તે મારો પગ એક જખ્મી શખ્સનાં માથાં સાથે અફળાયો જે ભાગેલાં હાડકાંઓથી ચુરો થયલું હતું. તે બોલ્યો, "઼ઓ રસ્તો ભુલેલા મુસાફર! ત્હારી આંખ જરા ઉઘાડી રાખીને હિંડ. મારા ચાલતા વખ્તમાં ત્હારી માફક મારૂં મસ્તક પણ ગરૂરીની ધુંધમાં મસ્ત હતું. રાજતાજની ગર્મિમાં આજે તું ગરૂર થઇ ફરે છે, પણ કાલે મારીજ માફક તું માટીમાં રોળાશે. આ દુનિયાની મંજલ કાપતાં આખો રસ્તો કોણે કાંઇએ તકલિફ વગર પુરો કીધો છે? દરેક મુસાફરે માર્ગમાં પોતાનું લુટાવી ગુમાવી દીધું છે."

મતલબ કે જો તમો ગર્વ—અભિમાન છોડી નેકી-નીતિ પ્રાપ્ત કરશો તો તમને મોતનો ડર રહેશે નહિ, અને તમારી કબ્રમાં પરવરનાં નુરનો ઓળો ફેલાશે. પત્થરનો તકિયો તથા માટીની પથારી, મખમલી તકિયા અને રેશમી ગાદલાં કરતાં, વધારે આરામ આપનાર જણાશે. માટે એવું કરો કે જેના પ્રતાપે નેક કહેવાઓ અને ભલાંઓમાં ગણત્રી થાય. ખુદા કરેને તમો એવાજ બનો, અને ખુદા તમોને એવાજ બનાવે!

મુસાફર જરા રાખ તારો વિચાર, જવું છે તને એક મંજલ અપાર.
કરી લે હવે જલ્દ સૉદો ઉદાર, થવું છે તને એક દહાડો સવાર.
ખલ્ક આ છે માત્ર પળનું બજાર, ખરીદી નવું નાવ સાબુત ઉતાર.
ભલી આશ દિલમાં સદા ભાઈધાર, નહિ પૃથ્વિપર પામશે તું કરાર.
નથી જાણ સંસારમાં કાંઈ સાર, અરે આવશે માત્ર તુજ નેક કાર.
સફા કર સિનાથી બધા દુષ્ટ ખાર, નકર પામશે તું સિહા એક ગાર.
રમત ને ગમત છે દિવસ માત્ર ચાર, હવે જલ્દ તારી સફર સફ સમાર.

(સોહરાબ પાલમકોટ.)

* * *

## ભાષાની ભેળસેળ:—

એક ભાષાનો બીજી ભાષામાં ભેળ કરી તે ગદ્ય-પદ્યમાં રજુ કરવી તેને "મિશ્રણા પરિભાષિકા" કહે છે. મિશ્રણ=ભેળ; પરિ=પારકી; ભાષિકા=ભાષા. તેને ઇંગ્રેજીમાં *Macaronics* કહે છે. મકેરૉની નામની ખાવાની એક વાણી, જેને આપણે ઇરડુના નામે ઓલખ્યે છિયે, તેમાં તરેહવાર વસાણાં આવતાં હોવાથી આ અલંકારને આવું નામ આપવામાં આવ્યું છે.

**બેત.**

ઇન હમે ખરાબીએ જેહાંન હુઈ અઝ યક તુરસે;
યા એલાહી, જાને મન કયું બચે દસ તુરસે!

દુનિયાની બધી ખરાબી એક તુરથી થઇ હતી; ઓ ખુદા, ત્યારે મારો જીવ એવા દસ તુરથી કેમ બચશે!

એમાં ફાર્સિ ઉર્દુનો ભેળભેળ થવા સાથ દસ્તુર ઉપર શ્લેશ આવે છે. દસ્તુર=ધર્મનો વડો થાય, અને દસ તુર=એક નહિ પણ ૧૦ તુર એવો પણ અર્થ નિકળે છે. (અશો જરથોસ્ત સાહેબ આતશબેહેરામમાં બંદગી કરતા હતા તે વખ્તે તુર નામના શખ્સે તેઓને તરવારથી જખેહ કરી આંધાધુંધી ફેલાવી હતી.)

સને ૧૯૦૯ નાં સાલના "હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસ" ના ચુંટી કહડાયલા પ્રમુખ ઑનરેબ્લ સર ફિરોઝશાહ મેહેરવાનજી મેહતા, કે. સી. આઇ. ઈ. એ, તેના વાર્ષિક મેળાવડાના માત્ર વિસ દિવસ આગમચ (તેમનાં મરણ સાથ સદાના અંધારામાં રહેલા) પેલા સામટા સંજોગના સંયોગને લીધે એકાએક પ્રમુખ દાખલનું રાજીનામું આપી લાગતાવળગતાઓનાં ર્વાન અર્ધે રસ્તે રવડાવી મેલ્યાં હતાં તે વેળાએ આપણાં રમુજી "હિંદી પંચે" આ મુજબ ટકોર કરી હતી.

## બેત.

મરદરા ન બાશદ ચુપકીદી યાર,
તો બા મન ચલાવ ગુફતેગો બીસ્યાર.

ખુલાસાએ જાદુ જરા મરા સમજાવ,
સંજોગકા સંયોગ કીસ્ત કે કરદ તર્યાપાવ.

અકબર બાદશાહે દસ્તુરાન દસ્તુર આઝર કયવાન જેવા યોગીને ઇરાનથી બોલાવ્યો, ત્યારે તેણે આવવાની ના પાડી, પોતાની બનાવેલી એક ચોપડી બાદશાહ ઉપર મોકલી આપી. તેમાં તેણે પોતાની મેળે હૈયાત રહેનારાં પ્રાણીઓ, અકકલ, આત્મા, બેહેસ્ત, ગૃહો, તત્વો વિગેરેની ખુબી બતાવી બાદશાહને નસિહત કહી હતી. તે કેતાબના ચઉદ ભાગ હતા જે દરેક ભાગની પહેલી લીટિમાં એવી તો અજબ જેવી ખુબી તે યોગીએ રચેલી હતી, કે તે દરેક ફરી ભાષામાં લખાયલી છતાં, જો તેને ઉલટે ક્રમે (*Invertedly*) વાંચો તો, તે અરબ્બીક ભાષા થઈ જતી. જ્યારે પાછી વાળીને (*Turned about*) વાંચો ત્યારે, ટર્કિશ ભાષા થઇ જતી. અગર તેને ઉલટાસુલટી (*Reversed*) કરી નાખો તો, હિંદી ભાષા થઈ જતી. આ તે કાવ્યની શી બનાવત! આ તે કેવો અલંકાર!! પણ દસ્તુરજી સાહેબના આ વિસમી સદીના હમદીનો વટિક પ્રવિણુતામાં કાંઈ કમી ઉતરતા નથી! તેઓ ફરી, અરબ્બીક, ટર્કિશ, હિંદી, ઇત્યાદિ ભાષા એકબારગી નહિ જાણુતા હોય તોએ પોતાની કરી લીધેલી ગુજરાતી ભાષામાં તેઓ એવો તો રંગિન રસકસ ઉમેરે છે કે તે સાંભળતાં યા વાંચતાં સમેત "વૉચ મદી પાહેલા તર હાફ પાસ્ત ૧૦, વ ધાવત મિલ્લા માઝા ફ્રૅંડ" યાદ આવે! નવા મ્યુનિસિપ્લ

મારા બાબે એક જણે લખેલા અશુધ્ધ કાગલનો થોડો ભાગ નમુના દાખલ ઉતારીશ.

"હું જોઇને ઘણો સરપરાઇઝ થયોચ કે તમે મીનીસીપાલ બીલ સંબંધી કાંઇ બોલીઆ નથી. હું જો નોટ–એ–વરડ કેઉ તો કાંઈ ખોટું નહી ગણાશે. Is n't it? પણ નેવર માઈનડ. તમારી વીતી તમારો ફ્રેન તે વીશે કાંઈ બોલે તો તમે કાંઈ ઓબજેકસન લેશો એવું હું ધારૂં તો શું પણ guess વટીક કરી નથી શકતો! કોરપોરેશનનું બોધરેશન તો તોટલી કાઢી નાખવું જોઇએ. Only town council નેમવી અને તેમાં કાઉનસીલરો નેમવાનો રાઈત સઘળી પબલીકને આપવો નહી. નેવર હો! તેથી ઘાણ spoil થઈ જાયચ. હવે કાઉનસીલરોને elect કોણ કરે તે ઘણું ગુંચવાદાભરેલું છે. ખરેખર it is a matter of great difficulty. ગવરનમેંટને તો એ રાઇટ અપાઈ શકાય નહી, અને તે કદી લેનાર પણ નહી. બીજું મીનીસીપાલ કમીશનર હુઉ એપોઇંટ કરે ને વેહેન? Government કહેચ કે તે પોતે એપોઇંટ કરે અને તેબી every 3 years એ. પબલીક કહેચ કે તેઓ પોતે એપોઇંટ કરે અને whenever they like. હું કેહુંચ કે એ બધું નોનસનસ છે. મારા નાકેસ અમબલ ઓપીનીઅન according તો એક કમીશનર પુરતો નથી તેથી there must be two. અને તેઓ નાવ એનડ ધેન નેમવા કરતાં everlasting નેમી રાખવા, અને તેઓનાં નામ આ બીલમાંજ મેનશન કરવાં. હવે જસતીસ ઓફ ધી પીસો useless પદી રહેશે તેનું શું કરવું તે ઉપર નજર શ્રો કરવી જોઇએ. એ બીચારાઓને તો સેસમાં રાખેલા ઘણું better કાંય કે સુલી વચે સોપારી માફક પડેલા છે. તેકસ તો જે લેવાય છે તે લેવાજ જોઇએ

સમજ કે without them we cannot do. બીજી વધારે કલમો હું વિચાર કરી હોશે તો hereafter લખી મોકલશ તેટલાં મારી બેસત કોમપલીમેંટ એકશેપ કરજો."

ગુજરાતી–વિલાયતી પારસી ખિચડાના બિનઅનુભવી પરકોમી પુરૂષોને ફાર્સિ, ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી, ઉર્દૂ, "મિશ્રણુ પરિભાષિકા" માં—

Says માણેક ગાઈ, સાંભળ પ્યારે બાઈ,
ઇફ્રાં લીવના માજા સબ સચ્ચા હય.
મંઝુર નીસ્ત, તો ઍઝ you પ્લીઝ,
હમસેભી what પરવા હય?

એસમેથી તે કેસમેવી સસમદ્દમ ખાસમાત્રી આસમાપું?

**નોંધ—**આ લેખે પ્રથમ "સાંજ વર્તમાન"ના તા૦ ૧૨-૯-૧૯૧૩ ના અંકમાં દેખાવ દેતાં તેના અધિપતિએ પુર્વણી કરી હતી કે, મી૦ માણેકશાહ મીસ્ત્રીએ આપેલા દાખલા જેવા લેખો નહિ લખાતા હોય એવું કાંઈ નથી! ચાલુ સાલની શુરૂઆતમાં અત્રેનાં એક રોજીંદા છાપામાં એક પારસી લખનારે "દારજીલીંગની **સહેલગાહ**"નાં મથાળા તળે બનાવેલા "**ખિચડા**"માંથી થોડા નમુના અમો નિચે ઉતારી લઇએ છિયે.

"એ સઘળાનું ધ્યાન કરવું ...... કોઈ મહાન artist નું (કામ) છે."

"એ મહાન એનજીનીઅરે......zigzag paths કાઢવાની યોજના તથા loops ખરેખર વખાણવાજોગ છે."

"આપણે તે second trial હોવાથી પગે ચાલી જવાનો વિચાર

કીધો.........ત્યાં જઈ પુગતાં fog and mist તથા વાદળ એટલું થઈ આવ્યું કે........."

"અતે dance કરવાનું.........શરૂ કીધું. Temperature જરૂર ૨૭'૩૦ ડીગ્રી હોય એવું જણાતું હતું."

"Mount Everest કે જે હીમાલ્ય પહાડની highest peak ગણાય છે."

"તેઓનો દેખાવ ઘણોજ dirty.........આંગે તેઓ બહુજ strong and robust દીસે છે."

"અને અકટોબર મહીનો દારજીલીંગમાં રહેવાનો best time છે."

"દારજીલીંગની ચાહ......flavour માં એ ઘણીજ સરસ છે."

"ઘણાખરા અહીંયા boarders છે. Natives ને લેવામાં આવતા નથી. એથી ત્રણ day school boys છે."

"બીજો દેખાવ મેં state entry"નો જોયો.........પટયાલાના રાજાનો joint કલર dress........."

જ્ઞાન ગમતનાં ઔહરોની કેતાબનો પહેલો ભાગ અત્રે પુરો કરતાં, "મેરી અધેલી મત બૂહ્યો"ના અચળ અવિનાશી કાયદાની કુમક ઉપર કુદ્દરાન ગુજરાતી–ઇંગ્રેજી મિશ્રણા પરિભાષિકામાં, ક્ષમાની સર્વોતમ દિક્ષા ચાહી, દપટાવવું પડે છે કે–

## બુક પ્રદર્શક પોએટ્રી.

નવીન બુક નિશંક રચી રૂડી,
મહિ matter all are mind પસંદ;
આપવું incumbent છે અધિકાધિક,
મુજ "*Casket of Gems*"ને ઉતેજન.

બુખખ cannot buy કહિ,
  થશે બુધ્ધિવાન ઝટ ખરીદદાર;
કુરબાન કેલી આના અઠાવિસ કરીને,
  Dear look inside લગાર!

Charming સદરહુ ચોપડી સમજી,
  Once more you કરો વિચાર;
Labour of love થી મઢયાં માણેક આ,
  નહિ "માણેક" મૉજ બીજી યાર.
નથી libidinous love gossip અંદર,
  કહું ચણુાની કરી બે દ્વાર;
કુરબાન કેલી આના અઠાવિસ કરીને,
  Dear look inside લગાર!

"*Instructive & Amusive*" બુક ધિસ,
  "જ્ઞાન ગમત"નાં many જડશે બ્યાન;
અદભુત એ "ગૌહરો" વાંચવા,
  You will be very ગુલતાન.
Is this કેતાબ ઑર કિસમની,
  પડશે on brain વધાનો ભાર;
કુરબાન કેલી આના અઠાવિસ કરીને,
  Dear look inside લગાર!



# PRESS COMMENTS.

## જ્ઞાનવર્ધક.

મી૦ માણેકશાહ દીનશાહ મીસ્ત્રીની એક લેખક તરીકેની ઓળખ આપવાની જરૂર હશે નહી. આ માસીકમાં તેમજ બીજાં અનેક માસીકો અને છાપામાં પોતાનાં સંગીન લખાણોથી મી૦ માણેકશાહ દી. મીસ્ત્રી વાંચક-વર્ગમાં પુરતા જાણીતા થઈ ચુકયા છે. આ અદના માસીકનાં કેટલાક ખેરખાહો અને તેને વફા સાથ વળગી રેહનારા લેખક—મિત્રો માહેલા એવણ એક છે, અને એવણ બાઇની અમો પ્રત્યેની દીલસોજી અને ચાલુ સેવાઓની આ તકે આભારી જીગર સાથ નોંધ લેતાં અમને હર્ષ પેદા થાય છે. તે વખત અને મવકો અમને યાદ છે કે જ્યારે મી૦ મીસ્ત્રીનાં "જ્ઞાન ગમતનાં ગૌહરો" થોડોક વખત કેટલીક ન ધારેલી અગવડના સબબે આ માસીકમાં પ્રગટ થયાં ન હોતાં ત્યારે તે પ્રગટ કરવાની ચાલુ માંગણી દરશાવનારાં અને તે બાબે પુછપરછ કરનારાં કેટલાંક પત્રો અમને મળ્યાં હતાં. આમ લખી અમારાં પોતાનાં માસીકની કીમત વધુ આંકવાની નબળાઇને અમો વશ થઇએ છીએ એમ માની લેવાની ઉતાવળ કરવામાં આવશે નહી એવી અમો ઉમેદ ચાહીએ છીએ, કદાચને કોઈ એવા વિરૂધ્ધ ટીકકા કરે—તોપણ તેવા ટીકકાના બાણુથી બચી જવા માટે અમોએ ઉપલો ખુલાસો કરવાને આંચકો ખાધી નથી તેનો સબબ એક લાયક લેખક-મિત્રને વાજબી ઇનસાફ થયલો જોવાની અને આપવાની અમારી ઉદાર રાજ્યનિતિને આભારી લેખાશે.

ત્યારે અમારા વાંચનારાંઓની પ્રસંશા પામી ચુકેલાં આ રસીક

ગૌહરો ચોપડીના આકારમાં બાહેર પાડી જાળવી રાખવાની બાહેર પડેલી માંગણી જેમ તદન દરોબસ્ત તેમ એ ગૌહરો હોંશથી વાંચનાર વર્ગની ઇચ્છાને તદન પેશ પડતીજ છે અને તેનો ઘટતો લાભ લેવાશે એમાં સંદેહ નથી. આવાં ગૌહરો રજુ કરવાનું કામ સેહેલ નથી. તે માટે વખત અને મેહેનત રોકવાં પડે છે એટલુંજ નહી પણ તેના લખનારને પોતાનાં વાંચણની હદ બોહલી રાખવી પડે છે. આવો સંગ્રહ ચોપડી રૂપે બહુ કીમતી થઇ પડશે, અને તેનો ઉપકાર સાથ મનમાનતો લાભ લેવાય એવું અમો ઇચ્છીએ છીએ.—મે, ૧૯૧૧.

## નવરોઝ.

ગૌહરો જેમ ખનીજ તથા દરિયાઇ ઉત્પતીનાં આવે છે, તેમ જ્ઞાન તથા ગમતનાં—સાહિત્યનાં—પણ હોય છે. પહેલી જાતનાં ગૌહર મનુષ્યના શણગાર તરીકે તેમનાં શરિરને શોભાવે છે, ત્યારે બીજી પ્રકારનાં ગૌહરો તેમનાં મગજ, દીલ તથા જાનને રાહત આપી તેમની મોટાઇ તથા માણસાઇમાં વધારો કરે છે. આ છેલ્લી જાતનાં ગૌહરો નસિહત, બોધ યા સલાહરૂપે જુદા જુદા દેશ, જાત તથા ઝમાનાના મહા પુરૂષો—કવિઓ, શીલસુફો, વિદવાનો, ધર્માચાર્યો, પેગંબરો વગેરે—પોતાનાં દલદરૂપ ભેજાંથી ઉત્પન કરી આપણે માટે એક ઉમદા વારસા તરીકે મુકી ગયલા છે. પણ તે સઘલાંજ કાંઇ આપણા જોવા, જાણવા, યા જોગવવામાં આવતાં નથી. તેમાંના કાંઇ કાંઇ ગૌહરો કોઇ કોઇ વાર છુટાં છવાયાં આપણા દીઠામાં આવે છે, પણ તેથી તે ગૌહરોના શોકીનો યા આશકોનાં દીલની તૃપ્તી થઇ શકતી નથી. તેવા સમયમાં હાલ અમે જાણીને બેહદ ખુશી છીએ કે, એવા પ્રકારના અમુલ્ય નસીહતરૂપી ગૌહરોનો એક મોટો જથો

"જ્ઞાન ગમતનાં ગૌહરો" એ નામે, આપણા જાણીતા લેખક મી૦ માણેકશાહ દીનશાહ મીસ્ત્રી એક પુષ્ટકરૂપે છપાવી પ્રગટ કરનાર છે. આ ગૌહરો કેવાં કિમતી હશે, અને તે વાંચકોને નીતિ, ભકિત, ચાનક, દુનિયાઈ અનુભવ ઈ૦ ઉત્તમ ખોરાક કેવો પુરો પાડે છે, તે વીશે અત્રે વિવેચન કરવાની ઝાઝી જરૂર નથી મી૦ માણેકશાહ છાપાદવારા તેમજ માસીકોદવારા તરેહવાર જાતનાં લખાણો કરતા આવ્યા છે; પણ તેમનાં મનની એક ખાસ વલણ નામીચા કવીઓ, ફીલસુફો વગેરેનાં લખાણોમાંનાં ઉમદા ગૌહરોની ચુંટણી કરવાની છે, અને તે વલણના પ્રતાપે તેવી ચુંટણી કરી અત્યાર સુધીમાં તેનો એક મોટો જથો તેવણ પાસે સઘળી સામગ્રી સાથે છપાવવા માટે તૈયાર છે; ખોટી માત્ર જોઈતી સંખ્યાના ઘરાકો થવાનીજ છે. ખાતરી છે કે, મી૦ માણેકશાહનાં આ માણેકો પુસ્તકરૂપે છપાવવા સંબંધી ખબર જાણતાંજ શોકીન તથા કદરદાન વાંચકો ખુશી થશે, અને પોતાથી બનતી નકલો ભરી આપી તેના ઉલટમંદ કર્તાને તેમના આ રૂડાં કામમાં ઉતેજણ આપશે. તેની એકેક બબેજ નકલો ખરીદ કરી તેઓ પોતાને ત્યાં રાખશે, તો તે તેમને તથા તેમનાં બચ્ચાં છોકરાંઓ વગેરેને હિરા, મોતી, સોના ઇ. જવાહીરો કરતાં વધારે કિમતી અને લાભકારી થઈ પડશે.—જુલાઈ, ૧૯૧૧.

## ગુલશને ઇલ્મ.

દીન ઈમાન, નીતિરીતિ તથા પરહેજગારીના પાઠોથી ભરપુર; સદગુણ, દુર્ગુણ, સખાવત, સુસંગ, કુસંગ, ઈ૦ નેકી બદીના અસરકારક તથા બોધદાયક ચિતાર આપનારા મી૦ માણેકશાહ દીનશાહ મીસ્ત્રીની કસાયલી કલમથી "ગુલશન" માં લખાતાં આ રસીલી અને

સરલ ઇબારતનાં વચનો છપાવી બાહેર પાડવાની હિલચાલ થાય છે, એ ખુશી થવા જોગ છે. સોનાની વીંટીમાં હીરાની જડત કરી લીધી હોય તેવો ખ્યાલ, ભાષા લેહેઝતના ઇશિકોને આ ઝવાહીરો આપે છે. આવા સ્હેલા, મીઠાસવાળા અને ચાનક આપનારા પુસ્તકો વાંચવાથી કેટલો લાભ થાય તે દર્શાવવાની જરૂર નથી. એક અભ્યાસીને, એક કવિને, એક વિદ્યાના પુંજારીને, એક અલાંકારીકને અને એક સામાન્ય વાંચકને એમ સઉને અઝીઝ થઇ પડેલા આવા સંગ્રનાં એક પુસ્તકની અગત્યતા માટે બે મત છેજ નહી. મી૦ મીસ્ત્રીને અમો ચાંપીને સીફારસ કરીએ છીએ કે ઉતેજકોનો સારો આશ્રા મળતાં આ નાદર પુસ્તકને તેઓએ બનતી ત્વરાથી અજવાળામાં આણવું, જે એકેએક ઘરની લાયબ્રેરીની શોભા થઇ પડવા વિના રહેશે નહિ.—જુન, ૧૯૧૧.

## વિદ્યા સાગર.

જ્ઞાન ગમતનાં ગૌહરોનો આજનાં અંકનો હપતો કાંઇએ નુકતેચીની વગર ટપકાવી નહિ દેતાં, અમારા ઘણા હિતેચ્છુઓના અવાજને અમો અનુમોદન આપ્યે છિયે કે, એ સંગ્રહ છપાવવાનો સાહસ તેના ઝેહેનદાર લેખકે માથે ઉઠાવવો; જેથી તે જળવાઈ રહેવા સાથ જ્યારે માગો ત્યારે, જેને જોઇએ તેને, પોતાનો અનુપમ લાભ આપતો રહે! રકમબંદ વિરલાઓનાં યાદગાર લખાણોમાંથી બોધકારક નમુનેદાર વચનો ચુંટવાનું, અને તેને વધારાનાં વચનો, વાર્તાઓ, તથા કાવ્યોથી દીપાવવાનું કામ કુળીમાંનો ગોળ ખાવા જેવું સ્હેલ નથી. તે કામ મધમાખીના બિકટ તથા આશિષદાયક ઉદયમને મળતું છે કે જે મધમાખી અસંખ્યાત ઝાડોનાં તરેહવાર ફુલોમાંથી રસ ચુસી લઈ તે

વડે મધપુડો બનાવે છે, અને તેમાંથી નિકળતું મધ જેમ ખોરાક તરીકે તેમ દવા દાખલ આશિર્વાદ ભરેલું થઇ પડે છે. અમારા આ મિલનસાર લાયકીવાળા લેખક રા૦ માણેકશાહ મીસ્ત્રી, એ પુસ્તક બાહેર પાડશે (અને તે પાડવુંજ જોઇએ) તો તેને વાંચકવૃંદ તરફથી મન માનતો આશ્રો તથા આવકાર બા જરૂર મળશે. આ બાઈ નામે માણેક (Ruby) છે તેમ અમુલ્ય માણેકની દોલત બધી એમની મધુર કલમમાં ભરેલી છે. કિમત આંકી નહિ શકાય એવાં માણેક બે ત્રણ રૂપ્યામાં હાથ કરી શકાય તો, તે લેવા કોણ પછાત પડે? ગોળ વિનાનો કંસાર નહિ, ને બાયડી વિનાનો સંસાર નહિ; અને અમે ઉમેરીશું કે, જ્ઞાન ગમતનાં ગૌહરોનાં પુસ્તક વિનાનું પુસ્તકાલ્ય પણ નહિ!—અકટોબર, ૧૯૧૫.

## ફિરદોસ.

ફિરદોસમાં દર મહીને નિયમિત દેખાવ દેતા અમારા લાયક લેખક મી૦ માણેકશાહ દી. મીસ્ત્રીનાં નામથી અમારા વાંચકો અજાણ નથી. એ ગ્રહસ્થનાં "જ્ઞાન ગમ્મતનાં ગૌહરો" આજ કેટલુંક થયું અમારા ભાઇબંધ "જ્ઞાનવર્ધક"માં ચાલુ દેખાવ દે છે, અને આગળ ફિરદોસમાં પણ "શિખ સાગર"નાં મથાળાં હેઠળ રજુ થતા હતા, જે તરફ વાંચક વર્ગની કેટલી હદ સુધી પસંદગી ઉતરી હતી તેનો અમોને અચ્છો અનુભવ છે. મી૦ મીસ્ત્રીની ઝમકદાર કલમે આ લેખોમાં કાંઈ ઓર તેજી પકડેલી લાગે છે, અને તે ફરી વાંચવાને, વાંચી વિચાર કરવાને, અને વિચાર કરી તેમાં સમાવેલા સબકો મુજબ વર્તવાને, આપણને ઉલટ છુટે છે. આવા લેખો રજુ કરવા પાછળ દેમાગનું કેવું દહી કરવું પડતું હશે, અને તે પાછળ કેટલો

શ્રમ લેવાતો હશે, તેનો અત્રે એકજ દાખલો આપી અંદાજો કરીશું. "ખુદા યાર તો બેડો પાર" એ બાબે મી૰ મીસ્ત્રી એક ફારસિ બેત રજુ કરે છે, પછી તેને અનુસરતા એક ઇંગ્રેજ લેખકના શબ્દો ટાંકે છે, વધુ ટેકામાં કબીરી વચન કહી સંભળાવે છે, ઇશ્વરની મેહેરબાનીથી એક માણુસ અસહ્ય આફતમાંથી કેવી આસાનીથી છટકી જાય છે તેની એક નાની દીલભેદક વાર્તા આપે છે, અને એ સઘળું પુરતું ન હોય તેમ, એજ મતલબનો એક ગુજરાતી દોહરો લલકારે છે. ઉપરાંત દરેક ભાષાના ગદ્ય-પદ્ય લેખોનો તરજુમો નજરે પડે છે જેથી અમુક ભાષાના બિનમાહીતગાર આદમીઓને પણ એ ગોહરો વાંચવાની મજા મળે......કીમત તેમાં સમાવેલા અખુત દીલપઝીર ભંડાર તરફ જોતાં નામનીજ લેખાશે, અને તેના ગ્રાહકો દાખલ નામો નોંધાવવાની અમો સર્વેને પ્રમાણીક ભલામણ કર્યે છીએ.—જુન, ૧૯૧૧.

## સાહિત્ય.

........જ્ઞાન ગમતનાં ગોહરોમાં રા૰ માણેકશાહ મીસ્ત્રી ઠીક નુકતેચીની કરે છે, અને એક પ્રસંગે જુદી જુદી ૭ ભાષાઓમાં એકજ કહેવત, ભાઇનાં મોસાળાં તેવા બહેનનાં ગીત, કેવી રીતે એકજ રવેસે વપરાય છે તે બતાવ્યું છે........—આગષ્ટ, ૧૯૧૪.

........એ લેખો વાંચવા જેવા છે. રા૰ મીસ્ત્રી હિંદુ ગુજરાતી સાહિત્ય વાંચશે, તો એ દિશામાં હજી વધુ સારૂં કામ બજાવી શકશે.—જાનેવારી, ૧૯૧૫.

આ "જ્ઞાન ગમતના ગોહરો" નું પુસ્તક મી૦ અરદેશર ખરશેદજી
દેશાઇએ નં. ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે આવેલાં
"નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં છાપ્યું છે, અને મી૦
માણેકશાહ દીનશાહ મીસ્ત્રીએ નં. ૪૫-૪૭,
ચર્ની રોડ, ગીરગામ, ઑલબ્લેસ બાગ લેન,
મુંબઈ મધ્યેથી પોતાને માટે
પ્રગટ કર્યું છે.

